સેવાસમિતિ ગ્રંથમાળાઃ પુસ્તક ૭ મું:

# મહીલાઓની મહાકથાઓ

( ૨૩, સામાજિક ટુંકી વાર્તાઓ. )


લખનાર:

બ્હેન લક્ષ્મીબાઇ ગોકળદાસ ડોસાણી.

તંત્રીઃ સમાજજીવન.

૧૨૩, ગુલાલવાડી મુંબઈ. ૪.


ચિત્રકાર:

રા. છોટાલાલ અંબાશંકર જોશી.


પ્રકાશક:

નારાયણજી ગોકળદાસ ડોસાણી.

સેવાસમિતિ પુસ્તકાલય

૧૨૩, ગુલાલવાડી મુંબઈ ૪.

વિક્રમ સંવત: ૧૯૮૧ — ઇસ્વીસન: ૧૯૨૫

કિંમત રૂપીઆ સાડાત્રણ.



શ્રીમાન ભાઇ નાનજીભાઇ કાળીદાસ મોરાણાવાળા.

# અર્પણ !

મારા આ પ્રયાસને ઉત્તેજી, ઉત્સાહમાં અભિવૃદ્ધિ
કરનાર, લોહાણા જાતિના પરમભૂષણરૂપ,
ઇસ્ટ આફ્રિકા નિવાસી શ્રીમાન
ભાઈ નાનજીભાઈ કાલીદાસને
અંતરની શુભાશિષ સહ
અર્પણ !

મુંબઈ. — બ્હેન લક્ષ્મીબાઈ.

તા. ૧-૯-૨૫ — ગ્રંથકર્તા.



૫

# નેકી.

ગુજરાતી માસિકોમાં જે એક બે માસિકો સ્ત્રીઓના તંત્રીપદ નીચે ચાલે છે, તેમાં 'સમાજજીવન' વડપણ ભોગવે છે. એ માસિકના મુખપૃષ્ઠ ઉપર પ્રથમ જ્યારે મેં તેના ઉપતંત્રી તરિકે એક બાઈનું નામ વાંચ્યું, ત્યારે મને લાગ્યું કે ઘરાકો મેળવવાની એ મા-સિકના વ્યવસ્થાપકની એ એક ખાસી યુક્તિ હશે! ત્યાર પછી એ બાઇના નામે લખાયલા લેખો વાંચવા માંડયા: તેમાંયે સ્ત્રીત્વની મૃદુતા કરતાં પુરૂષત્વની કઠોરતા જ વધુ જણાઇ અને એવું લાગ્યું કે, ઘણા દાખલાઓમાં બને છે તેમ, એ બાઇને આગળ કરી કોઈ ભાઇ અ-ખ્યાહાર રહેતા હશે!

પણ તે પછી એ માસિક જોડેનો સંબંધ વધતો જતાં પ્રત્યક્ષ પરિચય થતો ગયો, ને તેપરથી જણાયું કે ઉપતંત્રી તરિકે નામ છપાતું હોવા છતાં ખરી રીતે તો તે બાઇજ તંત્રી હતાં; એટલું જ નહિ, પણ વ્યવસ્થાપકનું કામ પણ પોતે જ કરતાં! 'સમાજજીવન' માં પ્રસિદ્ધ થતી મારી વિધવાઓ સંબંધી લેખમાળાને અંગે જ્યારે આગલા હફતાની માગણી કરનારો તેમનો પત્ર એક બાજુથી આવતો, અને બીજી બાજુ ખુદાબખ્શ ગ્રાહકોના લીસ્ટમાં મારૂં નામ નવીનજ દાખલ થયેલું હોવાથી તેનાપરનું શરનામુ પણ તેજ અક્ષરમાં હું જોતો, ત્યારે મને ખચિતજ નવાઇ લાગતી. વાજબી રીતે જ હવે તેમનું નામ ઉપતંત્રી ઉપરથી તંત્રીપદપર ચઢયું છે, ને તે સારૂ 'સમાજજીવન' ના ગ્રાહકો, વાંચકો, અને પોતાની આત્મકથાઓ કહેનારી 'બાપડીઓ' વિગેરેની માફક હું પણ લક્ષ્મીબ્હેનને મુબારકબાદી આપુ છું.

પણ સમાજજીવનની બધી વ્યવસ્થા અને સંપાદન કરવામા જ એ બાઇ થાકી જતાં નથી જણાતાં: સેવાસમિતિ પુસ્તકાલયના પુસ્તકોના વેચાણની ઉચિત વ્યવસ્થા કરવાનો તથા 'લોહાણારત્નમાળા' ઈત્યાદિ

પુસ્તકોના સંપાદનનો પોતાનો હિસ્સો પણ પોતે નિયમિત આપે છે. આ રીતે રહતે રહતે એ બાઇએ પોતાના ભાઇ નારાયણજીને માસિકની બાહ્ય વ્યવસ્થા તથા દ્રવ્યોપાર્જનનું જ કામ સોપી તેમને પોતાના 'ફાઇનન્સ મિનિસ્ટર' ની જગ્યાએ ખસેડી દીધા છે, અને પોતે 'મેનેજીંગ એડીટ્રેસ' બની બેઠા છે !

**' મહીલાઓની મહાકથાઓ '** એ **'સમાજજીવન'** માં છૂટક છૂટક પ્રસિદ્ધ થઈ ગયેલી કેટલીક તથા બાકીની અન્ય કથાઓનો સંગ્રહ છે. એ કથાઓ નથી " યૌવનનાં સ્મરણો " ની કે નથી " મુંબઈના રાત્રિ-રહસ્ય " ની ; નથી " ચુંબન મીમાંસા " ની કે નથી ' પ્રમદાની પ્રથમ રાત્રી' ની ; નથી કપોલ-કલ્પિત કે નિર્જીવ ઇતિહાસમાંથી ઉપજાવી કાઢેલી: એ વાર્તાઓ છે જીવતી-જાગતી અબળાઓની ' કારાવાસ-કહાણી' સમી અંતરની ઊંડી જ્વાળાઓની.એને મેળવવામાં ઓછો શ્રમ નહિ પડયો હોય: કારણ કે એના કાંઇ વર્તમાનપત્રવાળાઓ લે છે તેવા 'ઇન્ટરવ્યુઝ' લેવાના નથી હોતા. એને મેળવવાને સારૂ એના માલિકના અંતઃકરણના દ્વાર ઠોકી ઠોકીને ખોલાવવાં પડે છે. અંતરના એ દોહનનું કાર્ય કેટલું મુશ્કેલ હોય છે તે તો જેણે તે કર્યું હોય તે જ જાણે.

જુદા જુદા પ્રસંગોપરથી સ્ત્રી અને પુરૂષ સ્વભાવની પાકી ઓળખ આ પુસ્તકથી થશે. પુરૂષોની સ્વસુખસાધનાની સ્વાર્થ-વૃત્તિ અને કઠોરતા તથા સ્ત્રીયોનાં ઇર્ષ્યા અને અજ્ઞાન સ્પષ્ટ રીતે તરી આવે છે. સમાજ અને શાસ્ત્રોએ પુરૂષોને આપેલી સર્વ પ્રકારની સંપૂર્ણ છૂટ, અને સ્ત્રીયોને બક્ષેલી જન્મભરની અને ડગલે પગલેની પરતંત્રતા અને કરેલો અન્યાય ઢાંકયો રહેતો નથી; પતિ પ્રત્યેનો ઉપજત નહિ પણ સરજત-ધર્મ નામના યમના દંડથી બ્હીને માનેલો —પ્રેમ ઘણે ઠેકાણે પોતાના અસલ સ્વરૂપમાં જેમ દેખાઇ આવે છે તેમજ ચુસ્તમાં ચુસ્ત નીતિમાન પુરૂષને ઘડીકમાં રસાતલે પહોંચાડે એવી ઘોર અનીતિમાં ફસતો પણ આપણે જોઇએ છીએ; સમાજના અને રૂઢીના બંધનથી થતા ઘોર અત્યાચારોનાં વિધવિધ પ્રકારનાં ચિત્રો જેમ આપણને એકબાજુએ

દેખાય છે, તેમ બીજી બાજુએ ખરા શિક્ષણની ગેરહાજરીથી આવતાં અનિષ્ટ પરિણામો પણ આપણી નજરે ચડે છે. બાળલગ્ન, વૃદ્ધલગ્ન, વિક્રયલગ્ન, અયોગ્ય લગ્ન, વિગેરેના પરિણામોનાં તો એટલાં ઉદાહરણો અપાયલાં જણાય છે કે તે સંબંધમાં 'સમાજજીવન'માં પ્રસિદ્ધ થયેલા નિબંધોના દાખલા યા Illustrations રૂપે જ જાણે આ કથાઓ લખાઇ હોય તેમ લાગે છે. કોઇક ઠેકાણે વિધવાઓના વિનિપાત દેખાશે તો કોઇક ઠેકાણે કુદરતી વિમલતા અને કુદરતજન્ય વાસનાઓનાં યુદ્ધો પણ થતાં જણાશે; ને તે યુદ્ધનાં પરિણામોપરથી સમાજના નેતાઓની આંખ ખોલવાનો અસરકારક પ્રયત્ન કરેલો જણાશે. વળી એ પણ સ્પષ્ટ થશે કે કેવળ 'સતિધર્મ પતિસેવા' નાં પારાયણો કરવાનો હવે સમય નથી રહ્યો : એ જૂની દૃષ્ટિથી આદર્શ અને નવી દૃષ્ટિથી બાલિશ કર્તવ્યકર્મો કરવાનો વખત વહી ગયો છે.

લક્ષ્મી બ્હેનને ભાભી છે, ને તેથી તેમને પોતાને નણંદપદ પણ પ્રાપ્ત થયેલું છે. આવું છતાં સાસુ અને નણંદની જોડી વહુની કમબખ્તી કેમ કઢાવે છે તેપર ઢાંક-પીછોડો કરવાનો પ્રયત્ન તેમણે નથી કર્યો, એ ખુશી થવા જેવું છે; એથી કથાઓમાં કૃત્રિમતા નથી આવી. નવરી સ્ત્રીયોનો નવરાશના સમયમાં કલહોની વાવણી કરવાનો ને તેનો પાક થતાં તેને લણવા પણ તૈયાર હોવાનો સ્વભાવ અજાણ્યો નથી. જગતમાં પોતાની જ જાતિનું હિત કે સુખ જો કોઈ જાતિને ન ખમાતું હોય તો તે સ્ત્રી જાતિને જ છે. તેની ઇર્ષ્યાની જોડી નથી-વ્યાખ્યાએ થઇ શકતી નથી; પણ સત્તાના મદથી અંધ અને મર્યાદાના પાલનના ઇજારદાર બનેલાં બધાઓની જો લગભગ એજ હાલત હોય છે, તો પછી આ બિચારીઓને શો દોષ દેવો ? પણ લક્ષ્મીબ્હેન તો એ બધા સારૂ પુરૂષોનેજ જોખમદાર ગણે છે ને પુરૂષોએજ સ્ત્રીયોને એવી અજ્ઞાન સ્થિતિમાં રાખી છે એવો તેમનો પુરૂષોપર આક્ષેપ છે.

મહાભારતના સંજયની માફક અંધ ધૃતરાષ્ટ્રસમા હિંદુ સમાજને લક્ષ્મીબ્હેન આ કુરૂક્ષેત્રની ભડાકથાઓ સંભળાવે છે, ને ધર્મચરનો

ઉપદેશ આપે છે. બીજી બાજુથી પોતાના સ્ત્રીસમાજને તે **ઉત્તિષ્ઠિત જાગ્રત** થવાને અને તેમનાં દુઃખો બ્હાદુરીપૂર્વક જનસમાજ આગળ મેલી તેના તાત્કાલિક ચાંપતા ઉપાયો લેવાની પુરૂષસમાજને ફરજ પાડવાનો ઇસારો કરે છે. એ સૂચનાનો સ્વીકાર સ્ત્રીપુરૂષ બેઉએ પોતપોતાની ઉન્નતિ સારૂ કરવો ઘટે છે. ઉભયની સામાજીક ઉન્નતિ, એજ સ્વરાજ્યનું પ્રથમ કુંકુમ પગલું.

લક્ષ્મીબ્હેન સમાજના અન્યાયોની સામેના બંડની એક સાક્ષાત્ પ્રતિમા છે. આથી મજકુર કથાઓના આલેખનમાં જો કોઇ ઠેકાણે ઝાંખાને બદલે ઘેરો રંગ પૂરાઇ ગયો હોય તો તે સારૂ સર્વથા ક્ષમ્ય છે. ક્વચિત્ પોતાની બ્હેનોનાં દુઃખોથી ઉશ્કેરાઇ તેમનાથી પુરૂષોને શ્રાપ પણ દેવાઇ ગયા હશે; પણ તેમનો ઉદ્દેશ બેઉની ઉન્નતિ કરવાનો, સદ્‌હેતુ પ્રેરિત અને નિઃસ્વાર્થ હોવાથી તે સર્વદા સ્તુત્યજ ગણાશે. પુરૂષ વર્ગના અન્યાય સામે બંડ ઉઠાવનાર એક સ્ત્રી-'સફ્રાજીસ્ટ' તરીકે '**સમાજજીવન**' ના વાંચકો તો તેમને ઓળખેછે જ, પણ આ પુસ્તકદ્વારા તે અન્ય વાંચકોને પણ પોતાનો પરિચય આપે છે. લક્ષ્મી બ્હેનની દૃઢ માન્યતા છે કે ઘોર પ્રતિકાર શિવાય અન્યાય કદી દૂર થઇ શકતો નથી; અને તેથી અન્યાય સામે સર્વ પ્રકારનું બંડ તેનું નામજ '**સમાજ**' નું સાચું '**જીવન**', એવું તેઓ પ્રતિપાદન કરે છે.

કુંભકર્ણની ઘોર સુષુપ્તિમાં પડેલા એક સમાજને જાગૃત કરવાનો આ એક માત્ર જ રાજમાર્ગ છે. જો તેમ ન હોત, તો પરાપૂર્વથી ચાલતા આવેલાં આંદોલનો થયાં ન હોત ને આટઆટલા અવતારોનુંય પ્રયોજન ન રહેત. આપણે જોઇએ છીયે કે દરેક મહાન પુરૂષે સમાજની માન્યતાઓના અને રૂઢોના વટવૃક્ષને જડમૂળથી હલાવી નાખેલું છેઃ છેલ્લાં બે અઢી હજાર વર્ષનો જ ઇતિહાસ જોતાં, બુદ્ધ શંકરથી લઇને દયાનંદ સુધીના સંન્યાસીઓને પણ પોતાના આશ્રમની સૌમ્યતા છોડી જે ઉગ્રતા ધારણ કરવી પડી તે પરથી પણ એજ સિદ્ધ થાય છે. સમાજની આંખોની ઝાંખ પ્રમાણે તેમાં ગોરો-કાળો સુરમો આંજવો!

પડે છે, અને જે સમાજ ખુદ ધર્મને નામે જ અધર્મ કરતો હોય તેની આંખમાં તો ખૂબ કડક અંજન આંજ્યા વિના છુટકો જ નથી.

એવું કડક અંજન આંજનાર દરેક પરોપકારી વ્યક્તિ અભિનંદનીય છે; અને જો આપણે પ્રાચીન આર્ય સંસ્કૃતિના અભિમાની ગણાવાનો દાવો કરતા હોઇએ, અને પૂર્વજોએ કરેલી તે કમાણીના પોતાને વારસ માનતા હોઇએ, તો પૂર્વજો બદલાતી પરિસ્થિતિને પહોંચી વળવા જેમ જેમ પોતાના રિતરિવાજોમાં બદલ કરતા ગયા તેમ તેમ બદ્લ કરતા રહેવું જોઇએ. જે સમાજની જમાના પ્રમાણે બદલ કરવાની શકિત નાશ પામી હોય તે સમાજ મૃતઃપ્રાયજ સમજવો: તેનું જીવન ઉડી ગયેલું માનવું.

પુસ્તકનો પરિચય કરાવવાનું મારૂં કામ અત્રે પૂર્ણ થાય છે. વાંચકોને એ અનુભવ-કથાઓ ઉપરથી યોગ્ય ધડો લેઇ તે ધડાને પોતાના જીવનમાં ઉતારવાની વિજ્ઞપ્તિ કરતો અને બ્હેન લક્ષ્મીને સમાજમાં જીવન આણવાના પોતાના સદ્ઉદ્યોગમાં મચી રહેવાની ભલામણ કરતો અને પરમેશ્વર તેમાં તેને યશ આપે એવી નેકી પોકારતો દ્વારપાળ

હું છું

ગિરગામ—મુંબઇ. ઋષિપંચમી, ૧૯૮૧. } મગનલાલ માણેકલાલ ઝવેરી.

# લીલા યાને જ્ઞાતિ તંત્ર.



જ્ઞાતિના પટેલોના પોકળ ખોલતી આ એક અદ્ભુત સામાજિક નવલકથા છે, ખાસ દરેક સ્ત્રી પુરૂષને વાંચવા લાયક. પાકું પુઠું. સોનેરી નામ કિમ્મત રૂ. ૨–૮–૦.

સમાજજીવનનાં ગ્રાહકોને પોસ્ટેજ માફ.

સેવાસમિતિ ગ્રંથમાળાના ગ્રાહકોને પોણી કિમ્મતે મળે છે.

લખો:

નારાયણજી ગો. ડોસાણી.

સેવાસમિતિ પુસ્તકાલય.

૧૨૩, ગુલાલવાડી—મુંબઈ નં. ૪.



# પ્રસ્તાવના.

આ આત્મકથનીઓ લખવાની શરૂઆત કરતી વખતે એનો જરાય ખ્યાલ નહોતો કે તે પુસ્તકાકારે પ્રગટ થશે. ઉત્તરોત્તર અધિક સારી કથાઓ લખાતી ગઇ, ને '**સમાજજીવન**'ના વાંચનારાઓ તરફથી એકધારી પ્રશંસાના પત્રો મળવા લાગ્યા; તેથી તેને પુસ્તકાકારે પ્રગટ કરવાની અમો-બ્હેન ભાઇએ યોજના કરી.

સાત કે આઠ સિવાય બીજી બધીય કથનીઓ "**સમાજજીવન**"માં અનુક્રમે પ્રગટ થઇ ગઇ છે.

પુસ્તકનું નામ "**મહીલાઓની મહાકથાઓ**" રાખવામાં આવેલ છે. તેમાં "**મહા**" શબ્દ કંઇક ગુંચવાડો ઉભો કરશે, જેનો ખુલાસો આપવો આવશ્યક છે.

કોઇ પણ ભાષામાં એક શબ્દના અનેક અર્થ ઘટાવી શકાય છે. અત્રે **મહા** શબ્દનો અર્થ '**વિશેષતા**' ઘટાવવાનો છે '**મહાકથાઓ**' એટલે '**વિશેષતાવાળી કથાઓ**' સમજવી.

આ કથાઓમાં વિશેષતા એ છે, કે તે બધી હૃદય હચમચાવી મૂકે એવી સાચી બનેલી–સત્ય ઘટનાત્મક કથાઓ છે. જે રીતસર જગત્ સન્મુખ ધરવાના બીલકુલ ઓછા પ્રયાસ થયા છે. છેલ્લા થોડાક મહિનાથી "સૌરાષ્ટ્રમાં" સાચી કથનીઓ ક્યારેક સંક્ષેપમાં દેખા દેછે. પણ એવી સત્ય ઘટનાઓથી છલકતું એક પણ પુસ્તક અત્યાર અગાઉ પ્રગટ કરવાની કોઇએ હિંમત કરી હોય એવું મારી જાણમાં નથી. કલ્પનાત્મક સાહિત્ય કરતાં સત્ય ઘટનાત્મક સાહિત્ય વધારે ચીરંજીવ અને વધારે અસરકારક નીવડે છે એમ હું માનું છું.

સ્ત્રીજીવનના કેટલાક કુટ પ્રશ્નોના ઉકેલ માટે કંઇ કંઇ પ્રવૃત્તિ થાય છે. પણ વિરાટ હિન્દુ સંસારમાં નારી જીવનની કેવી દશા પ્રવર્તે

છે, તેનો આછો ખ્યાલ આ સાચી કથાઓમાંથી આવી શકશે. હિન્દુ સંસારમાં નરી કુટિલતા જ ભરી છે એમ મારૂં માનવું નથી. તેમ તે સાથે સ્રીસમાજની સંતોષજનક સ્થિતિ હોવાનુંય હું માની શકતી નથી. મેં ઘણી કાળજીપૂર્વક હિન્દુ સંસારનું અવલોકન કર્યું છે. ખાસ કરીને જ્યારથી મેં કાઠિયાવાડના હાલાર, બર્ડા,બારાડી વગેરે વિભાગમાં મારી બ્હેનોની દીલ પીગળાવનારી દશા જોઇ ત્યારથી મને તેઓને માટે કંઇક કરવાની ઇચ્છા થઇ. હવે કાઠીઆવાડ ગુજરાતની અજ્ઞાન બ્હેનોના પ્રતિનિધિરૂપે હું સત્ય હકીકતો જાહેર કરતી રહીશ, અને સ્રીસમૂહ સામેના અમાનુષી અન્યાયો દૂર કરાવવાની કોશેશ કરીશ.

લગ્નની વિકૃત પદ્ધતિ કેવો અને કેટલો કચ્ચરઘાણ વાળે છે, તે આમાંની કેટલીક સત્ય વાતો સુચવશે.

સાચી બાબતો વ્યક્ત કરવામાં આ કથાઓમાંનાં કોઇ પણ પાત્રો સાથે મને અંગત અણગમો હોવાનું કોઇએ માનવાનું નથી. તેમ કોઇનાપર અયોગ્ય આક્ષેપ મૂકવાનો કે કોઇની લેશ માત્ર પણ લાગણી દુખવવાનો મારો ઇરાદો નથી. માત્ર આજના સમાજજીવનમાં સંસારની ધુરા વહન કરવામા ઉપયોગી ભાગ લેનાર–સ્રીજીવનની કેટલીક અણઉકેલ સમસ્યાઓ સમજાવવાનો મારો પ્રધાન હેતુ છે.

ઘરનાં વૃદ્ધની વય અને અનુભવ પૂજવા લાયક છે. પણ સાથે તેનો અન્યાય નકારવા લાયક છે. તેવી જ રીતે અલબત સમાજના જીવનમા પહેલા નંબરનો અધિકાર પુરુષો ભોગવે છે, તેઓનાં સાહસ અને કેટલોક ત્યાગ વખાણવા લાયક છેઃ પણ તે સત્તાના ઘેનમાં સંસારના નિયમનું ભાન ભુલી આપખુદ થાય છે, ત્યારે તેઓના માટે પણ અકારી ભાવના પેદા થયા વગર રહેતી નથી. આ કથાઓમાં જે જે પુરૂષ પાત્રો આવેલાં તેઓની રીતભાત મેં મારી મરજી પ્રમાણે નહિ ચીતરતાં એ ઘટનામાં તેણે જેવો ભાગ બજવેલો છે, તેવો જ ચિતાર તે તે કથાઓમાં ઉતાર્યો છે. આ કથાગુંથણીમાં એકાગ્રતાથી જે જે ભાવ વર્ણ્યા છે, તે સંબંધી કેટલાક વિદ્વાન ભાઇઓ તરફથી

સારા સારા અભિપ્રાય પત્રો મળેલા છે, જેથી મને મારા પ્રયાસમાં સંતોષ ઉપજે છે.

હિન્દુસમાજના કેટલાક નિયમો એવા સારા છે, કે જે સંસ્કૃતિના પોષક હોઇ સૌને માટે હિતકર છે. પરંતુ વિશેષ અવલોકન પછી મને એમ પણ માલુમ પડ્યું છે કે સમાજના અમુક કાયદાઓમાં સ્ત્રીસમાજ પ્રતિ ચોકખો પક્ષપાત અને હળહળતો અન્યાય ઉકળી રહેલ છે. સ્ત્રીપુરૂષના સમાન જીવનહક્ક સમાજે કબુલ્યા નથી. વિશેષે, સમાજના કાયદાઓનો આયતો લાભ પુરૂષસમાજે પોતાની જાતને માટે જ અનામત રાખ્યો છે. આ પક્ષપાત સામે મારો સખ્ત અણગમો છે, એટલું જ નહિ પણ સ્ત્રીસમાજના પ્રતિનિધિ રૂપે તે સામે વ્યાજબી લડત ચલાવવાનું પણ મારૂં કહેણ છે ! આ વિચારોની કંઇક ઝાંખી કરાવે એવાં બે ત્રણ બંડખોર સ્ત્રી પાત્રોનો પણ આ કથાઓમા સમાવેશ કર્યો છે.

નાદાન બાળકીના ગળામાં લગ્નનો ફાંસલો પહેરાવી દેવો, ને નશીબ રૂઠે ત્યારે મારી મચડીનેય વૈધવ્ય ધર્મ પળાવવાની હેવાનીયત ભરેલી રૂઢી ચાલુ રાખવાથી સમાજ કેવાં કડવા ફળ ચાખે છે, તે હવે કોઇથી અજાણ્યું નથી. આ પુસ્તકમાની એવી બે ત્રણ કથાઓ ફાટી આંખે વાંચ્યા વગર વાંચકનો છૂટકો જ નથી. આ ગ્રંથમા બધી મળીને ૨૩ વાર્તાઓનો સમાવેશ છે. જે તદન સ્વતંત્ર અને સાચી ઘટનાઓ છે. માત્ર એક ૧૫ મી કથા "વૃદ્ધાની આત્મકથા" હિન્દી ઉપરથી ગુંથેલી છે. જો કે તેમાં મેં ઘણું નવું ઉમેર્યું છે ને કેટલુંક કાઢીયે નાખ્યું છે તેથી લગભગ તે વાર્તા પણ સ્વતંત્ર જેવી જ છે: છતાં વસ્તુ હિન્દી ઉપરથી લીધેલ છે તે કબુલી લેવામાં મને વાધો નથી.

વર્તમાનપત્રોની દુનિયામાં કેટલાક આશા આપતા લેખકો-ગ્રંથકર્તાઓને વ્યાજબી ન્યાય નથી મળતો તેનું કારણ એ છે કે, વર્તમાનપત્રોના ચાલકો ગ્રંથાવલોકનની જોખમદારીને ધર્મરૂપે સ્વીકારતા નથી;

માટે જ ન્યાય આપવામાં બેદરકાર રહે છે. ઉપર ઉપરથી જોઈ લઈ જેમ તેમ અભિપ્રાય છાપી મારવાનો ક્રમ મેં કેટલેક સ્થળે જોયો છે. અભિપ્રાય પ્રગટ થતાં થોડી ઢીલ થાય તે માફ થઇ શકે, પણ અવલોકનના અભાવે લેખકને અન્યાય થાય એ તો પત્રકારની લાઇનને ઝાંખપ લગાડે.

મારો સ્વલ્પ પ્રયાસ આ પુસ્તકના રૂપમાં ગુર્જર જનતાને ચરણે ધરતાં મને સ્વાભાવિક આનંદ થાય છે. તેનો સારી રીતે સત્કાર થશે, તો ભવિષ્યમાં કંઇ વિશેષ લખવાનો મને ઉત્સાહ થશે.

મારા સહોદર નારાયણજીભાઈ, અમારી માતુશ્રીની માંદગી સબબે ચાર છ મહિના દેશમા વસવાના કારણે આ પુસ્તકનાં ઘણાખરાં પ્રુફ મેંજ સુધાર્યા છે, અન્ય કામકાજની ધમાલમા આ પ્રુફ સુધારવામાં મેં ઉતાવળ પણ કરીછે. વળી ગમે તેમ તોપણ મારો પ્રથમ પ્રયાસ કહેવાય તેથી ભુલચુક રહી જવા સંભવ છે જે માટે હું વાચક ભાઇ બ્હેનોની ક્ષમા ચાહું છું.

મારા આ પ્રથમ પ્રયાસમાં મને ઉત્સાહપૂર્વક પ્રેરણા કરનાર અને ઉત્તેજનાર તરીકે **વાંસદા સંસ્થાનના સાહિત્યવિલાસી શ્રીમાન ઠાકોર સાહેબ** તથા સારી લોહાણા આલમની કીર્તિને ઉજ્વળ કરનાર આફ્રિકાવાસી ભાઇ **નાનજીભાઈ કાલીદાસનો હું** આ તકે આભાર માની વિરમુ છું.

| | |
|---|---|
| **પારાવાડા.**<br>તા. ૧૦–૮–૧૯૨૫<br>સોમવાર. | **બ્હેન લક્ષ્મીબાઈ ગોકળદાસ ડોસાણી.**<br>તંત્રી: **સમાજજીવન:**<br>૧૨૩, ગુલાલવાડી; મુંબઈ ૪. |

# અનુક્રમણિકા.

હિન્દુ વિધવાને ઘડીને વિધાતાએ હાથ ધોઈ નાખ્યા છે.

*　　　*　　　*

સ્ત્રીઓને ઢીંગલીઓ કે ગુલામ ગણવાથી આખો સમાજ પક્ષઘાતનો ભોગ થઈ પડે... ... ... ...

*　　　*　　　*

સ્ત્રી એ રાષ્ટ્રની માતા છે. ... ... ...

*　　　*　　　*

આપણી સ્વતંત્રતા આપણે ચહાતા હોઈએ તો બીજાની છીનવી લેવાનો આપણને અધિકાર નથી. ... ...

*　　　*　　　*

પરણવાનો અર્થ પણ બહુ ઉંડો છે. વિષય ભોગવવાને ખાતર જે માણસ પરણે છે તે પશુ કરતાં પણ હીન છે. ...

મહાત્મા ગાંધીજી.

આપણા હૃદયની સહચારિણી, મિત્રતાનો અપૂર્વ નમુનો, દિલના દર્દની જાણકાર આ સંસારમાં સ્ત્રી સિવાય અન્ય કોઇ નથી.

કોલી.

મારા સૂક્ષ્મ વિચારોનું મૂળ મારી જનનીના પ્રેમભર્યા હાલરડાંમાં છે.

જોન્સન.

# ૧: સવિતાની આત્મકથા.

---

હું એક ત્યજાયલી અબળા છું. મારી જીવનકથની સાંભળવી તમને ગમશે ? મારૂં નામ છે સવિતા ને જ્ઞાતિ છે વાણીઆ સોની. [illegible] ગામમાં મારો જન્મ થયો હતો. મારી જન્મદાત્રી માતા મને ૧૦ વર્ષની મૂકીને આ ફાની દુનિયાથી અદર્શ થઇ કે થોડા જ સમયમાં મારા પિતાએ બીજી સ્ત્રી કરી. એ આવનાર સાવકી મા મને ચાહી શકે ખરી ? મારા પિતાનું મન પણ ઉચું થયું. મને ક્યાંય ઠેકાણે પાડી દેવાની ઉતાવળ કરી. નબળાંને સૌ કોઇ ખુંદે છેઃ ગરીબ ઘેટાં બકરાંપર તુરત છુરી ફેરવાય છે પણ વાઘના ગળે છુરી ફેરવવાની કોઈ હામ ભીડી શકે છે ? 'ગરીબ સ્વભાવ એ પાપ છે' એવું ઠોકરો ખાધા પછી હું સમજી શકો છું; અને જીવના જોખમે હું જાણી શકી છું કે ઘોર આન્દોલન પેદા કર્યા વગર સમાજના જાલીમ અત્યાચારોથી સ્ત્રીઓને બચવાની આશા નથી.

માતા મરી જતાં પિતાને પોતાની ગરીબ ગાય જેવી પુત્રીની ઓછી લાગણી હોય છે એવુ મને મારા જીવનમાથી જડયું છે. આખરે જેતલસરમાં સ્વજ્ઞાતિના એક પુરૂષ સાથે મારાં લગ્નનું ચોકઠું જડાઇ ગયુ. આ પુરૂષને એક પત્ની હયાત છે પણ તે અતિશય રોગી થઇ જવાથી મને મેળવવાની તેણે ઉમેદવારી કરેલી, અને તેમા તેને સફળતા મળી. મારા પિતાએ કઇ વળતર લીધી હશે તેની મને બરાબર ખબર નથી. ૧૨ વર્ષની વયે મને પરણાવી. પરણ્યા પહેલાં મેં ચાર ચોપડી જેટલું ભણી લીધું હતું. હું પતિગૃહે ગઇ. શરૂઆતના ત્રણ માસ તો મને નવલકથાઓ વાંચવા મળી અને મારા પતિ તરફનું પણ કંઈ દુઃખ નહોતું. મારી શોકય દારૂણ દુઃખમા પડી હતી. તેની હું યોગ્ય સારવાર કરતી હતી. મારા પતિ મને બહુ ભોળવતા હતા. અને હું જ જાણે તેનું દૈવત હોઉંની ! એવો ભાવ બતાવતા હતા. એમ કરતા કરતાં એક દિવસ મને કહ્યું " હું પૈસા બાબત તંગ હાલતમાં છું તે તને ગમે છે ? તું તારૂં પલ્લુ પાણું લઈ આવે તો આપણને કેટલી બધી છૂટ થાય ? તારાથી કદી મારૂં હ્રદય જુદું થાય એવું તું માને છે ? તને હું મારી સહ્ત-નત સમજું છું. મને તારા જેવી ભણેલી ભાર્યા મળી તેથી હું મને ભાગ્યશાળી માનુંછું. આ જૂની સ્ત્રી તો હવે દિવસો ગણે છે. તે મરી જતાં ઘરમાં આ બધું તારૂં જ છે ને ? હુ કમાઇ લાવું તે પણ મારે તો તારા જ હાથમા આપવાનું ને ? આ વખતે તારે મને ટેકો દેવો જોઇએ: તારા જેવી શાણી સ્ત્રીને મારે વધારે કહેવાનું હોય ? "

મારા શિરછત્રનાં આવાં વાક્યો સાંભળીને હું નમ્ર બની. તેની ઇચ્છાને અનુવર્તી હું મારા પિતાને ત્યાંથી રૂ. ૭૦૦)નું મારૂં પલ્લું લઇ આવી ને મારા પતિને સોંપ્યું. હવે કદાચ તે દગો દે તો મારો કોઇ આધાર નહોતો. મારો બધો કબજો મેં તેને સોંપી દીધો. હિન્દુ સ્ત્રીને પોતાના પતિમાં અવિશ્વાસ હોતો નથી. પતિને સંકટની વેળાએ પોતાનો પ્રાણ આપવા પણ તૈયાર થાય એટલી ઉદારતા

હજીય હિન્દુ બાળામાં છે. મેં પણ તેમાં મારો ધર્મ માન્યો. હું એમને પ્રભુરૂપે જોતી અને તેને મારૂં જીવનધન માનતી હતી.

ભાવી જીવનનાં અવનવાં સુખી સ્વપ્નાં જોતી, અને ઉંચી ઉંચી આશાઓના હવાઇ કિલ્લાઓ હું બાંધતી હતી. મને સાહિત્ય તરફ પ્રેમ હતો અને તેઓ પણ તેવા જ. એટલે જીવનમાં સુખ મળશે એવો મને વિશ્વાસ હતો. બીજા ત્રણ માસ વિત્યા. મારી શોકય જે કોઇ બુરા રોગથી પીડાતી હતી તે હવે તંદુરસ્ત થવા લાગી. ૭ મહીનામાં તો વગર ઈલાજે તેણે પૂર્ણ આરોગ્ય પ્રાપ્ત કરી લીધું! મારા કરતાં તે વધારે સૌન્દર્યવતી હતી. અમો બન્નેના સ્નેહની તે શોકયને અદેખાઈ આવે તે સ્વાભાવિક હતું. પ્રેમ માટે કોણ તલસતું નથી? તેને યે પ્રણયીજીવન ગમતું હોય તેમાં ખોટું શું? પતિને તે ધીરે ધીરે આકર્ષવા લાગી અને જેના સ્નેહની મારાપર ભરતી આવી હતી તેની હવે ઓટ આવતી હોય એવું મને માલુમ પડ્યું. પણ તેઓ મારી સાથે ભળતા રહેતા તેથી મને વધારે દુઃખ નહોતું. 'મારા પતિના સુખમાં હું સુખી અને એમના દુઃખમાં હું દુઃખી' એ મંત્ર હું મારી માતાના ખોળામાં રમતી હતી ત્યારથી શીખી હતીઃ પરંતુ હવેથી મારા પતિના સ્નેહની ભરતી મારી શોક્ય માટે હતી. મને અળગી કરવાય તેઓ ઇચ્છતા હોય એવો ભાસ થયો પણ હું કયાં જાઉં? મારૂં પલ્લું મારા પિતાની પાસે રહેવા દીધું હોત તો ત્યાં હું હક્કથી વર્ષ બે વર્ષ રહી આવત. હવે તેઓ મને આઠ દિવસ પણ રાખવા તૈયાર નહોતા. મારા પતિને સારી નોકરી મેળવવાની મરજી થઇ અને તે માટે મુંબઈ જવાનું તેને ગમ્યું. અમો બન્નેને પણ સાથે જ લઈ ગયા. મારી શોકયને હું "મોટી બ્હેન" કહીને બોલાવતી હતી. તેના તરફથી મને બહુ દુઃખ નહોતું. પરંતુ તે તંદુરસ્ત થઇ જવાથી હવે મારૂં પેટ મફતનું ભરવાનું છે, એમ મારા પતિને લાગતું હતું. એટલે એ રીતે હું તેની નજરમાં વધારાની થઇ પડી. મુંબઇ પહોંચ્યાં ને પોતે નોકરીએ લાગ્યા તે દરમ્યાન

મારૂં પહેલું ચવાઇ ગયું હતું. એમને શરૂઆતમાં માસિક રૂ. ૪૫)ની નોકરી મળી. તેમાંથી રૂ. ૨૦) તો ઓરડીનું ભાડું જતું હતું. બાકી ધોબી, હજામ, દૂધવાળો, મોદી તેમજ મારા પતિનું પરચુરણ ખર્ચ એ બધાંનું રૂ. ૪૫) માં પૂરું થતું નહિ. તેથી હું ને મારી શોક્ય કંઇ ટોપીઓ ભરવાનું કે છત્રીઓ શીવવા વગેરેનું કામ કરી સાંજ સુધી ચાર છ આનાની આવક કરવા લાગી. પણ તેટલામાં તો મારા પતિને મુંબઇનાં મોજશોખી–ફેરી જીવનની અસર થઇ ગઈ. તેઓ દારૂ ચઢાવીને દરરોજ માર માર કરતા ઘેર આવતા અને માત્ર મને જ શત્રુરૂપે જોતા. મારફૂટ પણ કરવા લાગ્યા. હું એ બધુંય સહી લેતી. કારણ કે પેટના ખાડા પુરવાનુ કયાંય સ્થાન નહોતુ. તેથી એમનો ત્રાસ ભાવે કભાવે પણ સહન કર્યા વગર મારો છુટકો નહોતો. માણુસ નીતિનું એક પગથીયું ઉતરે છે એટલે અનુક્રમે બીજાંયે ઉતરતાં વાર લાગતી નથી. સમાજનાં કેટલાંક ડહાપણ-ડાહ્યાંઓ કહે છે કે "સ્ત્રીનો ધર્મ છે કે પોતાના પતિને સુધારવો, તે તેનો પ્રભુ છે" વગેરે. પણ આ જમાનામાં હું આ વાતને અશક્ય માનું છું. જે વ્યક્તિએ ધર્મ સાથેનો સબંધ છોડયો છે તેને બ્રહ્મા પણ ન સુધારી શકે. પ્રભુની ભલી કૃપા પણ તેનાથી દૂર હોય, એ પણ તેટલું જ સત્ય છે. જે સામાજિક આજ્ઞાઓ અમો હિન્દુ સ્ત્રીઓનું હૃદય કબુલ કરતું નથી તે જ આજ્ઞાઓનો બળપૂર્વક અમારી પાસે સ્વીકાર કરાવાય છે. ત્રાસથી ભલે અમે સમસમી રહીએ પણ એક ધર્મમત અને નેમ તો આવા સંજોગોમાં સાચવી શકાતી જ નથી. પ્રેમ–પુજ્યભાવ એ આંતરિક બંધન છે, બહારનું નહિ. સત્ય તો એ છે કે સમાજના તેમજ લોકલાજના ભયથી, ઘરમાંથી કાઢી મૂકશે એવા ભયથી, અને નિરાવલંબ હોવાના ભયથી જ હિન્દુ સ્ત્રી કષ્ટસાધ્ય જીવન વ્યતિત કરે છે. પોતાના ભકતજન માટે પ્રભુ પ્રાણ પાથરે છે એવુ ગીતાના ગાનારે પણ સ્પષ્ટ કહ્યું છે. ત્યારે તેથી ઉલટું જીવનભર સેવામાં ખડે પગે રહેલી સ્ત્રીની બહુમૂલ્ય સેવાની

પણ જે કદર ન કરી શકે તે પતિમાં પ્રભુની ભાવના શી રીતે થઇ શકે ? ગમે તેવા જુલમી પતિને પણ પ્રભુ માનવો વગેરે જે ધર્મનું પાલન અમારી પાસે ભયથી કરાવાય છે તે ધર્મ મનુષ્યનો હોઈ શકે જ નહિ. કારણ કે તેમાં પશુતાનો ભાવ છે. સામાજિક નિયમોની સૃષ્ટિ પણ દેશકાળ પ્રમાણે ફરવી જોઇએ. આ સત્ય વાત કહેવાથી સમાજના ભૂત જરૂર ધુરકશે.

મારા પતિ કેટલાક કપાતર મિત્રોની સોબતમાં પડયા હોવાથી પગાર આવે તે તો ક્યાંય છકોપંજો કરીને ઉડાવી દે ને ઘરમાં કંકાસની હોળી તો હંમેશ સળગતી જ હોય.

મને કહેતાં ઘણી જ શરમ આવે છે, પણ શું કરૂં ? નગ્ન સત્ય કહ્યા વગર મારા મનનું સમાધાન થતું નથી. મારા પતિના એકેએક ત્રાસ મેં સહન કર્યા આખરે એમના ત્રાસે સીમા વટાવી ! એટલે કે મને જીવતી તીજોરી બનાવવાની એમને ઇચ્છા થઇ.

મારી શોકયથી એમનું કામ નભતું હતું એટલે મને તે વધારાની ગણતા હતા એ તો હું પહેલાં કહી ચુકી છું. હવે છેલ્લો ત્રાસ મારા ઉપર વર્તાવ્યો અને તે આ પ્રમાણેઃ

તેણે એક ખાનગી કૂટણખાનામાં મારો જોગ કર્યો અને તેમાંથી આવક થાય તેનું ગજવું ભરવાની નેમ રાખી. એમને દારૂ પીવા જોઇતો હતો, અને 'સીઝર' પાનપટ્ટી, ચ્હા વગેરેનો સાંજસુધી બીજો રૂપીઆ ચાર છનો ધુમાડો થતો હતો. એ બધાં ખર્ચ ટુંકા પગારમાં શી રીતે નભાવે ? અને તે માટે જ મારા શરીરનો નિકૃષ્ટ વેપાર કરવાની એમને બુદ્ધિ સુઝી. દરરોજ બપોરના બાર વાગે બળજબરીથી તે પોતે મને કૂટણખાનામાં મૂકી આવતો ને પાંચ વાગ્યે કૂટણખાનાનો માણસ મને ઘેર મૂકી જતો હતો. હું તેના ત્રાસથી ભારે દબાઈ ગઇ હતી. મારૂં મગજ બગડી ગયું હતું. મારૂં પોતાનું મને ભાન નહોતું. મારી આવી દશા થશે એવો સ્વપ્નેયે મને ખ્યાલ નહોતો. હું તો પ્રેત જેવી થઇ ગઇ. આવી રીતનું કામ મારો

માલેક હવે હંમેશને માટે મારા પાસે કરાવવાનો હતો. આઠ દિવસ તો તેની નીચ આજ્ઞાનો અમલ મેં ભયભીત થઇને કર્યો. અને નવમે દિવસે હું ત્યાંથી નાશી છૂટી. કહો, કહો, આવા પતિને પ્રભુ માનવો કે પિશાચ ? ગમે તેવા પતિને પ્રભુ મનાવનારો હિન્દુસમાજ ! મને આનો શો ઉત્તર આપે છે ? આ તે કેટલો ત્રાસ ! કેટલો અત્યાચાર જગતના સાક્ષીરૂપ સૂર્ય ચંદ્ર પણ આવા ઘૃણિત જુલમો જોઇને રડતા હોય અને ધીટકાર દેતા હોય એવો મને ભાસ થાય છે. સ્ત્રીઓ સહન કરે છે તે પાપ કરે છે એવું મને ઉગી ગયું છે. સહન કરવામાં મેં સાર ન જોયો. હવે ભલે હું વટલી જાઉં કે પછી ભલે ભુખે મરી જાઉં પણ આ શયતાન પુરૂષની જીવતી તીજોરી બનવા તો નહિ જ જાઉં. બસ મારા હૃદયમાં આગ સળગી છે. હું આજે ખુલ્લો બળવો પુરૂષસમાજ સામે જાહેર કરૂં છું. તેઓનાં એકે એક અપકૃત્યો હું ઉઘાડાં પાડીશ. મારી બ્હેનોપર જે જે વિતકો વિતાવે છે તેની જનસમાજને ખુલ્લી જાણ કરીશ. મારામાં એટલી બધી ક્રૂરતા વ્યાપી છે કે પુરૂષ માત્રને હું શત્રુરૂપે જોઉં છું. મારૂં રાજ્ય હોત તો આવા એકે એક પુરૂષને ઉકળતી તેલની કળામાં તળી નાંખત ! અને જો કોઈ એવી સ્ત્રી હોત તો તેનોય એવો જ અકડાળો કાઢી નાંખત! મારામાં હવે મામુલી દયાનું સ્થાન છે જ નહિ.

મુંબઇથી જેમ તેમ હું મારા પિતાને ઘેર આવી. પતિને ત્યાં તો હવે મારે જવું જ નહોતું. પરંતુ આવી રીતે ભાગી આવેલી—ત્યજાયલી પુત્રીને આશ્વાસન આપે એવી ઉદારતા અને સહૃદયતા હિન્દુ માબાપોમાં છે ખરી ? જેઓ સુધારા કરવા નીકળ્યા છે તેઓના ઉપર પણ સમાજના અત્યાચારોના ભુત સવારી કરી રહેલ છે. હવે મારા જેવી સ્ત્રીઓનું સ્થાન કયાં ? પેટનો ખાડો પુરવા માટે કેટલીયે ભારત મહીલાઓ વેશ્યાઓના સ્થાનમાં સમાઇ રહી છે. આવી દશા ઉભી કરનાર સમાજે લાજી મરવું જોઇએઃ ડૂબી મરવું જોઇએ. ધર્મની દુકાનો ચલાવી રહેલા ધર્મગુરૂઓએ જ ગલમાં ચાલ્યા જવું

જોઈએ. અહિંસા અને સત્યાગ્રહની વાતો કરનારાઓએ જીવનભર નોકરશાહીની ગુલામી ગળે બાંધી લેવી જોઇએ. શું જોઇને તેઓ સ્વતંત્રતાની વાતો કરે છે? ખદબદી રહેલા સમાજના રોગ કોઇ ડૉક્ટરો જાણે છે? આવા સમાજને ફના કરી નાખવા તરૂણ પ્રજા મેદાને પડશે? ખરેખર સામાજિક પુનર્વિધાન થવાની હવે જરૂર છે.

મારા પિતાજીને મે બધી વાત કહી. તેઓ ચકીત થયા; છતાં પણ હિન્દુ માબાપનો પોલાદી ધર્મ હૈયે ચઢી આવ્યા વગર રહ્યો નહિ. મને તેણે કહ્યું: "ભલે થોડો વખત અહીં રહે. પછી હું જાતે તને મૂકી જઇશ અને તારા વરને પૂરતી ભલામણ આપી જઈશ. શું કરીએ? તારૂં ભાગ્ય લઇ ગયુ, બાકી એ ઘર લાજારૂં કહેવાય છે."

"પણ બાપા! તમેય દીવો લઈને કૂવામાં પડયા તો? એક બૈરી જીવતી હતી તેનાપર મને શા માટે હોમી? હવે હું હડધુત જેવી કયાં જાઉં? કયાંય વાત કરૂં તો તેઓનેય મારો દોષ જણાય અને મને કોઇ માનથી બોલાવતું હોય તે પણ મારો અનાદર કરે. મને હવે આઠ આનાનું અફીણ લાવી આપો. મારી જનેતા ગઇ છે તે જ માર્ગે હુંયે ચાલી જાઉં. મને વેશ્યા બનાવનાર એ શયતાન પતિને ઘેર તો હું નહિ જ જાઉ, ચાહે તો મારા રાઈ રાઈ જેટલા કકડા કરી નાખો. હું માંડમાંડ છૂટી આવી છું. કહેશો તો કૂવામાં પડીશ. પણ ત્યાં જવાનું મને કહેશો નહિ." મેં મારા હૃદયનો ભાર ખાલી કરી નાખ્યો—સ્પષ્ટ સંભળાવી દીધું. મારા પિતાને લાગ્યુ કે ઘોડા જેવી દીકરીને મારે ઘેર કેમ કરીને રાખવી? હું બાર દિવસ મારા પિતાને ઘેર રહી. ત્યાંથી અમદાવાદમાં એક મારી બાલ્યસખીને ઘેર ગઇ. મેં તેની સહાય માગી. ને કોઇપણ ઉપાયે મને આગળ અભ્યાસ કરવાની સગવડ કરી આપવાનું મેં તેને કહ્યું.

પ્રભુએ મહેર કરી. મારા હૃદયની વેદનાઓ તે બ્હેને જાણી. વગસગ લગાડીને ત્યાંની ફીમેલ ટ્રેનિંગ કોલેજમાં મને દાખલ કરાવી

દીધી. પછી તો બધાં દુઃખો વિસારે પાડી મેં અભ્યાસમાં ચિત્ત પરોવ્યું. ત્રણ વર્ષમાં તો પ્રભુ કૃપાએ હું સીનીયર પાસ થઈ ગઇ. થયું, હવે હું મારી પોતાની જાત ઉપર આધાર રાખી નિર્વાહ કરવા જેટલી યોગ્ય થઇ. એ મ્હેનને હું અગણિત અશીર્વાદ આપું છું. સરકારી સ્કોલરશીપ ખાઇને હું ભણી હતી તેથી ત્રણ વર્ષ તેઓની ઇચ્છા મુજબ મારે નોકરી કરવાની હતી. મને પ્રથમ ધોળકા સરકારી શાળામાં નોકરી મળી. પગાર માત્ર રૂ. ૨૫) મળતો હતો. છતાં તેમાં સુખપૂર્વક મારો નિર્વાહ થતો હતો. મુંબઇથી નાશી છૂટી ત્યારે મારા પતિએ મારી કશી શોધખોળ કરી નહોતી. હું કોલેજમાં ભણી અને હવે નોકરી પણ કરૂં છું તેની તેને જાણ થઇ છે, છતાં મને એક પત્ર પણ લખ્યો નથી. તેના હૃદયમાં હજુ પ્રભુએ વાસ કર્યો હોય એવું જણાતું નથી. મને સતાવી તે માટે અદ્યાપિ તેને પસ્તાવો થતો નથી લાગતો. તે તો એમજ માનતો હશે કે હાથમાંથી શીકાર નાશી ગયો! મારૂં સર્વસ્વ હરી લઈ, મને અનાથ જેવી કરી મૂકીને એ પાપી પુરૂષે છેવટે મને નર્કની નીકમાં ઉતારી દીધી હતી. પણ પ્રભુએ મને મતિ સુઝાડી તેથી ભેભાખડી થઈને હું નાશી છૂટી. ને સ્વાશ્રયથી આ શાન્તિની ક્ષણ જોઇ શકી છું. મારૂં ગુજરાન હું સુખપૂર્વક મેળવી લઉં છું. મારા પિતાની અને પતિની લાચારીમાંથી પ્રભુએ મને છૂટી કરી છે. જો હું ધારૂં તો કાયદેસર મારા પતિનાં અપકૃત્ય સામે પગલાં લઇ શકું. મારૂં પલ્લું લઇ લીધું ને આખરે મને વેશ્યા બનાવવાના ધંધાને પોતાનો કર્યો. આ ગુન્હાઓ હું સાબીત કરી બતાવુ એમ છું. આવા ગુન્હા માટે જરૂર તેને સખ્ત સજા થાય. અને કોર્ટ મારફત હું મારૂં ભરણપોષણ જુદી રહીનેયે લઈ શકું એમ છુ. પરંતુ એ બાબત ઉપર મેં હવે પડદો નાંખી દીધો છે. તેનો ન્યાય ઈશ્વર જ કરે એવું હું તો ઇચ્છું છું. કર્મનો કાયદો જો સાચો હશે તો તે જરૂર રૌ રૌ નર્કમાં જ પડશે.

હું જ્યાં નોકરી કરૂં છું તે શાળાના મુખ્ય શિક્ષક બહુ સારા

માણુસ છે. [illegible] જ્ઞાતિના છે. તેની ધર્મપત્ની પણ આ શાળામાં શિક્ષણુ આપે છે. તેઓ બન્ને–પતિપત્ની મારા પ્રતિ રહેમની નજરથી જોતાં હતાં. એક વખત તેઓએ મારી જીવનકથા જાણુવા ઇચ્છા દર્શાવેલી, મેં બધું કહ્યું: તેથી ઉભય બહુ દુ:ખી થયાં. માસ્તરે મને ધર્મની બ્હેન ગણી સાથે જ રહેવાનું કહ્યું. મને આશ્વાસન મળ્યું. હું સાથે તો ન રહી પણ બાજુમાં જુદું ઘર ભાડે લઇને રહી. પૂર્વ જન્મમાં આ માસ્તર મારો સગો ભાઇ હશે એવુ મને લાગ્યું. તેઓ દમ્પતી મારા માટે ભારે લાગણી રાખતાં હતાં. મને સ્વાભાવિક તેઓનો વિશ્વાસ કરવામાં કંઇ અનુચિત ન લાગ્યું. તેઓ એક ખાનદાન કુટુંબના નબિરા છે, તેમજ મિતભાષી અને સૌમ્ય સ્વભાવના છે. થોડા સમય બાદ એમનાં પત્ની બીમાર પડયાં-જમણા પગની પાનીનું એક હાડકું કોહી જવાથી ઓપરેશન કરાવ્યું છતાં તેને આરામ થતો નહોતો. હું તેની સારવાર કરતી હતી. હવે હું આ મારા ધર્મભાઇને રસોઇ કરીને જમાડતી હતી. અને એમની સાથે જ રહી. હું એમના પત્નીને “ ભાભી ” કહીને બોલાવતી અને તે મને “સવિતાબા” કહેતી. કેટલોક વખત આમ સંયુક્ત કુટુંબની જેમ ચાલ્યુ. આ ધર્મબન્ધુનો મને એટલો બધો વિશ્વાસ આવેલો કે મારો પગાર આવતો તે પણ હું તેના હાથમાં સોપી દેતી અને તેનો પગાર આવતો તે મારા હાથમાં આપી દેતા. હું તે રકમ ભાભીને સોપી દેતી. આવો દેવતાઇ સ્નેહ અમે પરસ્પર રાખતાં હતા.

હું માસ્તર ત્ર્યબકલાલની સાથે રહું છું એવી મારા પિતાને ખબર પડતાં તેણે મને પોતાને ઘેર તેડાવી. હું તુરત ગઈ. પણ મને ઘરમાં પેસવા દીધી નહિ. મને કહ્યું: “ તું વટલી ગઇ છે. [illegible] સાથે તું ખાય છે, પીએ છે અને રહે છે. ગામમાં વાતો થાય છે. મારાથી બહાર નીકળાતુ નથી, મ્હોં બતાવાતું નથી. તું તેઓનાથી જુદી રહે, અથવા તો બીજે ગામ રહીને નોકરી કર. જરાક અક્કલ

રાખ, મારે તો પેટ પડેલાં વરાવવાં પરણાવવાં છે. તારી બા મરી ગઇ તેને બદલે તું જ મરી ગઇ હોત તો આજે આવો ધોખો મને લાગત નહિ. દીકરાઓ ભલે ગમે તેવાં અને ગમે તેટલા બુરાં કામ કરે પણ દીકરી એક કરે તોય માબાપને મરી જવુ જોઇએ. હું કહું છું તે પ્રમાણે તું નહિ કરે તો હું આપઘાત કરીશ!"

પિતાનું ઉગ્ર અને એકતરફી ભાષણ સાંભળીને મેં પણ કહેવા માંડયું: "પણ માસ્તર તો એક સદાચારી વ્યક્તિ છે. છતાં ભલે ગમે તે વાતો થાય, મને કંઇ નીસ્બત નથી. મારે કોઇની સાથે વહેવાર કાઢવો નથી. તમને આજે શરમ આવે છે ખરી, પણ ત્યારે કસાઇવાડે ગાયને બાંધતાં પહેલાં વિચાર ન કર્યો? મારી પાસે વેશ્યાવૃત્તિ કરાવે તેને શરણે જ હું પડી રહું તેમાં શું તમારી આબરૂ સચવાઇ રહેશે? સમાજ અને લોકલાજ પડે ઉંડા ધરામાં! મને કયાંય સુખે રહેવા દેશો કે નહિ? તમે ભલે મને શરણું ન આપશો. મારો પ્રભુ છે. જેને સૌ કોઈ છોડે છે તેને એક ઈશ્વર આશરો આપે છે. મને દંભ આવડતો નથી. દંભથી આબરૂ સચવાતી હોય તો તે મારે ન જોઈએ. હું મરી ગઈ છું એમ સમજી મારૂં ન્હાઇ નાંખો. મારી માતા ગઇ તે હું પણ ગઇ એમ સમજી લો. શામાટે દુ:ખી દીકરીને વધારે સતાવો છો." આ રીતે મેં ખુબ હૃદયની વરાળ ખાલી કરી પણ પિતાએ એકની એક વાત ચલાવ્યા કરી. સમાજની આબરૂ એમના હૈયે ચઢી બેઠી હતી.

હું ધોળકા પાછી ગઈ અને મારા ધર્મબન્ધુ માસ્તરને બધી વાત કહી. તેણે મને કહ્યું: "બ્હેન! બાપાને સમાજનો ડર લાગે છે, આપણા નિર્મળ સ્નેહમાંયે કોઇ વ્હેમ જોશે. ભલે તું જુદી રહે, અગર તારી બીજે ગામ બદલી કરાવી લે, સમાજમા બધું કામ એક લાકડીએ ચાલે છે. અસહાય અબળાને અપનાવી લેવા માટે આ હીચકારી સમાજનુ હૈયું ખુલ્લુ કયાં છે? માત્ર પતિથી જુદી રહી તે માટે જ સ્ત્રીએ ગુન્હો કર્યો એવું ભુત સમાજના ભેજામાં ભરાયલું

છે. સત્ય ન્યાય આપવાની તેઓને ધગશ નથી. પુરૂષસમાજના સ્વાર્થને આડે આવે એવી વાત તેઓ શામાટે છણે? તું હવે સમજે છે. અવકાશે તું ધર્મનાં પુસ્તકો વાંચજે. આપણે પત્ર રૂપી–સૂક્ષ્મ સ્વરૂપે તો મળીશું જ. સમાજનાં બંધન તેમજ જનસમાજનો ચિકીત્સાખોર સ્વભાવ તો તું હવે જાણે છે. તારા જ હિતને ખાતર હું તો કહું છું." આખરે હું ત્યાંથી નીકળીને મુંબઇ આવી. દૈવયોગે મળેલાં ભાઇ ભોજાઇથી વિખુટી પડતાં મને બહુ વસમું લાગ્યું. આવા અદેખા–દ્દષ્ટિ દોષના ભંડાર રૂપ સમાજને હું શાપ ન આપું તો શું કરૂં? દુઃખીને રાહત આપવાનો ધર્મ સમાજ શામાટે સમજે? ભણી ગણીને હું મારૂં ઉકેલતી થઇ તેથી મુંબઇમાં બેઠેલો મારો જાલીમ પતિ હવે મને શત્રુ રૂપે લેખે છે. મારાં આ ભવાટવિમાં કોઇ આવી મળેલા સુખમાં પણ તે પથરો નાખવાનો પોતાનો ધર્મ સમજે છે. પિતાને ત્યાંય મારો આશરો નથી. હું અહીં એકલી રહું છું. અનેક વિચારો કરી કરીને આખરે સહન કરવાની વૃત્તિ મારામાથી જતી રહી છે. મને ક્યાંય સુખ નથી. પરણેતર પતિએ દગો દીધો. મારૂં પલ્લું પાછું મેળવતી વેળા તેણે જેટલી મારી ખુશામત કરી હતી તેટલો જ પાછળથી ધોખો દીધો છે. પ્રભુ, એ વિશ્વાસઘાત ન સાંખે એવી આ દુઃખી હૃદયની પ્રાર્થના છે. મારૂ હવે પ્રભુ સિવાય અન્ય આ જગતમાં કોઇ જ નથી. હું મરૂં કે જીવું કોને મારો શોક થવાનો?

આવાં કેટલાય સંકટોથી આજે અમારો સ્ત્રીસમાજ પીડાય છે. નૈતિક બળના અભાવે બ્હેનોનાં હૃદય કાયર થઈ ગયાં છે, સામયિક અખબારોમાં પણ ચોમેરથી આવો જ અવાજ આવે છે. જેમકે: 'અમુક સ્ત્રી નાશી ગઇ. અમુક સ્ત્રીને મવાલીઓ ઉપાડી ગયા અને બેહાલ કરી, અમુક સ્ત્રી વેશ્યા થઇ, અમુક બાળકીને બુઢ્ઢાને હાથ વેચી, અમુક સ્ત્રીના પતિએ બીજી સ્ત્રી રાખી તેથી પહેલીની દુર્દશા થઈ, અમુક સ્ત્રીને સંતાન નહિ થવાથી પુરૂષે બીજો વિવાહ કર્યો, કોઇને તેનો પતિ મારકુટ કરે છે, ઘરમાં ગોંધી રાખે

છે, કોઈ સ્ત્રીને રસ્તે જતાં અન્ય કોઇ નસાડી જાય છે, કોઈ ભૂખે મરે છે, કોઇ બાળવયમાં જ વિધવા થાય છે, કોઇ સ્ત્રી રોગથી પીડાય છે, કોઇ સ્ત્રીના પેટે દીકરીઓ જ અવતરે છે. કોઈ સ્ત્રીને કસુવાવડો થાય છે.' આવી દશા ભારતિય સ્ત્રીસમાજની છે. બ્હેનોને મારે તો એક જ સંદેશો છે કે તેઓ કદાપિ પણ સામાજિક અત્યાચાર સહન ન કરે, સ્ત્રીસમાજની પરાધીનતા આજે સાલી રહી છે. સૌ કરતાં વિધવા બ્હેનોની દુર્દશા અધિક છે. તેઓ સાસુ અને જેઠ જેઠાણીના કટુ વ્યવહાર સહી શકતી નથી ત્યારે રામભરોસે નીકળી પડે છે; પરંતુ સ્વાવલંબી ન હોવાથી ક્ષુધા શાંતિ માટે વેશ્યાવૃત્તિ સિવાય અન્ય ઉપાય તેઓને નથી સૂઝતો. સમાજના ગુંડાઓ હિન્દુભગિનીને સન્માર્ગ બતાવવાને બદલે નીચ ગર્ત્તામાં જ નાંખે એવા છે. આજે લગભગ ૫૦ વર્ષ થયા સમાજસુધારાની કોશેશ થઇ રહી છે પણ તેનુ ફળ કયાં? દુરાગ્રહ અને અંધશ્રદ્ધાના વાવાઝોડાંઓએ ઘણાંના આશા મહેલોને ઉખેડી નાખ્યા છે. તેમાંય નારીજીવનની પરવશતા તો વર્ણવાય તેવી નથી. કેવળ ગુલામ, રમવાની પૂતળી કે, મ્યુઝિયમ જેવુ તેઓનું જીવન છે. હજારો અત્યાચારો, દુરાચારો આજે સ્ત્રીઓપર થઇ રહ્યા છે. ખરેખર, ગુલામીમાં પડેલાઓ જ આવુ સહન કરે છે. આજના યુગમા પુરૂષ બીજાનો માનસિક અને આત્મિક ગુલામ છે. ત્યારે સ્ત્રી બિચારી શરીરથીએ ગુલામ છે. દયાજનક સ્થિતિ એવી છે કે જીવન એટલે શુ? તેનું પણ અમારી બ્હેનોને ભાન નથી. કેટલીક સાધનસંપન્ન બ્હેનોએ ઉંચી કેળવણી લીધી છે, તેઓ પણ કમભાગ્યે પોતાની બુદ્ધિની સરસાઇ કરવામાં ગુ થાઇ ગઇ છે. સમાજની સંતપ્ત બ્હેનોનાં દુઃખોનો સંદેશો કયાંથી તેઓના કાને પડે? એ તો જેણે દુઃખો દીઠા છે તેઓ જ અન્યનાં દુઃખોની વેદના જાણી શકે. રોદડાં રડ્યે હવે કોઇ સાંભળવાનું નથી. ગામેગામ બંડખોર સ્ત્રીમંડળો સ્થાપવાની જરૂર છે. સામાજિક બંડ અતિ જરૂરનું છે. હુ હવે જ્યાં ત્યાં ફરૂં છું.

અતિશય ત્રાસ સહીને માણુસ મરણીયું થાય છે. તેને પછી કંઇ આશાઓ કે ઇચ્છાઓ હોતી નથી. તે તો જીવ ઉપર જ આવી રહે છે. અતિશય ઘર્ષણથી આગનો ઉદ્‌ભવ થાય એ દેખીતુંજ છે. હું હવે મારી બ્હેનોની સ્થિતિ નિહાળતી ગામેગામ રખડું છું. મેં જે જે કંઇ જોયું છે તે હું કહી ચુકીછું. વિચાર વગરનાં અઘોરી માણુસોને મારૂં કથન કેવળ બકવાદ જેવું લાગશે, એ દેખીતું છે; છતાં મારી સગીઆંખે જોયેલું હુ જાહેર કર્યા વગર રહી શકતી નથી. સમાજમાં હવે હું જીવતી રહીશ ત્યાસુધી બંડખોર વાતાવરણ ફેલાવતી રહીશ. ભારતની તરૂણ પ્રજાને હું આ બળવામાં ભળવા માટે આમંત્રણ કરીશ. જમાનાજુના લોખંડી કાયદાઓનો આજના યુગમાં પણ અમલ કરી સ્ત્રીજીવનને નિસ્તેજ કરી મૂકનાર સમાજની સહનુભુતિની આશા રાખવી હવે વ્યર્થ છે. કોઇ કહેશે કે "સ્ત્રીઓ તો ઘરને ટાઢે છાયે રૂડી રીતે સુખી છે." તેને મારે કહેવું જોઇએ કે જગતમા આંખ ઉઘાડીને જુઓ. સ્ત્રીઓ ઉપર કેવા કેવા સીતમ ગુજરે છે તેની નોંધ કરો. ગુલામીમા ખરૂ સુખ નથી. બાપ જાણે કે પોતાની મીલ્કત હોયની, તેમ પોતાની પુત્રીને બુઢ્ઢા સાથે પણ પરણાવી દે છે. નાની–અજ્ઞાન અવસ્થામાં પણ સાસરાંના ત્રાસમાં બાળકીને સોંપી દે છે. પુરૂષ ધારે તો કાઢી મૂકે, મુંગો માર મારે, ઢોરના જેટલું કામ કરાવે અને ભુખેયે મારે; છતાં બિચારી જીવનથી બંધાઇ ગયેલી હિંદુબાળા બધુ સહી લે છેઃ કડવા ઘુંટડા ગળે ઉતારી જાય છે. કેટલીયે બિચારીઓ માનસિક ચિન્તાઓના ભોગે ક્ષય રોગથી પીડાઇને મૃત્યુનું શરણ લે છે. કોઇ અતિ સુવાવડના લીધે રોગી અને દમીયલ જેવી બની જાય છે. કંઇ નહિઃ જમાનો હવે દિશા સુઝાડે છે. ભારતની તરૂણપ્રજા જાગશે અને સામાજિક પુનર્વિધાન કરશે. મારે કોઇની સહાનુભુતિ નથી જોઇતી. નિંદા સ્તુતિની મને પરવા નથી. મારી બ્હેનોને જગાડવા માટે હવે હું ઉજાગરા કરીશ. બસ, એજ મારૂં મંતવ્ય.

---

## ૨: વીરબાઈની વિતક વાત.

માતાના ગર્ભવાસમાંથીજ બાળકના જીવનનો ફેટો પડે છે, તેમજ વળી સંસ્કારો જે કામ કરે છે તે કોઈ કરી શકતું નથી. બીજા દેશો કરતાં આપણો દેશ વધુ પછાત છે. તેમાં પણ સ્ત્રીઓને અભણ રાખીને આ દેશે બહુ ગુમાવ્યું છે. જ્યારે ભણાવવામાં આવે છે, ત્યારે હાલની જડ કેળવણી માત્ર જરૂરીયાતો જ વધારવામાં સફળ થાય છે. સ્ત્રી જાત ભારે ભોળી, અંધવિશ્વાસુ અને અગમનીગમની ગમ રહિત હોવાથીજ કદાચ તેમનો દરજ્જો ઉંચે નહિ આવી શકતો હોય. જગતમાં જેને માટે આગ સળગી રહી છે તે પાશવવૃત્તિનાં ગુલામ મનુષ્યો આખરે કેવી અધમતાએ પહોંચે છે તે આમાંથી જોવાનું મળશે. જેટલે દરજ્જે માણસ આ વૃત્તિનો ગુલામ થાય છે તેટલે દરજ્જે તે મનુષ્ય મટી પશુ થાય છે; તેમજ જેટલો તેનાથી વિરક્ત થાય છે તેટલો તે મનુષ્ય મટી દેવ થાય છે. પરંતુ પરંપરાથી પશુ યોનીમાં ફરી આવેલો માનવી આત્મા મનુષ્ય દેહમાં આવે છે, ત્યારે પણ તેની તે જન્મોની વૃત્તિ પરાણે તેમાં જોડી પરાધીન બનાવે છે. તેને ઉપદેશોની ભાગ્યે જ અસર થાય છે. મારી આ વિતક વાતથી વાંચકને નવાઈ લાગશે કે આટલે દરજ્જે બેવકુફ આ બાઈ હશે!

પણ ખરેજ તેમાં જરાય શક નથી. એમાંથી પણ સ્ત્રીજાત કંઈ જાણશે અને શીખશે એવી આશાએ હું કહું છું. હાલની સમાજમાં શયતાન જેવો પુરૂષોનો એક વર્ગ છે. તો ભોળી બાઇઓને ફસાવવાનો જ ધંધો લઇ બેઠો છે. આવો વર્ગ સમાજનું ભારેમાં ભારે ખૂરૂ કરી રહ્યો છે જે જણાવવાની જરૂર નથી.

"મારૂં નામ **વીર**બાઇ પણ જો તે નામ પ્રમાણે જ ગુણ હોત તો મારૂં નામ હિન્દના ઉજ્જ્વળ કીર્તિવાળી મહીલાઓની હરોળમાં મૂકાત અને આવી વિતક વાત કહેવાની જરૂર ન પડત. થાણા જીલ્લાના એક ગામમાં મારો જન્મ થયો હતો. માબાપ પૈસાપાત્ર અને વળી હું એકની એક દીકરી એટલે લાડની વાત શું કરવી? હું સાત દીકરાના તોલની મારાં માબાપને મન હતી. મારા શરીરમાં કંઇ કસર થાય તો મારાં માતપિતાનું લોહી ઉડી જાય. જે મારે જોઇએ તે મને તુરત મળતું. આવા વૈભવોમાં જીવનનો હેતુ કે સયમની વાત કેવી? વળી જ્યાં ધનના આગારો હોય ત્યાં સતસંગ કે પવિત્ર વાતાવરણ કેવું? મને ફુલની માફક માબાપે ઉછેરી પણ જીવનમાં ઠોકરો ખાવાની દશા સામે ઝુઝવાનું મને ન શીખવ્યું. શ્રીમંતોનાં બાળકો લાડમાં ઉછરે છે તેથી જ આગળ જતાં તેઓનું પતન થાય છે અને મન ઉપરનો સદ્દર કાબુ ખોઇ બેસે છે. ૨૨ વર્ષે એક ધનાઢ્ય કુટુંબના કુળવાન યુવક જોડે મારાં લગ્ન થયાં. ત્યાં પણ લક્ષ્મીની રેલછેલ હતી અને ઇંદ્ર રાજાના જેવો વૈભવ હતો. મને પરણાવી મારાં માતપિતા થોડા સમયમાં સ્વર્ગવાસી થતાં હું એકની એક પુત્રીને તેમના બધા ધનનો પણ વારસો મળ્યો; એટલે ભરતીમાં વધુ ભરતી થઇ રહી ને વિલાસમાં વધારો થયો. હું બહુ સ્વરૂપવાન અને ચંચળ મનની હતી. ચંચળતા રોકવાની વીરતા મારામાં હોત તો જ **વીર**બાઈ મારૂં નામ ખરૂં ગણાત; પણ તેને સ્થાને શૂન્ય. આ મારા ગુણોથી હું મારા પતિને ભારે પ્રિય થઇ પડી. તે મને કહેતા કે: "તું તો મારી સલ્તનત છો! તારો બોલ તે તો કાયદો." મને પણ એ જ જરૂર

હતી. હું મારા પતિના આત્માને ઓળખતી નહિ. જેમ તે મારા દેહના અનુરાગી હતા તેમ હું પણ તેના દેહમાં આસક્ત. માત્ર વાસનાતૃપ્તિ તે જ સ્ત્રીપુરૂષના જીવનનો હેતુ હોય એમ હું માનતી. આમ સુખમાં સમય વિતાવતાં અનુક્રમે મને બે પુત્ર થયા. એટલે વળી મારૂં માન અને મારૂં સુખ વધ્યું અને મન વધારે મ્હેકયું. ગમે તેટલાં સુખો મળે પણ સંસારી સુખો શું કોઇનાં કાયમ રહ્યાં છે ? મને આ બે પુત્ર પછી એક પુત્રી થઇ; અને થોડો સમય વિત્યા બાદ મારા સુખનો સૂર્ય પણ આથમ્યો–મારા પતિનો દેહાન્ત થયો. હું સુખો–વિલાસ વૈભવોમાં રંગાઇ રહેલી તેને માથે સંકટનું વાદળ તૂટી પડયું. માતા પિતાને લાડવાઇ હોવાથી તેમણે મને ભણાવી કે સંયમી કરી નહિ. પતિ મરતાં છ મહિના તો મને તેના ભણકારા સંભળાયા. તેનાં આપેલાં સુખો મને બહુ યાદ આવ્યાં. પછી મને તે વિસારે પડયાં. હું વિધવા થઈ હતી પણ મારો રૂવાબ જોઈ કોઈ એમ ન જાણે કે આ બાઇ વિધવા છે. રૂા. ૫૦૦) ના નંગ વાળી તો વીંટીઓ મારા હાથની આંગળીઓમાં હતી. રૂા. ૭૦૦) ના નંગ વાળી તો બુટ્ટીઓ કાનમાં પહેરી હતી. સોનાની નાજુક બંગડીઓ તો રોજ ફરતી ફરતી પહેરતી. મારા પતિ પરલોકવાસી થયા પણ મેં મારો શણગાર તો બીજી રીતે પણ કાયમ રાખ્યો. અઢળક ધન દોલતમાં તો વિલાસ જ સાંભરે, વિરાગ નહિ. હું ત્રણ છોકરાંની માતા થઇ. જેટલું જોઈએ તેટલું સંસારનું સુખ આઠ વર્ષ લીધું પણ દરરોજનાં ઉત્તેજક ખાનપાન અને રંગરાગે મને પાછી બહાવરી બનાવી. વિધવાઓને શણગારો નહિ, વૈભવો નહિ, એવું વિધવાધર્મ બતાવનારા શાસ્ત્રકારોએ કહ્યું છે તે એવા હેતુથી કે તેની સામે કોઈ વિકારી નજરે જુએ નહિ ને મન પણ તોફાની નહિ બનતાં પવિત્ર રહેઃ પણ હું તો ધનવાન એટલે તે મને લાગુ પડે નહિ એમ મેં માન્યું. મારે મન તો વૈભવો એ જ ખરૂં સુખ હતું. હિન્દુ લગ્નના કાયદામાં ધણીની સામટી મીલ્કત વિધવાને નહિ સોંપતાં નજીકનાં સગાંઓ અગર ટ્રસ્ટીઓને સોંપાય છે તે બરોબર છે. વિધવા એટલે

સંન્યાસી. સંન્યાસીને જેમ પેટ પુરતી જ ભિક્ષા માંગી લાવવાની હોય તેમ જ વિધવાને પણ પોષણ પૂરતું આપવુ. આ કાયદામાં પક્ષપાત નથી પણ ડહાપણ છે. વિધવા ધનવાન–બધી મીલ્કતની માલિક હોય ને બધું તેને સાંપી દેવામાં આવે તો ભાગ્યે જ તે પોતાનો ધર્મ સાચવી શકે. દુર કયાં જાઉં ? મારો જ દાખલો ન આપું ? મારી મુર્ખાઇ જોઇ જનતા મને હસશે પણ ગમે તેમ છતાં મારાં કાળાં જીવનમાંથી પણ મારી બ્હેનોને જરૂર ચેતવણી મળશે. સર્વને હું એટલું કહું કે હું જેવી છું તેવો જ અભિપ્રાય સર્વ સ્ત્રીઓને માટે તેમણે બાંધવો નહિ. ઘણી બાઈઓ પવિત્રતાની મૂર્તિ અને બુદ્ધિની ખાણરૂપ છે. મારે પૈસા, ગાડીઓ મોટરોની ખોટ નહોતી, માત્ર ખોટ હતી મારી આંતરિક ઇચ્છાઓ પૂરી કરનારની. ધીમે ધીમે જીવનનું વલણ બદલાયું અને તે એટલી હદ સુધી કે જે કહેતાં કમ્પારી છૂટી જાય. મારે ત્યાં એક કંઇક ભણેલો પણ દભી પુરૂષ આવતો જતો. તે મારી સાથે બહુ વાત કરવાની છૂટ લેતો અને જાણે મારે માટે તેને બહુ લાગણી હોય તેવો ભાવ બતાવતો. હુ તો સાવ ભોળી જ ભોળી હતી. મને એક વાત વગર બીજો અભાવ હતો, મને પણ તેનો સ્વભાવ ગમવા લાગ્યો. દેહના પ્રેમીને દેહમાં જ પ્રેમ થાય એ સ્વાભાવિક છે. હું તો તેને માટે મરી ફીટવા લાગી અને એક ક્ષણ પણ એના વગર યુગ જેવી લાગવા માંડી. દુધિયા દાંતવાળા મારા બે પુત્રો અને ફુલની કળી જેવી મારી પુત્રીમા મેં પતિના પ્રેમને આરોપીત નહિ કરતાં આ નરપશુના ફાંસામાં ફસાઇ. હું એને પૂરેપૂરી વશ થઇ ગઇ છું એવું જ્યારે આ માણસે જાણ્યું ત્યારે પોતાનો વધુ પગપેસારો કરવા લાગ્યો. આખરે એના હાથનું રમકડું મને બનાવી મૂકી. સ્ત્રી જાત ! તારૂ સ્થાન, તારો દરજ્જો આવાં પાપે નીચો કેમ ન રહે ? પુરૂષોના કરતાં ઓ સ્ત્રીઆલમ ! તારી પવિત્રતાની જગતને ભારે જરૂર છે. આમ કરતાં કરતાં એ પુરૂષની જીભ તે જ મારી જીભ થઇ પડી, મારાપર તેની અપરંપાર પ્રેમવર્ષા થતી. હું એવી ગાંડી થઈ ગઇ કે દિવસ કે રાતનું મને ભાન ન રહ્યું: બાદ

આ શયતાન પુરૂષે મને કહ્યું " ચાલ આપણે ભીમડી જઈ રહીએ ત્યાં મારાં મકાન છે. " મે પણ મારા કુળવાન કુટુંબની પ્રતિષ્ઠાનો કંઇ વિચાર કર્યા વગર તેમ કરવા ખુશી બતાવી. બધી ધન દોલતની હું એકલી માલિક હતી. છોકરાં નાનાં હતાં. આ પુરૂષને વશ થઈ મેં મારા ઘરનું બધું રાચરચીલું, સોના રૂપાનાં વાસણની પેટીઓ, દાગીના અને કેશનાણાંની તિજોરી બધું ભીમડી આવીને નાંખ્યું. આ માણસ વાઢો અને ભુખે મરતો હતો. ભીમડીમાં ઘર તો ભાડાનું હતું પણ ખેર તે બાબત જાણવાની મને દરકાર ન્હોતી. હું તો હવે પૂર્ણ વૈભવ અને આ પુરૂષનાં લાડને પાત્ર બની. ખરી રીતે તે જેટલો ધનને ચહાતો હતો તેટલો મને ચહાતો નહોતો; પણ મારી જડ બુદ્ધિને તેનું કયાં ભાન હતું ? ધીરે ધીરે આ પુરૂષે મારૂં ધન સેરવી લીધું અને પછી તો તે માલિક ને હું નોકર બની. પણ એનુંયે મને ભાન ન થયું: એવી હું અંધવિશ્વાસુ અને એ પુરૂષને દેવ માનનારી હતી. તે દગાખોર ને વિશ્વાસઘાતી છે એવો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. નફ્ટ માણસ પોતાની નફટાઈ અને કુટીલતા અંત સુધી વાપરે છે. એક દિવસ આ કસાઈવૃત્તિના પુરૂષે મને કહ્યું: " આ બે છોકરા છે તે કોઇ દિવસ આપણા સુખમાં અંતરાય રૂપ થશે માટે તેને તો મારી નાખવા જ સારા. તું તારે હાથે ઝેર આપી દે અને તાવ આવવાથી મરી ગયા એમ બધાંને કહેશું." કોઈ માતા એવી નહિ હોય કે પોતે નવ માસ ભાર: ઉપાડયો હોય તે પ્રભુનાં સ્વરૂપ બાળકોને ઝેર દીધું હોય; પણ મેં તો પ્રેમમાં અંધ બની આ પુરૂષને ખાતર તેમ કર્યું. મેં જાણ્યું હતું કે તે હંમેશ મારો ને મારો જ રહેશે. પડોશમાં વાત છતી થઇ ગઇ અને બન્ને છોકરાઓને સોમલ ખવડાવ્યું છે તેની જાણ થઇ ગઇ. પડોશીઓ એકાએક આ છોકરાઓને ઝેર ઉતારવા ઇસ્પીતાલમાં લઇ ગયા. ઝેર ઉતર્યું પણ તેઓ અડધા ગાંડા જેવા થઇ ગયા; અને મને છોડી ગામમાં ભિખારીનો પેઠે ભમી ચણામમરા કે એઠુંજૂઠું ખાઈ પેટગુજારો કરવા લાગ્યા. પછી પડોશીઓને પૈસા તથા ડૉકટરને સારી



“ આ તારા બે છોકરા છે તે કોઇ દિવસ આપણા સુખમા અંતરાય-રૂપ થશે માટે તેને તો મારી નાખવાજ સારા તુ તારે હાથે ઝેર આપી દે અને તાવ આવવાથી મરી ગયા એમ બધાને કહેશું ”

[illegible]

રકમ ચાંપી વાત ગુપ્ત રાખી દીધી. છોકરાઓની આ સ્થિતિ જોઇ પછી મને રડવું આવવા લાગ્યું, પણ હવે આ પુરૂષ આગળ મારૂં કંઇ ચાલતું નહોતું; અને મારી બધી ઝવેરાતનો તે માલિક થઇ બેઠો. થોડા સમય પછી મારો પૈસો ગાંઠે થવાથી પોતે એક ખરેખરી નટકટી, ભણેલી પોતાની ન્યાતની સ્ત્રી જોડે લગ્ન કર્યું. મારા ધનના પ્રતાપે ઘરમાં અમીરના જેવો ઠાઠમાઠ રાખ્યો. આ બાઇ આવી એટલે તે બન્નેની હું પછી ગુલામડી બની. અને તેઓ જ મારા સોના રૂપાના વાસણમાં ખાવા પીવા લાગ્યાં અને તિજોરીની ચાવીઓ હાથ કરી. વખત જતાં ખાવાપીવામાં પણ મારે માટે પક્ષપાત થયો. માથામાં તેલ નાખવું હોય તો પણ બાઇ પાસે માગવું. આ નવદંપતીનાં સુખોનો હવે સમય આવ્યો ને હું ક્યાંયની રહી નહિ. પુત્રોને ગુમાવ્યા ને ધન પણ ગુમાવ્યું. મારી પાસે રાતી પાઇ પણ રાખી નહિ. હૃદયમાં એવી વેદના થતી હતી કે તેનું વર્ણન ન થાય. હવે આ અધમાત્મા પુરૂષ મારી સામે પણ જોતો નથી. મારી પુત્રી ૯ વર્ષની થતાં મુંબઇમાં તેનું સગપણ કર્યું. દાગીના ૧૫૦૦) રૂપિયાના આવ્યા તેમાં પણ એ પાપીનો જીવ પેઠો અને "ભીડ છે એટલે એક દાગીનો આપ: ચાર દિવસમાં છોડાવી લાવીશ" એમ કહી મને ભોળવીને છોકરીના બધા દાગીના સ્વાહા કરી ગયો ! દીકરીનાં સાસરીયાં લગ્ન માટે ઉતાવળ કરવા લાગ્યાં એટલે તેને પરણાવવાની મેં ઇચ્છા જણાવી: પણ હવે તો મેં હારીને હથિયાર છોડી દીધાં હતાં. જે પૈ પૈસો જોઇએ તે બ્હીતાં બ્હીતાં માગવાનો હતો. એટલે આ વાત સાંભળી તેણે કહ્યું: "રૂા. ૫૦૦૦) ક્યાંયથી મંગાવી આપ તો પરણાવી દઉં." સાંભળો સમાચાર ! હું ને મારી દીકરી બન્ને વેચાઇએ તો પણ કોઈ રૂા. ૫૦૦૦) ન આપે ! મને તો કાચી કેદમાં રાખે તેમ એક માળ ઉપર જ રાખવામાં આવી. કોઇને ઘેર જવાની કે કયાંય વાત કરવાની પણ પરવાનગી નહિ. એક વખત અમે રહેતાં હતાં ત્યાં નીચલે મજલે એક સંસ્કારી ભાડુત રહેવા આવ્યો. તેને મેં મારી બધી વાત જણાવી. તો તેમણે કહ્યું કે: "તમારી જ્ઞાતિને કાને વાત નાખી ન્યાત જે સલાહ આપે

તે પ્રમાણે કરો." મેં કંઈક તેવો પ્રયાસ કર્યો. પણ પતિત થયેલી બાઈ માટે ન્યાત કંઈ કરતી નથી. 'એનાં કાળાં કર્મોનો બદલો જે મળે છે તે જ મળવા દો. તેમાંજ ન્યાય પ્રભુનો છે.' આવુ ત્યાંથી સાંભળ્યું એટલે મારા ચારે હાથ હેઠા પડયા ! આપઘાત કરવા પ્રયાસ કર્યો તો તેમાં પણ ન ફાવી. ચિન્તામાં મને ખાંસી લાગુ પડી. છેવટે આ છોકરીને પરણાવવાના પૈસા નથી એમ લાગવાથી તેને અન્ય દેશમાં મારી સાથે નસાડી જવાનો ઉપાય સુઝયો. હાથે પગે લાગી મુસાફરી જેટલા પૈસા આ પુરૂષ પાસેથી લઇ મારી સર્વ ચીજો તિજોરીઓ, કાચના મોટા કબાટો, રૂપાના પ્યાલા, થાળીઓ, બધુ તેઓને સદાયને માટે સોંપી હું મસ્કતમાં મારાં સગાં છે ત્યાં દુઃખી દુઃખી થઈ જવા રવાના થઈ ગઈ. મારી દીકરી ! શ્રીમંતની દીકરી એક વખત હતી. મારા પુત્રો કુળવાન કુટુંબના નબીરા એક વખત હતા, પણ હવે ? હવે તો વનવનની કાડી ! નાટકના પડદા પડે તેમ મારા જીવનના મેં પ્રસંગો જોયા. મારા પતિના આત્મામાં પ્રેમ રાખી મે મારો ધર્મ જ સાચવ્યો હોત તો મારે કોઈ વાતની ઉણપ નહોતી. માત્ર પાશવવૃત્તિને પોષવા મેં નહિ કરવાની ખેડ કીધી અને આખરે અધમ ભ્રષ્ટ થઈ ગઇ. જીવનમાં ભાવે કે કભાવે પણ મેં મારે મોઢેથી પ્રભુનુ નામ નથી લીધું. મારા મનમાં મલીનતાના થર બાઝેલા હતાઃ અને હું તદન બહીર્મુખ પામર જીવ હતી. મારા જીવનથી જો કે હુ પાપી છું પણ વિધવા બ્હેનોને કહી જાઉં છું કે તમે પ્રભુ સ્મરણમાં જ વધુ સમય ગાળજો. ઝાંઝવાંનાં જળ જેવાં સુખોમાં લોભાશોમાં. જગત–સંસાર ઝેરી છે. કોઇ દેવના દીકરા જેવો લાગે તો પણ પુરૂષનો વિશ્વાસ કરશોમાં. તમારો ધર્મ સાચવી સંયમને જ કેળવજો. મૃત પતિમાં જ તમારા આત્માને પરોવજો. ડગલેને પગલે વિધવા જીવનમાં ચેતતાં રહેજો. મારા દીકરા તો મારા સામું પણ જોતા નથી. હું ને મારી દયામણા ચહેરાની દીકરી હાલ તો રખડતી રખડતી સબંધીઓના આશ્રયે જઇએ છીએ."

× × × × ×

થોડા સમય પહેલાં ખબર મળી છે કે અચાનક હૃદય બંધ પડી જવાથી રસ્તામાં જ આ બાઇનું મૃત્યુ થયું છે. અને છોકરીને કોઇ ભલી ભાટીયાણી બાઇ પોતાને ત્યાં લઇ ગઇ છે! જો માણસ ધારે તેવું જ થતું હોય તો પછી પ્રભુને માને જ કોણ? આમ કેટલી બેવકુફ બાઇઓ ફસાઈ જતી હશે? પરિણામ શું આવશે તેનો વિચાર કર્યા વગર માણસ કેટલી હદ સુધી અધમતાએ પહોંચી જાય છે તેનો ખ્યાલ વાંચનાર બ્હેન તું કરી લેજે. આથી વધુ હૃદયભેદક દ્રશ્ય બીજું કયું હોઇ શકે!

# ૩: કાન્તાની કથની.

---

**પ્રિય સખી કુન્દન!**

તારો પત્ર મળ્યો છે. હાલ હું અધિક માસ ન્હાઉં છું, તું પણ તેમ જ કરતી હશે. તારા કાગળો ચાલુ મળ્યા કરે છે પણ હું કંઈ ભણેલી નથી કે તને ઝટ જવાબ આપું. હું છું અભણ ને વળી અભણ મુલક–ગામડામાં રહેવાનું છે. એટલે પત્ર લખી આપે એવું પણ કોઇ મળતું નથી. પ્રભુ કૃપાએ બહારગામથી આજે એક તમારા જેવાં મારાં સહૃદયી બ્હેનપણી આવ્યાં છે. તેની પાસે હવે સામટું લખાવું છું. છેલ્લા પત્રમાં તેં લખ્યું કે "કંઈ વાંધો ન હોય તો તમારી જીવન ઘટનાઓ લખી મોકલજો." બ્હેન! તારી આ માગણી સ્વીકારવામાં મને કંઇ પ્રત્યવાય નથી પણ મને લાગે છે કે તેથી તને દુઃખ થશે ને કદાચ હિન્દુસમાજ સામે બંડ ઉઠાવવા તૈયાર થઇશ. તારી ઇચ્છા છે તો હું મારી અથથી ઇતિ સુધી બધીય વિતક્વાત કહેવા માંડું છું. સખી–મિત્ર આગળ કંઈ પણ છુપું રાખવું ઠીક નથી. તું તો મારે ખારા સમુદ્રમાં મીઠી વીરડી છો. ગામડાંનું દયાપાત્ર સ્ત્રીજીવન હું કોઇ બીજી વખતે લખી મોકલીશ. હાલ તો હું પ્રથમ મારી જ કથનીથી તને જ્ઞાત કરૂં.

ખારા વેકરાને કાંઠે આવેલાં ૬૦૦ ઘરથી વસેલા ગામડામાં મારો જન્મ થયો હતો. મારા પિતા જરૂરજોગું ભણેલા પણ મારી માતા છેક અભણ હતાં. હું નાનપણથી જ બહુ રૂપાળી દીસતી હોવાથી સૌ મને રંભા કહીને બોલાવતાં. પણ લગ્ન થયા પછી મારૂં નામ કાન્તા રાખ્યું. હું ૭ વર્ષની થઈ ત્યારે ભણવાને બદલે આખો દિવસ છાણ લેવા અને છાણાં વીણવા જતી. કાલાંના આડ થાય ત્યારે કાલાં ફોલું ને ચોમાસામાં લીલાં ઘાસ થાય ત્યારે ઢોરને માટે મારી મા સાથે સીમમાં ખડ લેવા જાઉં. આવી કેળવણી પામી હું ૯ વર્ષની થઇ

એટલે માતાપિતાના માથામાં કીડા પડયા. મને પારકી કરવા માટે પ્રયત્ન કરવા મંડયાં. આખરે એક કહેવાતા કુળવાન કુટુંબના બીન-કેળવાયેલ પાત્ર જોડે મારો સંબંધ જોડી મારાં માબાપ કૃતાર્થ થયાં. જેની જોડે મારે જીવન પૂરૂં કરવાનું છે તે જીવનના સાથીના ગુણ કર્મ સ્વભાવ કંઇ પણ પ્રથમ જાણવાનો બાળાને હિંદુસમાજમાં અધિકાર નહિ; માત્ર માબાપ જે સારૂં કરે તે પરાધીન બાળકીને ફરજયાત માન્ય કરવું પડે. નવમે વર્ષેજ મને પરણાવી દીધી. મારા મમતાળુ સ્વભાવથી મેં સાસુ, નણંદ, જેઠાણી સર્વનાં હૃદય જીતી લીધાં. પણ મારા સ્વામીજી મારાથી પણ નાની ઉમરના હોવાથી મને જોઇ ઉલટા વધુ ચીડાવા અને શરમમાં દબાવવા માટે પ્રયાસ કરવા લાગ્યા. મારી જોડે બોલવું હરામ, મારા હાથનું રાંધેલું પીરસેલું ખાવું પણ હરામ કર્યું. વગર વાંકે મને આવી શિક્ષા થાય તે જોઈ હૃદય બળવા લાગ્યું. ગામડામાં કહેવત ચાલે છે કે "થડ સાજું તો ડાળાંપાંખડાં ભલે હાલ્યા કરે" મતલબ કે ધણીની પાંતીની શાન્તિ હોય તો સાસુ નણંદના ટુંકારા સહેવાનું બળ અનાયાસે આવી જાય છે. પણ મારા નશીબે તો થડ જ કથળ્યું. થોડા દિવસ પછી મારા પિતા મને તેડી ગયા. ત્યાં હું મારા મનની આ વાત કોઇને કહું નહિ. પાછી ૪ વર્ષ પછી હું સાસરે ગઇ ત્યારે મેં ધાર્યું હતુ કે મારા પતિ હવે કંઇક પ્રેમની કિમ્મત સમજ્યા હશે પણ તેવુ કંઈ જ નહોતું. ઘેર જમવા આવે ત્યારે હું પાડોશીને ઘેર બેસું. પોતાની બ્હેનના હાથે પીરસાવી જમી લે. રાત્રે દુકાને અથવા વખારમાં સુઈ રહે. હું આવી એટલે ઘરમાં સોગ આવ્યો એમ તેમને લાગવા માંડયું, ને ઉલટા પોતે સુકાવા લાગ્યા. હુ રાત દિવસ ગુલામડીની માફક કામનો ઢસરડો કરૂં ઉપરાંત આ હૃદયની વ્યથા મને અપાર પીડવા લાગી. હૃદય ખાલી કરવાનું મારે કયાય સ્થાન પણ નહોતુ. આવી રીતે મેં ત્રણ માસ પૂરા કર્યા, ને વળી પીયર ગઇ ત્યાં પણ મારા મનની વાત કોઇને જણાવતી નહિ. હિન્દુ બાળાઓ નશીબનો વાંક ગણી સંતોષ માને છે એમ મેં પણ માન્યું. દૈવ રૂઠે ત્યારે ચોપાસથી રૂઠે

છે. અહીં મને શીતળા નીકળ્યાં તેમાં મારી એક આંખે ખોડ આવી. શરીર સારૂં થયા પછી પાછી સાસરે ગઇ. જે દિવસ હું ત્યાં પહોંચી તે જ દિવસે મારા પતિએ પેટી અને બીસ્તરો તૈયાર કર્યા અને 'હું મુંબઇ જાઉં છું" એમ પોતાની માતાને કહી ચાલતા થયા. મારાં સાસુ સસરાએ મુંબઇ જવાની સાફ ના પાડી. મારા પતિએ ચોખ્ખું બોલી દીધું: "એને એના પીયર હંમેશને માટે મોકલી દો. એક આંખે દેખે નહિ તેનું મારે કામ નથી, એ અહીં રહેશે તો હું ચાલ્યો જઇશ." મારા સસરાજીએ મારા પિતાને કાગળ લખી તેડાવ્યા. "આંખે ખોડ આવી માટે તમારી દીકરીનું અમારે કામ નથી. સદાયને માટે હવે તમે તેડી જાઓ." એમ મારા પિતાને કહ્યું:

આ શબ્દો સાંભળી મારા પિતાએ તેમ કર્યું. મને તેડી ગયા. પુરૂષને અંગે કંઈ ખોડ હોય તો પણ સ્ત્રી તો નિભાવી જ લે પરંતુ પુરૂષજગત્ હવે પડવાનું થયું છે. મારા પતિએ લાંબો સમય થયા મારી સાથે કારણ વગર અબોલા લીધા હતા. છેવટે આંખનું બહાનું કાઢી મને રજા આપી. અમારી જ્ઞાતિ ઉચ્ચ કહેવાય છે. વ્યાપારી આલમમાં જાણીતી છે. સ્નેહ લગ્નોની વાતો કરનાર વર્ગ માત્ર શહેરમાં જ છે. ગામડાંઓમા તો એવો સામાજિક જુલમ ચાલી રહ્યો છે કે હવે તો એ સમાજ અને તેના જુલમના દહાડા ભરાઇ રહ્યા હોય એમ લાગે છે. બાળલગ્ને દેશને બાયલો બનાવ્યો અને અયોગ્ય લગ્ને આંધળો બનાવ્યો. બાળાઓ ભણેગણે ત્યારે કંઇ ઉંચું માથું કરે નાં? ભણાવે જ નહિ એટલે એ અજ્ઞાન પશુને જેમ પીલે તેમ પીલાય. પરંતુ સમાજનો આવો નાદીરશાહી દોર હવે વધુ સમય ચાલવાનો નથી. મારા તમારા જેવી બાળાઓ વિફરી સમાજની શુદ્ધ ઠેકાણે લાવશે. હવે હું પાછી મૂળ વાત ઉપર આવું.

હું મારૂં નશીબ સાથે લઇ પીયર આવી, પણ અહીં વળી મારે એક દિલાસાનો શબ્દ પણ કેવો? "કપાશીયો જ્યાં જાય ત્યાં લોઢાય" એ કહેવત પ્રમાણે અહી પણ કામના ઢસરડા કરી અપમાનિતપણે પેટ-

નો ખાડો પૂરવા લાગી પણ એટલેથી જ છુટકો કયાં? ગામનાં બધાં લોકો કહેવા લાગ્યાં "બાઇ, જુવાન દીકરીને માબાપથી નજરે કેમ જોવાય? હાથી દરબારે સારો ને દીકરી સાસરે સારી! દીકરીરૂપી ઘોડો ઘેર કેમ જીરવાય?" આવું આવું સાભળી મારૂં ફરી લગ્ન કરવાનો મારા પિતાએ વિચાર કર્યો! પણ આંખે ખોડ હોવાથી સારૂં મળવાનો સંભવ નહોતો, છતાં રડયુ ખડયું એક પાત્ર મળી ગયું તેની સાથે મારો સંબંધ પુનઃ જોડી દીધો. આ મારા બીજીવારના પતિ નિર્ધન છતાં સ્વભાવના સારા હતા, અમે ગરીબીમાં અમીરી માની પાંચ વર્ષ પસાર કર્યા, એટલામાં પાછો દૈવ રૂઠયો ને મારા આ ગુણીયલ પતિનો દેહાન્ત થયો. ઘરમાં ખાખ પણ ન મળે. મારા બેચાર દાગીના હતા તે વેચી મારા પતિની ઉત્તરક્રિયા કરી. મારા આ પતિથી મને એક પુત્ર અને એક પુત્રી એમ બે સંતાનો થયાં. એટલે હવે તો કોઈનું કામ કરી તેમાંથી જે કંઇ મળે તેથી બાળકોને મોટાં કરવાનો મેં વિચાર રાખ્યો. હું ભાવનગરમાં રહી વીશીમાંથી મસાલા ખાંડવા લેતી. સાંજ સુધી ૧૨ આનાનો મસાલો ખાંડતી ને સુખપૂર્વક પોષણ કરી લેતી. મારાં એક નણંદ પણ મને કંઈ અનાજ વગેરેની મદદ આપતાં. આ રીતે જીવન વ્યતિત થતું હતું. પીયરમાં મારાં પ્રેમાળ માતાનો પણ સ્વર્ગવાસ થતાં મારાં નાના ભાડરૂં માતાવિહોણાં થઇ પડયાં. ઇશ્વરી ઘટના સર્વત્ર એવી જ હોય છે. ત્રણ પુત્રો અને ત્રણ પુત્રીઓ મૂકી મારી માતા ગત્ થતાં એક મહિના બાદ મારા પીસતાળીસ વર્ષના પિતાએ ૧૦) વર્ષની બાળકી જોડે ફરી લગ્ન કર્યું ને અધુરૂં રહેલું સંસારસુખ પૂરૂ કરવા લાગ્યા. આ નાની બાળકીનો ભવ બગાડનાર મારા પિતાનું નખ્ખોદ જજો એમ હું તો કહું છું. ત્યાર બાદ જે ખરેખરૂ બન્યું તે હવે કહું છું.

આગળ જણાવ્યા પ્રમાણે હું તો મારો ગુજારો કરતી હતી. દરમ્યાન પીયરથી ગાડું મને તથા છોકરાંને તેડવા આવ્યું. ગાડાવાળા સાથે કાગળ આપી તેમાં મારા પિતાએ જણાવ્યુ હતું કે: "હું આફ્રિકા

જાઉં છું માટે તું મને મળવા માટે આ ગાડાં સાથે સરસામાન બધું લઇને આવજે. " પિતાની આજ્ઞા પ્રમાણે હું તથા મારાં બાળકો ગાડાંમાં રવાના થયાં. હું ત્યાં પહોંચી તો મારા પિતાએ મારે માટે જુદો જ ઘાટ ઘડી રાખેલો હતો. કુટુંબનાં એક એક માણસ મને મુંઝવી કહેવા લાગ્યાં: " દીકરી ! ઉઘાડે વાંસે કામ ન થાય. આટલી નાની ઉમ્મરે જીંદગી કેમ જાય ? તું ફરી લગ્ન કર તે માટે તારા બાપે જોગ કર્યો છે. તે માણસ સુખડીયો છે. તારાં છોકરાં ખાવે પીવે પણ સુખી થશે. ને તું પણ સુખનો રોટલો ખાવા પામીશ ને છોકરા પણ મોટાં થઈ રહેશે. " આવી આવી અપાર દલીલો મારી પાસે આવવા લાગી. અને તે બધાંને મારો મત સાફ જણાવી દીધો. મારા પિતાને પણ ન કહેવાનુ મેં કહી દીધું. પણ આખરે મને ફાવવા દીધી નહિ. એક ડામીચમાં ડામીચ માણસ સાથે જોરજુલમથી પાછો મારો સંબંધ જોડી દીધો. આ માણસ જીવતાં માંસ વછોડે એવો નખોદ, નીચ અને નિર્દય છે. એની આગલી સ્ત્રીનાં ત્રણ છોકરાં છે ! અને મારાં આ બે છોકરાં. નજીવી વાતમાં કજીયાના કંદર ઉપાડી બેસે અને દરરોજ મારાં હાડકાં ફરી ઘડે. હું સુખેથી જાતમહેનતનો રોટલો ખાતી હતી તેમાં મારા પિતાની આબરૂ જતી હતી. પણ આમ કસાઇવાડે ગાય બાંધતાં તેને જરાય સંકોચ ન થયો. મારા બાપને બાર વર્ષની બાળકી પરણવાના કોડ થયા તેમ મને પણ હશે એમ પોતે માન્યું. મારા બાપે સોપેલો આ મારો માલિક મને દરરોજ એક લાખ ગાળો ભાંડે છે અને વગર વાંકે મારમાર કરતો ફરે છે. મારી આંખનાં નીર પણ ખુટી ગયાં. કદિ પણ મેં સારી ચીજ મ્હોંમાં મૂકી નથી કે નથી મારાં બાલુડાંને સુખી કર્યા. એની આગલી સ્ત્રીનાં છોકરાં નાહક સાચાં જુઠાં કરી મને માર ખવડાવે. દુનિયામાં પુરૂષો હશે પણ આવો નિર્દય તો કોઈ જ નહિ હોય. મારા બાપની સાતે પેઢીનું સત્યાનાશ જાય અને રૌરવ નર્કમાં તેનો વાસ થાય એવા ઉના શાપ મારૂં અંતર વરસાવી રહ્યું છે. આવાં સેંકડો માબાપો આ સમાજમાં પડયાં છે. મારા પિતા પછી તે વખતે

આફ્રિકા તો ગયા નહિ માત્ર મારો ઘાટ ઘડવા આ પ્રપંચજાળ રચી હતી. આવાં માબાપોને ગોળીથી વીંધી નાખતાં જરાય પાપ ન થાય એવું મારૂં હૃદય કકળીને કહી ઉઠે છે. હવે તો હું હતાશ થઈને ભગવાનને અરજી કરૂં છું કે એ પિતા ! આ જાલીમના જુલમથી મને છોડાવી મૃત્યુલોકમાંથી મુક્ત કર. બ્હેન ! ઘણુયે લખવાનું છે પણ હવે કોઇ વખત વાત. તું તારૂં હૃદય દુભાવીશ નહિ.

લી.

કાન્તા.

* * * *

સંભળાયું છે કે આ ઘટના પછી કેટલોક સમય રહીને કાન્તાનો પાશવવૃત્તિનો પિતા પોતાની નવી પત્નીને લઇને પરદેશમાં ગયો હતો. ત્યાં કાન્તાના અંતરના શ્રાપને લઈને કંઈ કમાયો નહિ. નવી પત્નીને દેશમાં મોકલી દીધી: પોતે પણ તે પછી ધનપ્રાપ્તિ કર્યા વગર પાછો ફર્યો. અને એક શંકરના મંદિરમાં બેસી હઠાગ્રહ કર્યો કે 'મને ધન આપ નહિ તો મરૂં.' આખરે શંકર ભગવાને કૃપા કરી નહિ ને આ દુરાગ્રહી પિતાએ શંકર ભગવાનના મંદિરમાં કમલપૂજા કરી—ગળે ફાંસો ખાઇ કીરતારના દરબારમાં કર્મફળ ભોગવવા ચાલ્યો ગયો.

---

## ૪: દુ:ખી કમળા.

---

વાંચનાર ! તમે ભાઇ હો કે બ્હેન હો, પણ મારી વિતકવાત હુ તમને સભળાવું તેમાં તમારે ઉંચા આદર્શ અને કલ્પનાના તરંગો કે દીલને બહેલાવનારી કોઇ રસિક વાતોની આશા રાખવાની નથી. મારી દુઃખદ વાત સાંભળીને તો જો તમને હૃદય હોય તો દુઃખનાં બે આંસુઓ અવશ્ય તમે પાડશો એ મને ખાત્રી છે.

જન્મથી જાતિ માનવા પ્રમાણે હું બ્રાહ્મણ બાળા છું. મારૂં નામ કમળા. પશ્ચિમ કાઠિયાવાડની કંકણભૂમિમાં, સુંદર નદીકિનારે વસેલા એક નાના ગામડીઆમાં મારો જન્મ થયો હતો. મારા પિતાનું નામ હુ નહિ કહુ, પણ તે ભટ્ટજી કહેવાય છે. 'રામરક્ષા સ્તોત્ર' અને 'તતઃ કળાવતી કન્યા' વાળી સત્યનારાયણની કથા ઉપરાંત થોડા થોડા જરૂરજોગા સંસ્કૃત શ્લોકો કામચલાઉ એમણે મોઢે કરી રાખ્યા હતા. આજુબાજુના સાત ગામમાં તેમનો પાટલો હતો. એટલે તેના સિવાય અન્ય બ્રાહ્મણને કોઇ આમંત્રી શકે નહિ. કદી કોઇ બ્રાહ્મણ જાય તો મારા પિતાજી નવાજૂની કરી મૂકે. આ ઉપરાંત સામસામા ગ્રહો લડાવી સીધા દક્ષિણાનું કમીશન મેળવી પોતે જ સમાધાન કરી દેતા. અભણ ગામડીઆંઓને ડરતાં રાખવા માટે દોરાધાગા, મત્ર, જંત્ર, તંત્રનું પણ કામ પોતે કરતા અને 'બહુ જાણે છે' તેવી ગામડીઆઓના દીલમાં છાપ પાડતા.

મારી માતા સાધારણ વાંચી શકે છે, થોડું રામાયણ ભાગવત વાંચે તેની અસર મારી માતાના દીલમાં ઉડી કેટલી થઈ હતી તે હું ન કહી શકું પણ બહાર તેઓ પોતે મહા યોગાભ્યાસી હોય તેવું બતાવવા ચૂકતાં નહિ.

અમે સાત બ્હેનો છીએ, તેમાં મારો નંબર ૪ થો છે. અમારી જ્ઞાતિમાં દીકરીઓના ખુબ પૈસા લેવાય છેઃ જાણે કે ગાય ભેંસનું સાટું ! કન્યા વધુ દેખાવડી તેમ વધુ પૈસા. દીકરી પરણાવવી એટલે કે હજાર બે હજારની નોટો વટાવવી ! એક એક કરતાં મારા પિતાશ્રીએ પાંચ નોટો વટાવી. ઇશ્વરે પણ મહેર કરી કે મારા પિતા દીકરીઓને વટાવતા ગયા તેમ દીકરીઓ જ જન્મવા લાગી. મોઢે માગ્યાં નાણાં મેળવી મારા પિતાજીએ મારી પાચ બ્હેનોને ઘરડા બુઢ્ઢાઓ સાથે પરણાવી દીધી. દીકરીઓનાં નાણાં આવતાં તે થોડા દિવસ પછી કયાંય અલોપ થઇ જતાં. પુત્રનું સુખ મારા પિતાના નશીબમાં નહોતું લખાયું તેથી પોતાના નાના ભાઇના એક પુત્રને પોતે ખોળે બેસાડયો હતો-દીકરો કર્યો હતો.

અમારી ઉમ્મર સહેજ મોટી થતાં અમારાપર ખુબ જાપ્તો રાખવામાં આવતો. નદી ઉપર પાણી ભરવા જવા સિવાય પાડોશીને ઘેર જવાનો પણ હુકમ નહિ, ડેલી બંધ કરીને ઢોરનાં છાણ વાસીદાં અને દળવા ખાંડવામાં અમે દિવસો વિતાડતાં. રાત દિવસ કામના ઢસરડા કરતાં છતાં પૂર્વના સંસ્કારના બળે મને હૈયાંની ઉકલતથી વાંચતાં લખતાં આવડી ગયું. મારી બીજી ૬ બ્હેનો છેક નિરક્ષર છે. કાળના નિયમ પ્રમાણે દિવસોપર દિવસો જતાં મારી ઉમ્મર ચૌદ વર્ષની થઇ; તેમજ મારા પિતાએ ખોળે બેસાડેલો પુત્ર-મારા ભાઇની ઉમ્મર ૨૨ વર્ષની થઇ એટલે તે વિવાહ યોગ્ય થયો. એક થોડે દૂરનાં ગામડે તેમની સગાઇ કરી પણ રૂ. ૧૫૦૦) આપે ત્યારે વહુ ઘરમાં આવે તેમ હતુંઃ એટલે તે કન્યાના એક નિરક્ષર ભાઇ જોડે મારૂં સગપણ કરી દીધું. આ રીતે સામસામું થવાથી કોઇ કોઇને રૂપિયાની સામટી રકમ છોડવી પડે તેમ નહોતું. જે પુરૂષ જોડે મારા પિતાએ મારો સંબંધ જોડયો તે ધુંધુંકાર જેવો-કાળો નાગ-ક્રોધનો અવતાર છે અને એક એકડાનો પણ જબરો દુશ્મન-કાળા અક્ષરને ભેંસ બરાબર સમજનારો છે. ગામમાંથી સીધાં સરા-

# અર્પણ !

મારા આ પ્રયાસને ઉત્તેજી, ઉત્સાહમાં અભિવૃદ્ધિ
કરનાર, લોહાણા જાતિના પરમભૂષણરૂપ,
ઇસ્ટ આફ્રિકા નિવાસી શ્રીમાન
ભાઈ નાનજીભાઈ કાલીદાસને
અંતરની શુભાશિષ સહ
અર્પણ !

મુંબઈ. | બ્હેન લક્ષ્મીબાઈ.
તા. ૧-૯-૨૫ | ગ્રંથકર્ત્રી.



મણુંના લોટ લઇ આવે તેમાંથી પોષણ થાય, સિવાય બીજું કંઈ નહિ. આ પ્રમાણે સગપણ સામસામાં થઇ ગયાં. આથી મારાં હૃદયને જબરૂં દુઃખ થયુ. 'આવાં પાત્ર જોડે મારાથી શી રીતે જીવન પૂરૂં કરાશે ? અરે ! આ માબાપ મારાં વૈરી થયા છે !' એવા હુ વિચારો કરતી અને મારી માતાને પણ છાની રીતે કહેતી કે: "બા ! હું આઠ આનાનું અફીણ પીને સુઇ રહીશ પણ મને એની સાથે પરણાવી દેશો નહિ. જો મારા કહેવા તરફ લક્ષ નહિ આપો તો લગ્નની છેલ્લી ઘડીએ હું ગમે તેમ કરીને આપઘાત કરીશ ! પછી તમારૂં જે થાય તે." આવું સાંભળી મારી માતા "હાએ હા" કરે પણ મારી ખરી વાત મારા પિતા આગળ ન કહે. એટલે તેમની દાનત પણ મારા પિતાના જેવી જ હતી.

ત્રણ મહીના પછી મારાં લગ્ન લીધાં. ભાઈની જાન પરણવા જવાની અને મારી જાન મને પરણવા આવવાની હતી. મારી આટલી કંગાળ અરજ છતાં મારી ઇચ્છાની ઉપરવટ થઈને લગ્ન લેવાઇ ગયાં ત્યારથી મેં અન્નનો ત્યાગ કરી હૈયાફાટ રોવાનું શરૂ કરી દીધું. મારા હૈયામાં આગ જલતી હતી, ગામનાં બધાં લોકો આ વાત જાણતાં હતાં એટલે સૌ મારાં માતા પિતાને કહેતાં કે: "અરે ભટજી ! ભટાણી બા ! તમે કસાઇવાડે ગાય બાંધવાને કેમ તૈયાર થયાં છો ? આ ગરીબ ગાય જેવી શાણી છોકરીના નિસાસા શા માટે લીઓ છો ! નાનાથી કેમ દૂધપીતી ન કરી ? હજુ પણ બાજી તમારા હાથમાં છે. જાનને પાછી વાળી શકો છો. આ દીકરીનું બળીદાન આપીને તમે સુખી નહિ થાઓ. આ છોકરી બોબે બોબે આંસુએ રડે છે તે જોઇને તમારો આત્મા કકળી ઉઠતો નથી ?" પણ ઉત્તરમાં મારી માતા એટલું જ કહેતી: "અમારી વાતોમાં તમે ન સમજો, એ તો હવે રંધાઇ ગયુ. રાંધેલાં ધાન હવે છૂટાં પડે ?" છેવટે જાન આવી, અને મને ઉગી ગયું કે મારૂં મોત આવ્યું ! મને એકદમ હીસ્ટીરીયા થઈ ગયો. મારી બેશુદ્ધ અવસ્થામાં કેટલાંક સગાં વહાલાં

સારવાર કરવા લાગ્યા પણુ મારો જીવ ઉંડો ઉંડો ઉતરી જવા લાગ્યો. મારા કોઇ ઉપાયો કામે ન લાગ્યા એટલે મારૂ હૈયું હાથ ન રહ્યું. મને પીઠી ચોળી હશે, કે વર સાથે હસ્તમેળાપ કરાવી મારાં માતાપિતાએ કન્યાદાન દીધુ હશે તેના મને જરાય ખબર નહોતી; કારણકે હુ બેભાન હતી. બધુ મારી આવી અવસ્થામા આટોપી લીધું. બીજે દિવસે જરા મને શુદ્ધિ આવી. પણ તે દિવસે તો જાન જવાની હતી એટલે કે મને વળાવવાની હતી. મારી આંખોમાં તો શ્રાવણુ ને ભાદરવો! હિન્દુબાળા આસુ ઢાળ્યા સિવાય બીજું શું કરી શકે ? તેના કર્મમાં તો રોવાનુ જ લખેલુ છે.

કોઇને મારી દયા આવતી નહોતી. મારા માતાપિતાના જેવાં કઠણુ હૈયાંના માબાપ પ્રભુ કોઇને ન આપે! મને વળાવતી વખતે માણુસના દેખતા મારી માતા જરા રોઈ પડી! હૃદયમા દયાનો વાસ નહોતો. આખરે મને કસાઇને સોપી—મને વળાવી. જાન ઝાપે પહોચી ત્યારે મારી એક સહૃદય બ્હેનપણી ગાડામા બેઠેલી મને બે ઉત્તમ પુસ્તકો આપી ગઇ ને મને કહ્યુ: "બ્હેન આ તુ વાચજે એટલે તારા જીવને ઓછું દુઃખ થશે" પણુ એટલામાં તો મારી જોડે બેઠેલા—મારા માબાપે મને સોપેલા માલિકે તેમનુ સખ્ત અપમાન કરી નાખ્યુ. છતા તે પુસ્તકો મેં ખોળામાં લઇ લીધા. મને વળાવી ત્યાર મારા દુઃખ આખુ ગામ રોયું પણુ મારા સ્વાર્થી માબાપનો રગ ન ફર્યો. છેવટે હુ હૈયાફાટ રૂદન કરતી, મને લેવા આવેલી જાન સાથે મારા સાસરાને ગામ પહોંચી. સગાંવહાલાં સૌ બે દિવસ પછી સૌ સૌને ઘેર ગયાં. મારા માલિકના ઘરમાં અઢાર હાથનો વાસડો ફરતો હતો. ગામમાંથી બટી બાવટાનો લોટ આવે તેમાથી પેટનો ખાડો પૂરાય. જો મને આ સુખનો રોટલો મળત તો હું તો તેમાં પણુ પરમ સુખ માનત. પણુ નહિ, મારાં આ હાડચર્મનો માલિક બનેલો પતિ મારાં માબાપને અનેક ગાળો ભાંડે અને મને નિર્દય રીતે મારે એ તો તેમનો નિત્ય વ્યવસાય! મારાં વિધવા નણુદ અને એક બે જેઠાણીઓની કંઈ કંઇ શીખવણીઓથી એ જાલીમ મને ન સહેવાય તેવો માર

મારવામાં જરાય અચકાતો નહિ. પ્રેમ જેવી ચીજ તેના સહરાના રણ જેવા હૃદયમાં ક્યાંથી જ હોય ? મારી પરગજુ બ્હેનપણીએ આપેલાં બે પુસ્તકોમાનું એક હું એક વખત વાંચતી હતી તે તેમની નજરે પડતાં મારાં હાથમાં ડામ દીધા અને તે મારા વહાલાં પુસ્તકો મારી નજરે આગમાં નાખી દીધાં: એટલુંજ નહિ પણ મારાં શરીરનાં હાડકા ફરી ઘડયાં ! થોડા દિવસ પછી મારા પિતા મને તેડવા આવ્યા પણ મને મોકલી નહિ. એક વર્ષ આવા ત્રાસમાં વિતાવ્યું. પ્રભુએ શુંયે ધાર્યુ હશે. મારાપર હવે આ કાળાનાગની પૂરેપૂરી ગુલામી આવી. એક વર્ષ પછી મને સીમંત આવ્યું એટલે મારો ભાઈ મને તેડવા આવ્યો. બાર મહીને હું પાછી માબાપને મળી. પૂરે દિવસે મને પુત્રરત્ન સાંપડયું. ત્રણ મહિના પીયરમાં રહી એટલામાં તો ભુખ્યા વરૂ જેવો મારો જાલીમ પતિ મને તેડવા આવ્યો, અને મારાં અંગેઅંગ વિંધાયાં. "કંઇક બ્હાનું કાઢી એક વખત પાછા વાળો તો હું મહીનો માસ અત્રે સુખે રહું " એમ મેં મારી માતાને કહ્યું. એટલે મારા પિતાએ તેમને જણાવ્યું કે: " બે માસ પછી આવજો, છોકરો માંદો છે એટલે ગાડાંમાં નહિ બેસાય." પણ એટલામાં તો એ રૂદ્રનો અવતાર મારા પિતા ઉપર ઉતરી પડયો અને જબરો ઝગડો કરીને પાછો ગયો. મારા પિતાએ નિશ્ચય કર્યો કે હવે મરી જાય તો પણ મારી દીકરીને તેને ઘેર ન મોકલું. આ પ્રમાણે બેત્રણ વખત એ લોકોએ ધક્કા ખાધા પણ મારા પિતાએ મને મોકલી નહિ. મને તો ખાતરી જ હતી કે મોડું વહેલું, મોતે કે કમોતે પણ મારે એ નિર્દયના હાથે મરવાનું છે ! કારણકે છોકરાં છૈયાં થયા પછી એના સિવાય બીજું કોઇ સંઘરે નહિ. દૈવને કરવાનું છે. મારા પિતા બીમાર પડયા અને છેલ્લા શ્વાસ લેવા લાગ્યા. જીવ કેમેય કર્યો જાય નહિ, મારી માતાએ કારણ પુછ્યું. તેમણે કહ્યું: " કમળા ભલે વટલી જાય પણ એ ચંડાળ બ્રાહ્મણને ઘેર જાય નહિ: એવું મારા મોઢામાં પાણી મૂકો. " કંઇ પણ વિચાર કર્યા વગર મારી માતાએ પાણી મૂકયું. એટલે મારા પિતા મૃત્યુ પામ્યા અને વધુ કેર કરતા ગયા !

મારા પિતા ગુજરી ગયા એટલે મારાં સાસરિયાંનું જોર વધ્યું. તેઓ આઠ દશ રજપુતોને લઇને આવે અને એવી ધમકી આપે કે ' રાતના ઘર ફાડીને પણ તમારી દીકરીને ઉપાડી લઈ જઇશું '. મારી માતા નિરાધાર થઇ, મારા ત્રાસનો પાર ન રહ્યો. હું પ્રથમથી જ કહેતી હતી કે " મારે રંગબેરંગી કપડાં ન જોઇએ, મને માત્ર સફેદ તાકો લઇ આપો હું વિધવાશ્રમોમાં મારૂં જીવન પૂરૂં કરીશ. " પણ કોઇએ માન્યું નહિ, તેમજ બ્હેનને સાટે બાયડી પરણવાના કોડવાળો મારો ભાઇ પણ કંઇ જ ન બોલ્યો. જો તેમણે જ કહ્યું હોત કે હું જીવનભર ભલે કુંવારો રહી મરી જાઉં પણ હું બ્હેનનું બળીદાન નહિ આપવા દઉં: તો જરૂર મારો ઉગાર હતો. ગામના પટેલ ચોકીદારો "ભઠાણી બા ! તમારો પક્ષ કરીશું અને તે લોકોને ગામમાંથી મારીને નસાડી મુકીશું " એમ કહી એકાંતરે મારી માતા પાસેથી થોડા થોડા રૂપિયા લઇ જાય. ઘર ખાલી થયું. અમારૂ કોઇ ન રહ્યું. છેવટે એક ઉપાય સુઝયો. મારો ભાઈ રાતોરાત મને કોઇ અજાણ્યે ઠેકાણે મૂકી આવ્યો. દુરને ગામડે મોસાળ પક્ષનાં કોઇ મારાં સગાં છે ત્યાં મને અને મારા આ હતભાગી બાળકને મૂકી ગયો. અહીં હું આ લોકોની ગુલામગીરી કરૂં છું અને પેટનો ખાડો પૂરૂં છું. હવે પછી મારૂં શું થશે તે નથી કહી શકતી. મારો પતિ ધમપછાડા કરે છે. કોઇને એમ થશે કે શું માબાપ આવાં નિર્દય હોય ! શું પુરૂષ પોતે પોતાની સ્ત્રી પ્રતિ આવો ક્રૂર હોય ? પણ હું કહુ છુ કે આવી શંકા કરનારાઓ દેવની દુનિયામાં વસે છે. આ રાક્ષસી દુનિયા જોઇ હોય તો ખાતરી થાય. હું હવે જલદી મોત માગું છું પણ તે આવતું નથી. દેહમાંથી જીવ કાઢી નાખવો એ બહુ દોહ્યલી વાત છે. આ બાળકના સામું જોતાં તેમ કરવાનું મને વધારે દોહ્યલું લાગે છે. હવે કઈ દિશામાં અને ક્યાં મારૂં જીવન પૂરૂં થશે તે તો પ્રભુ જાણે !

---

# ૫. અવલની આપવીતિ.

---

"જગતમાં દુઃખીનું કોણ ? તેની વાત લાગણીથી કોણ સાંભળે ? છતાંય જેને હૃદય હશે તેને મારી દુઃખી કથની સાંભળી દયા ઉપજ્યા વગર નહિ રહે એ નક્કી છે. મારી આપવીતિ સાંભળીને મારા જેવી દુઃખી મહીલાઓને પણ કંઇક આશ્વાસન મળશે. જેને હૃદય હોય તે સાંભળેઃ હિન્દુ સમાજમાં–ખાસ કરીને કાઠિયાવાડમાં અનેક મુંગી ગાયો–બાળાઓ જુલમના તવામાં કેટલી તવાઇ રહી છે તેનું દિગદર્શન મારી દુઃખી ઘટનાથી સૌને થશે.

હું લોહાણા જ્ઞાતિની એક સજાયલી અબળા છું. મારૂં નામ અવલ. મને ભણવાનો અવસર મળ્યો નથી. પોરબંદર પાસે રાણાવાવ નામક ગામમાં મારો જન્મ થયો છે. અમે અનુક્રમે ત્રણ બ્હેનો છીએ. ભાઇ એકેય નથી. મારી એ બ્હેનો મારાથી મોટી છે, તેઓને પરણાવી દીધી છે. હું એકલી કુમારી હતી. મારા પિતા કપાશીયાનો વેપાર કરતા હતા. કમાઇ નજીવી હતી. વળી તેઓ વૃદ્ધ થયા હતા. ઘણી બાધાઓ રાખી, સીધા સસામણથી પિતૃઓને સંતોષ્યા છતાંયે મારા પિતાને પુત્રસુખ મળ્યું નહિ. તેઓ દીકરીઓ

તરફ પણ દીકરાના જેવું વ્હાલ રાખતા હતા. ઘરમાં ખાવાપીવાનો જરાય લોભ નહિ. વળી બાળકમાં તો હું એકલી જ હતી, તેથી મને ખાનપાનમાં કોઇ જાતની ઉણપ નહોતી. હું લાડકવાઇ હોવાથી મારી બા મને કંઇ ઘરનું કામ કરવા દેતી નહિ. મારી આઠ વર્ષની ઉમ્મરે મને કોઇ બાર વર્ષની ધારે એવી હું શરીરે હાડેતી થઇ ગઇ હતી. આઠમે વર્ષે ભાવાવદરમાં એક કુળવાન કુટુંબના યુવક સાથે મને પરણાવી. મારા સાસરાનું સંયુકત કુટુંબ બહોળું હતું. ઘરમાં લગભગ નાનાં મોટાં મળીને ૩૦ માણસો હશે.

મારા પતિની ઉમ્મર ૨૦ વર્ષની હતી. એમને બે ત્રણ ગુજરાતી ચોપડીનું જ્ઞાન હતું. આગળ ભણવાના સંજોગો ન મળવાથી પોતે દરરોજ સાંજ સુધીમાં એક હજાર જેટલી બીડીઓ વાળી નાંખતા ને તે બીડીઓ ખાસ કાકાજીની દુકાને વેચાઇ જતી. બીજા કોઇ ધંધામાં મારા પતિ હજુ જોડાયા નહોતા. તે સ્વભાવે બહુ શાન્ત-ધીરા હતા, કુટુંબમાં કોઇ તેને અણુકતું કહે તો પણ સામો સવાલ નહિ ભણતાં, પોતે મનમાં જ સમજી રહેતા. મને એમના તરફનું લેશ માત્ર દુ:ખ નહોતું. પણ ઘરમાં જેઠાણીઓ, સાસુ, વડસાસુ, નણંદો વગેરેનું મન હું કેમે કરતાં રીઝવી શકતી નહિ. સવારથી સાંજ સુધી હું બળદના જેટલું કામ કરતી, તોય તેઓના મનને ન વહું હતું. પિતાને ઘેર પાણીનો લોટાય ભર્યો નહોતો, પણ અહીં બહોળાં કુટુંબની ચક્કીમાં પીસાઇ પીસાઇને પરાણે બધું શીખી લીધું. જો કે વસમું તો બહુ લાગ્યું પણ છુટકો જ નહિ તેમ કર્યા વિના. પિતાને ઘેર ખોળા ભરી ભરીને 'ચવેણું' ખાધેલું તેમાંનું અહીં તો કશુંય ન મળે.

પરણીને આવ્યા પછી સાતમે દિવસે મારા પિતા મને તેડી ગયા તેથી થોડોક સમય તો છૂટી. ત્યાર પછી છ મહીને આણું વળીને આવી તે દરમ્યાન મારી માતાએ મને રસોઇ સારી રીતે શીખવી દીધી હતી. અમારી જ્ઞાતિમાં વહુઓને ચુલો જલદી સોંપવામાં આવે છે. હું આણું વળીને આવી એટલે દળણું, પાણી, સીમનું કામ, અને

ચુલો; એ બધું મારે માથે નાખી દીધું. ૩૦ માણસની રસોઇ પકાવીને જ હું તો ધરાઇ રહેતી. ખાવા બેસું ત્યારે કંઇ ભાવે નહિ. રસોઈ કાળજીપૂર્વક બનાવીહોય છતાં તેમાંથી કંઇને કંઇ ખોડ કાઢયા વગર કોઇ રહેતું નહિ.

ઘરમાં હું સૌથી નાની હતી તેથી મારા પુરા ભોગ હતા. ડગલેને પગલે મારા તરફ શંકાની નજરે બધાં જોતાં ફરે. કોઇ દિવસ હું ખાલી અમથું મોઢું હલાવું, તો જોયા જાણ્યા વગર ઘરમાં બૈરાંઓ કહેવા માંડે: "બાઇ, એ તો ઘરમાંથી ચોરીચોરીને કંઈક ખાય છે. હાય, હાય ! આવી બાયડી તો ભુખ દીએ." આવા અણઘટતા આક્ષેપોથી મારૂં અંતર વિંધાઇ જતું. અવકાશ મળતો ત્યારે મારા પતિ પાસે હું રોઈ પડતી, ને બધી વાતો કરતી. મારી વાતો સાંભળી પોતે આટલું જ બોલતા: "તેઓને એવો સ્વભાવ પડયો, ભલે ફાવે તેમ કહે હું તને કઈ કહું છું ? તે લોકો મને પણ તારા ખાતર ત્રણ દોકડાનો કરી મૂકે જે, છતાં હું જરા પણ ખીજાતો નથી: તેમ તારે પણ સહન કરવું–કંઇ બોલવું નહિ." એમનું આટલું આશ્વાસન મારામાં નવજીવન રેડતું હતુ. એ એકના આધારે હું અનેકના જુલમો સહેવાને શક્તિમાન હતી.

હું આણું વળીને આવી ત્યારપછી આઠમે દિવસે અમારી એક ગાય મરી ગઇ, તેથી કુટુમ્બનાં બધાં માણસોએ મને ખરાબ પગલાંની ધારી લીધી. જે કોઇ ઘેર આવે તેને અમારૂં બૈરક મંડળ કહેવા માંડે: "બાઇ, આ વહુનાં ભમરાળાં પગલાં થયાં કે તુરત અમારી હાંડા જેવી ગાય ફાટી પડી ! શું કરીએ ? હજુ તો કોણ જાણે શુંયે વીતશે." દીકરાને પરણાવતી વખતે તો કોઇનો હરખ માય નહિ ને જ્યારે પારકી જણી ઘરમા આવે ત્યારે બધાંને હડકવા થાય એ તો હિન્દુકુટુંબની ખાસીયત છે. મારા પતિના ઉપદેશ પ્રમાણે હું આ બધું સહન કરી લેતી. આવા જુલમ વચ્ચે એક મહીનો રહી તેટલામાં તો પિતાને ઘેર ચઢેલુ લોહી મારા શરીર ઉપરથી ઉતરી ગયું. હું ફિક્કી પડી ગઇ. દમ લાગુ પડયો, લોહીના ઝાડા થયા.

પણ એ તાવને માન ક્યાંથી ? ગમે તે થાય છતાં વહુને કામનો ઢસરડો કરવો જ પડે. દરરોજ રાત્રે મારા ભાગમાં ત્રણ પાલી દળણું આવતું તે સવાર પડયે મારે દળી કાઢવું જ જોઇએ. મારા પતિ મારી સ્થિતિ જાણતા હતા છતાં એમનું કંઈ ચાલતું નહિ. કોઇ કોઇ દિવસ તો હૈયા વગરની હાકલ મારવાની પોતે હિંમત કરતા—મારૂં ઉપરાણું લેતા. પણ ત્યાં તો કુટુંબનાં બધાં તેને કાચો પાકો ખાઇ જતાં: "જો બાયડીનું ઉપરાણું લઇને આવ્યો છે તે ? ગધેડીને ચઢાવી છે તેથી જ ઘરમાં કંઈ કામ કરતી નથી, ને ચઢી ને ચઢી ચાલે છે. મોઢું તો તોબરા જેવું રાખે છે. બાઈડીઓ તો બધાને હશે પણ તારે તો કોઈ નવી નવાઈ છે ભાઈ ! રાણા સાહેબને કહેને, કે તેના માટે એક બંગલો બંધાવી આપે ! ને નોકર ચાકર રાખી આપે ! બાકી ઘરમાં કામ તો કરવું જ પડશે. રાંડ કપાતર કુટુંબની આવી છે તે કોઇને સુખે જ રહેવા દેતી નથી." બિચારા મારા પતિ તો આ વાગ્બાણથી થીજી જતા હતા, મનમાં મુંઝાયા કરતા. સુડી વચ્ચેનાં સોપારી જેવી તેની દશા હતી. કુટુંબના જુલમથી પોતે ત્રાસી ગયા હતા. પરંતુ વડીલોની ઉપરવટ થવાની હિંમત ન હોવાથી કડવા ઘુંટડા ગળે ઉતારતા. હમેશનો આવો જ કાર્યક્રમ હતો તેથી 'મોચીવાળી ગંધ ગઈ કે સહી ?' એ લોકોક્તિ પ્રમાણે મારામા આસ્તે આસ્તે સ્વમાન રક્ષાની ભાવના ઉડી જવા લાગી. દિવસે બે મિનિટ પણ વિસામો લેવાનો વખત વહુને માટે ન હોય. કામકાજ જરા ધીરેથી થાય તોય શબ્દો-રૂપી ચાબખાના માર પડયા વગર ન રહે.

એક દિવસે બપોરે એઠવાડ કાઢી લીધા પછી ભેંસોનાં વાસીદાં કરવાનાં હતાં પણ મને ચક્કર આવવાથી ને ઉલટી થવાથી જરાવાર પડી રહી. તુરત મારાં કાકીજી આવી પહોંચ્યા ને મને પુષ્પાંજલી આપી: "ઉઠ રે, અલી વહુ ! શેની સુઇ રહી છે ? વાસીદાં પડયાં છે ને ? ઘરમાં પાણીનું તો ટીપુંય નથી: જા, વાસીંદાં કરીને પાણીનું બેડું લઇ લે. સુવાનું નથી. દિવસે બાયડીઓ ઉંઘે તો ઘરમાં જુખ

આવે. તારે તો ભાયડાનું ઉપર એટલે અમને શેની ગાંઠે ? તારા બાપને ઘેરથી નોકર લાવવા'તાને ?" હું માંડ માંડ ઉઠી ને કાકીજીનાં ફરમાન મુજબ કામે વળગી. એક વર્ષ મે આવો અમાનુષિ જુલમ સહન કર્યો. ત્યાં તો મારા કમનશીબે હદવાળી ! મારી આશાનું કિરણુ એકાએક આથમ્યું !

મારા પતિને બજારમાંથી હડકાયું કુતરૂં કરડયું. તેણે જાણ્યું નહિ કે તે હડકાયું છે અને તેથી કંઇ ઉપચાર પણુ કોઈએ કર્યો નહિ. ૧૫ દિવસ વીતિ ગયા. સોળમે દિવસે નદી કાંઠે ન્હાવા ગયા ત્યાં પાણી જોઇને પોતે ચમકવા લાગ્યા. ઘેર જેમ તેમ આવ્યા ને જેને તેને બચકાં ભરવા મંડયા. ગળામાં દુઃખાવો થવાથી કંઇ ગળે ઉતરે નહિ ને તેથી બહુ બહુ અકળાય. ઘરનાં બધાં માણસોએ જાણ્યું કે બાયડી સારૂ થઇને આ બધા ફેરતા કરે છે અથવા તો બાયડીએ મગજ બેસવી નાખ્યું છે–ઘેલો કરી મૂકયો છે. હલકું લોહી મારૂં ! એમને એક ઓરડામાં પૂરી મૂકયા. ત્યાં તેણે ઘણી ભાંગફોડ કરી. કોઈ ઓરડામાં જાય તો તેને બચકાં ભરીને ફાડી ખાય, આવો તેને હડકવા થઈ આવ્યો હતો. ગળામાં ભારે દર્દ થવાથી બુમ બરાડા પાડયા કરતા હતા.

દિવસે તો સૌ કોઇ એમની દેખરેખ રાખતાં પણુ રાત્રે એમની સંભાળ લેનાર કોઇ નહોતું. મારી કાકીજીઓ અને જેઠાણીઓ જોર-જુલમથી રાત્રે મને મારા પતિના ઓરડામાં મોકલાવતાં. મને ભારે બીક લાગતી. હુ કરગરીને કહેતીઃ "મને ત્યાં ન મોકલાવો." આખરે ત્યાં ન મોકલતાં તેના ઓરડાની ઝારી ઓસરીમાં પડતી હતી ત્યાં આખી રાત જાગતી બેસી રહેવાનું મને ફરમાન થયું. હું બેસી રહેતી, મોડી રાત્રે ત્યાંને ત્યાં જ જરા ઉંઘ લઇ લેતી. તે દરમ્યાન તો જરૂર મારા વડસાસુ આવી પહોંચે ને આ પ્રમાણે મારાપર અંગારા વર-સાવે. "નીંદર કયે સખે આવે છે રાંડની જણી ! ભમરાળી ! ગોઝારી ! દેઢના પેટની ! તારા ભાયડાને વસમુ લાગે છે ને તને ઉંઘવાનું મન જ

કેમ થાય છે? તારા બાપનું નખ્ખોદ જાય! તું ક્યાંથી અમારા ઘરમાં આવી!" હું તુરત જાગી ઉઠતી ને વળી રોઈરોઈને રાત પૂરી કરતી. આવું આવું બે દિવસ રહ્યું. ત્રીજે દિવસે એમનું જોર ભાંગી પડયું. ગળામાં સખ્ત વ્યાધી થવા લાગ્યો. તેથી આજે રાત્રે ઘરનાં બધાં સ્ત્રીપુરૂષો જાગતાં બેઠાં. હું સૌ સાથે બેઠી હતી. ગમેતેમ તોય હું તો હજુ બાળક હતી. આગલી બે રાતના મને ઉજાગરા હતા તેથી આજે જરા બેઠાં બેઠાં ઝોકું આવી ગયું. તુરત મારાં કાકીજીએ ચુંટી ખણીને કહ્યું: "આજે તારાથી ન ઉંઘાય. જોને બધાં જાગે છે તે? તને સુખ કેમ થાય છે? ઉંઘ આવે જ કેમ?" તુરત હું આંખો ધોઇને બેઠી. સવારના છ વાગે મારા પતિનો દેહાન્ત થયો! મને પૂરાં બાર વર્ષ થયાં ન થયાં ત્યાં જ મારાં કર્મે વૈધવ્યનો વ્યાધી મોકલ્યો.

ઘરમાં રળારોળ થઇ પડી. મને રડવા કુટવાનું આવડે નહિ તેથી બધાં ફાવે તેમ મને સતાવવા લાગ્યાં. મારાં જેઠાણીએ બળતામાં ઘી હોમ્યું. "નભ્ભાઇ! વ્હાલા મૂઇ! રડ તો ખરી! અમારો ઓટલો વાળી નાખ્યો, કાળાં મ્હોંવાળી!"

અહા! પ્રભુ! મેં શું બગાડયું? હું પરણીને આવી એ જ શું મારો ગુન્હો? શા માટે હું ગરીબપર આવો જુલમ? વાહ, વાહ, પ્રભુ! આવો ઘાતકી જુલમ તું કેમ જોઇ રહે છે? નિર્દોષને અન્યાય થાય તે તું સહી શકે છે ખરો?

સાત વાગે મારા પતિના શબને સ્મશાને લઇ ગયા. બૈરાંના સાથમાં હુંયે જેમ તેમ રડતી ચાલી, છેલ્લે વિસામે—ગાયોને ગાંદરે જ્યાં ચૂડીકર્મ કરવાનું હોય છે ત્યાં ભુસકો ખાવો પડતો હશે પણ મને કશી ખબર નહોતી; તેથી તે વખતે મારા કાકીજીએ મને એવો તો જોરથી ધક્કો માર્યો કે હું ઓચિતી મ્હોંભર પડી ગઇ. મારા કપાળમાં એક પથરો વાગ્યો. ચૂડીકર્મ કર્યા પછી પાછાં ઘેર જતા વખતે પણ અનુક્રમે મને ધક્કા મારી મારીને પરાણે ભુસકા ખવડાવવામાં આવ્યા. હું અધમૂઇ થઇ ગઇ, મારા શરીરના હાડકાં ભાંગી ગયાં. ઘેર

ગયા પછી મારે કંઈ પ્રાણ આવે તોય મને કોઈ પાંચ મિનિટ સુવા દે તેમ નહોતું. હું ભાન વગરની ઘેલી જેવી થઇ ગઇ. ઘરમાં મરણ થવાથી અમુક ચીજ ખવાય કે ન ખવાય તેની મને કંઇ ગમ નહોતી તેથી બીજે દિવસે મેં ખીચડીમાં જરા ઘી લીધું, તેથી બધાંએ મને વીંખી ખાધીઃ "ચંડાળના પેટની! છપ્પરપગી! આ બધુ તારા ગળે ઉતરે છે કેમ? ભાઇમૂઇ! તેં અમારા પાંડવ જેવા દીકરાનો જીવ લીધો. તને કંઇ ભાન છે? તારા માટીને માટે તને કંઇ લાગણી છે? તને તો બાપને ઘેર જવાનું મળશે? તેથી હરખ થયો હશે કેમ? ગોઝારી, મારા દીકરાના સાટાની તું કેમ ન મૂઇ." હું મુંગા ઢોરની માફક બધુ સહી રહી. નબળાંને સૌ કોઇ રીબાવે એ જમાનાજુનો સિદ્ધાંત છે. મારી સ્થિતિ માટે કોઇને દયા નહોતી.

નવમે દિવસે મને વિરૂપા કરવામાં આવી. મૂંડન કરાવ્યા પછી મારા માથે ઉકળતું પાણી મારાં વડસાસુએ નાખ્યું! મેં કારમી ચીસ પાડી! કોણ મારૂં સાંભળે? ઉકળતું પાણી નાખવામાં તેઓની માન્યતા એ હતી કે હું આખી જીંદગી પર્યંત બળતી જ રહું. તેથી પાણી નાખતી વેળાએ તેઓ આ પ્રમાણે બોલેલાં: "આ ખદખદતાં પાણીની જેમ તું આખો જન્મારો ખદખદતી રહેજે બાઇ!" અરર! મારો ગુન્હો શો? શું મ્હેં મારા પતિનુ ખુન કર્યું'તું? શા માટે મને આટલો ત્રાસ આપતાં હશે? મારાથી કંઇ કળી શકાયું નહિ. ઉઠમણાને દિવસે પણ મને સ્નાન કરાવતી વેળા એવુ કળકળતુ પાણી મારા માથે નાખવામાં આવ્યું હતું. હું આવા ત્રાસથી ચુડેલ જેવી થઈ ગઇ. મને કંઇ ભાન ન રહ્યું. મારાપર જે જે જુલમ ગુજરતા હતા તેના ખબર મારા પિતાને પહોચતા હતા. હું તેની લાડકવાઇ દીકરી હોવાથી મારાં દુઃખે તેનું હૃદય સળગી ઉઠતુ હતું છતાં તે બિચારા શું કરી શકે?

મારા પતિનાં અવસાન પછી એક મહીનો વિત્યો. આ એક મહીનામાં મારાપર એટલો તો અમાનુષિ જુલમ ગુજારવામાં આવ્યો

છે કે તેનું વર્ણન કરવું અશક્ય. એક પ્રભુ સાક્ષી છે. પહેલો માસીસો સરાવ્યા પછી મારા પિતા મને તેડવા માટે ગાડું લઇને આવ્યા. ઓસરીમાં આવી ને બેઠા બાદ બોલ્યાઃ "અવલને તેડવા આવ્યો છું."

તુરત મારા વડસાસુએ સુણાવી દીધુંઃ " તમે તે માણસ છો, કે ચીભડું ? તમને શરમ નથી આવતી ? શું જોઇને તેડવા આવ્યા છો ? તમારી દીકરીમાં શું આવી પડયું છે ? તેને તો દીવાળીનાં પર્વ જેવો આનંદ છે ! ખાય છે, પીએ છે, ને હસે છે ! તેનામાં અક્કલનો તો છાંટો નથી. " મારા પિતાએ કહ્યુંઃ " ખરી વાત છેઃ અમને કંઇ સારૂં નથી લાગતું. પણ શું કરીએ ? જેવી તેવી તોય અમારી તો દીકરી થઈ તેથી કયાં નાંખી દઇએ ? તે અણસમજુ છે તેથી જ હું તેને તેડવા આવ્યો છું કે જેથી તમારે પણ લોહી-ઉકાળો મટી જાય. " આટલું કહી મારા પિતા પછી ગામને ઝાંપે ઉભા; ને ગાડાવાળાને મને તેડવા માટે ઘેર મોકલાવ્યો. " લે, ચાલ અવલ ચાલ " ગાડાવાળો આવતોકને બોલ્યો. હું તો રાંધણીમાં ઉભી ઉભી ધ્રુજતી હતી. મને એમ થયું કે હું જીવતી જઈ શકીશ નહિ. " અવલને રજા આપો. " ફરીથી ગાડાવાળે મારી સાસુને કહ્યું.

તુરત મારાં સાસુ કાવ્યમય વાણીમાં બરાડયાંઃ " એ જા બાઇ તને પ્રાણી વાસે થાય ! જા ! તને મરેલો તારો માટી વહેલું સ્મશાન અપાવે ! જા ! તું બળતી–ફફળતી મરજે ! જા ! તારા પીયરમાં પીપળા ઉગે ! જા !" વગેરે શાપ આપીને ઘરનાં બધાંયે મારી મરણપોક મૂકી ! મને જીવતાં મરી ગયેલી માની ! મારા નામના રાજીયા ગાયા, ચોકારા લીધા. મને આ વખતે કેટલું દુઃખ થયું તે કહેવું મુશ્કેલ છે. હું તો ઝાડની માફક ઉભી જ હતી. પણ ગાડાવાળે કોઇની રાહ ન જોઈ. એકદમ મારો હાથ ઝાલી ને મને આગળ ચાલતી કરી. મારા પિતા-જીએ મને કરીયાવરમાં એક તાંબાનું બેડું, તાંબાકુંડી, એક ઢોલીઓ, બે થાળી, વાટકા, લોટા, વગેરે આપ્યું હતું પણ તેમાંનું કંઇ પણ પાછું લઇ જવાની મારી હિંમત ચાલી નહિ. મારા પિતાજીએ પણ

કંઇ માગણી કરી નહિ. આખરે ઝાંપે જઇને હું ગાડે બેસી ગઇ, સાંજ પડયે પિતાનાં પવિત્ર ગૃહમંદિરે પહોંચી. મારા જીવન નાટકનો પહેલો ભાગ અહીં પૂરો થયો. હું સાચુંજ કહું છું, મારા પતિનાં અવસાનથી મને કશો શોક ન થયો. એ બિચારો સુખી નહોતો, સહન કરતો કરતો તે છૂટી રહ્યો ને હું પણ એ જાલીમ કુળવાન કુટુંબની જાળમાંથી છૂટી.

પિતાને ઘેર પરમ સુખમાં એકવર્ષ પસાર કર્યું. વળી પાછું મારા શરીરપર ગજ ગજ લોહી ચઢી ગયું. આપણો સમાજ ભારે અજ્ઞાન ને દયા વગરનો જ છે, મને જોઇને સમાજનાં અંગો—લોકો આ પ્રમાણે પંડિતાઇ કરવા લાગ્યા: "અરર આ, ઘોડા જેવી દીકરી બાપને ઘેર કેમ સાચવી શકાય? જુવાન દીકરી એક દિવસ પણ બાપને ઘેર રહે, તો ડગલે ડગલે ધરતીને ભારે મરવું પડે છે! હાથી રાજદરબારે શોભે ને દીકરી સાસરે શોભે, બાઇ! અવલ ક્યાં હજી ઘરડી થઈ ગઇ છે. તે તો હજુ જુવાનીમાં પગ મૂકે છે. તેનો ક્યાંક હવે સંબંધ કરી નાખો તો ઠીક અને નહિ તો દીકરીનો ઉંચો નીચો પગ પડી જતાં કંઈ વાર લાગે છે?" લોકોનો હંમેશનો આવો "ઓય" કારો મારા પિતા સાંભળતા હતા. તેથી મારે માટે સારૂં ઠેકાણું શોધવાનો પ્રયાસ કરવા લાગ્યા. અજ્ઞાન અભણ દીકરી ઘર ન માંડે તો શું કરે? રોટલા કોણ આપે? કાઠિયાવાડમાં મોટી વાત "રોટલાની" છે. અમારી જ્ઞાતિમાં પૂનર્વિવાહ થઈ શકે છે. તેથી મારે વળી બીજી ખાડમાં પડયા વગર છુટકો નહોતો. કાઠિયાવાડમાં અભણ કે ભણેલી દીકરીને ગરીયા બળદના જેવું જીવન પસાર કરવું પડે છે. જીવનની રસિકતા તેઓના ભાગ્યમાં નથી. બહુ તપાસ કર્યા પછી મારા પિતાએ બારાડીમાં આવેલા લાંબા બંદર નામના ગામમાં એક નગરશેઠના દીકરા સાથે મારો પુનર્વિવાહ કર્યો. નગરશેઠનું કુટુંબ વિશાળ હતું. ગામમાં આશરે ૨૫ ઘર તો કુટુંબનાં જ હશે. ઘરમાં અમે બે માણસ, એક વિધવા જેઠાણી, ને સાસુ સસરો, એટલાં હતાં.

મારા સસરાજી ઘરની બ્યાધી છોડીને યાત્રાનાં સ્થળોમાં ફરતા રહેતા. ડોશીમા આંખે અંધ હતાં.

મારા પિતાની માન્યતા એવી હતી કે બહોળું કુટુંબ હોય તો દીકરીને કોઇ ખરાબ વખતમાંયે ભુખે મરવું ન પડે ને વ્યાવહારિક જ્ઞાનની કેળવણી પણ મળે.

મારા આ નવા પતિ અને સાસુજી પ્રથમ મારાપર સારી મમતા રાખતાં હતાં. બારાડીમાં અસહાય-બિચારી રંક અબળાઓની બહુ બુરી દશા છે. સીમમાં છાણાં ને ખડ લેવા માટે ચોરના માથાની માફક સ્ત્રીઓ રખડતી હોય તેઓનાથી એક મિનિટ પણ આરામ લેવાય નહિ. સ્ત્રી બીમાર પડે તો તેના માટે દવા લેવાનો આ બાજુ ચાલ નથી. સ્ત્રી એટલે કામ કરનારૂં, ને છોકરાં જણી દેનારૂં એક યંત્ર ! એવી જ આ મુલકમાં ગણના છે. કેળવણી બારાડીમાં નથી. પુરૂષ પોતાની સ્ત્રીને પ્રેમ બતાવા જાણતા નથી. તેઓના અવતાર કૂતરાના જેવા જ છે. સ્ત્રીને દબાવવામા પોતાની બહાદુરી માને છે. જે પુરૂષ પોતાની બૈરી પાસે ઝાઝુ કામ કરાવે તે સરસ કહેવાય.

હું એક મહીનો રહીને પિતાને ઘેર ગઇ. ત્યાથી ત્રણ મહીને આણુંવળીને પાછી સાસરે આવી. બારાડીમા એવો રિવાજ છે કે વહુઓએ ખુબ કરીયાવર લાવવો જોઇએ. જે થોડો લાવે તે ભુખની દીકરી કહેવાય ને તેને કોઇ લેખવે નહિ. વળી જે વહુ આણુંવળીને આવે તેનો દાયજો જોવા માટે કુટુંબના બધાય બૈરાંઓ ટોળે વળીને આવે. તેઓને આવનાર વહુએ પોતાના સામટા કરીયાવરનું પ્રદર્શન બતાવવું જોઇએ.

મારા પિતાજી હવે વૃદ્ધ થયા હતા. કંઇ કમાઇ શકતા નહોતા, વળી તેને તો ત્રણે દીકરીઓને સર અવસરે કરીયાવર આપવો પડતો હતો તેથી મને બહુ આપી શક્યા નહિ. હું આણું વળીને આવી ત્યાર પછી બીજે જ દિવસે રિવાજ મુજબ કુટુંબની સ્ત્રીઓ ટોળે મળીને મારો કરીયાવર જોવા માટે આવી. હું તેઓની સન્મુખ ઉદાસ

થઇને બેઠી. તેઓએ કહ્યું: " અલી, વહુ ! શુ અમે નવરાં થઇને તારી હાજરી ભરવા આવ્યાં છીએ ? બતાવ તારો કરીયાવર ! નગરશેઠના દીકરાની વહુ થઇને કંઇ વિવેકમાંયે સમજતી નથી ?" મારૂં હૈયું ભરાઇ આવ્યું. શુ બતાવુ ? હું કઈ લાવી નહોતી. હું રડવા મંડી. " વાહ ! આશુ ! તને કોઇએ રાણીકાણી કહી છે ? આવડી ગોધા જેવડી થઇને રડે છે તે શરમાતી નથી ? શું હવે નાની કીકલી છે ? લે, બાઈ, આ તો રડીને ઓશીયાળાં બનાવે છે ! ચાલો, ચાલો. આપણે કયાંયથી આવ્યાં ! આડો સરપ કેમ ન ઉતર્યો ! "

" મારા બાપા ગરીબ છે તે શું આપે ? મને ત્રણ સાડલા આપ્યા છે, ને ત્રણ સેર વાળી સોનાની ધાણુસાંકળી કરાવી આપી છે. આ મારી ડોકમાં છે તે. " મેં રડતાં રડતા કહ્યું.

તેઓ બધાં બોલ્યાં: "ઓયરે, આતો ભીખારીની દીકરી ! તારો બાપ નાત ભીખતો હશે, નહિ તો આવું ન હોય. ખાનદાનની દીકરી તો નહિ જ " કહી બધાં ઉઠયાં ને ચાલતાં થયાં. મારાં કમનસીબપર મેં ઘણીવાર સુધી આંસુ સાર્યાં. કુટુંબમાં મારી હલકાઇની વાતો થવા લાગી. ને એથી મારા પતિની પણ અવગણના થવા લાગી. નગરશેઠના દીકરાની અવગણના થાય એ કઇ ઓછી વાત ? અને તેથી મારા પતિ મને બહુ બહુ મેણા મારવા લાગ્યા. હું ભુખની દીકરી છું એવું એમના મનમાં વસી ગયું. તેથી મારી કંઇ પણ કિમ્મત એમના મનને રહી નહિ. મારી સાથે પોતે હસીને વાત કરતા નહિ. રાતદિવસ કામ કામ ને કામમાં જ મને ઢોર જેવી બનાવી દેવાનો પ્રયત્ન કરવા લાગ્યા. મને સીમનાં કામ કરાવીને વગડાનું પશુ બનાવી મૂકી. હુ બધુંય કરી લેતી ને પેટનો ખાડો પૂરતી. ઘરમાં માત્ર બે ટાણાં રોટલા ખાવાનો મને અધિકાર હતો. વાતની વાતમાં મારા પતિ મને છણુક છણુક કરતા તેથી ઘરનાં બધાં મને ખાસડાંને તોલ રાખતાં. એમનુ મન હું લાખો ઉપાયે પણ રીઝવી શકતી નહિ. મારાપર જુલમ કરવામાં એમને પ્રભુનો ડર નહોતો.

પોતે મોટું તીલક તાણતા ખરા, ને શ્રીનાથજીની યાત્રા કરીને બંટાજી લાવેલા તેની પૂજા કરતા, ભોગ ધરતા ને ભાગવતનો પાઠ કરતા: પણ મારા ગરીબ આત્માપર દયા રાખતા ન્હોતા. જ્યાં સુધી મારૂં દુઃખ સીમા વટાવી ન જાય ત્યાં સુધી મુગાં ઢોરની પેઠે સહન કરવાનો મેં સંકલ્પ કર્યો હતો. ઘરમાં મારાં વિધવા જેઠાણીનું ધાર્યું થતું હતું. તેઓ મારા વિરૂદ્ધ અનેક વાતો કહી મારા પતિને ભંભેર્યા કરતાં. એક તો તેઓ કાનના કાચા હતા ને વળી હું મનમાનતો કરીયાવર લાવી નહિ તેથી તેઓ મને છેક નકામી 'પેટભરી' 'ગુલામડી' સમજતા હતા. મારો પક્ષ અહીં કોણ તાણે? પરાયું ગામ, પરાયું ઘર, તેમાં મારે પરાયાં પોતાનાં કરવાં એ સહેલી વાત નહોતી. મારા પતિ બીલકુલ ભણ્યા નથી. ભણેલો પુરૂષ વિચાર કરી શકે. તેને દયા હોય. તેને વિનોદી જીવન પ્રિય હોય છે. કરીયાવર જેવી પાર્થીવ વસ્તુનો તે ભિખારી ન હોય. તેને તો પ્રેમની તરશ હોય. કમભાગ્યે મારા નસીબમાં તે નહોતુ. હું મનમાં સમસમી રહેતી. પ્રભુ કોઇ દિવસ પણ નરસામાંથી સારૂં કરશે એવી ધારણાથી મન મનાવતી ને અન્યાયો સહન કરી લેતી.

હોળીના તહેવારમાં ગામડાંઓમાં ઘઉંની સેવ વણવાનો રિવાજ છે. મારાં જેઠાણીએ મને સેવ વણવા બેસાડી. જોઇએ તેવી બારીક સેવ મને આવડી નહિ તેથી તેણે ઘરમાં હો હો કરી મૂક્યું ને મારા પતિ સાંભળે એવી રીતે કહ્યું: "રાંડનીને કાંઈ આવડતું નથી, એની માએ સાંઢડા જેવડી કરીને આ, મારા દિયરને સોંપી દીધી! ટકે હારો એક ખાતાં આવડે છે, ને ભાયડાના પગ દબાવતાં આવડે છે. બીજાં બધાં કામમાં ભમરડો!" વગેરે પુષ્પાંજલી આપી. હંમેશ મારાં એ પ્રમાણે વગોણાં કરી કરીને ઘરમાં મારો જીવ લાગવા ન દીધો ને મારી કાંકરી કાઢી નાખી. મારા પતિને ખીજ ચઢતી ત્યારે ન જાણે ઘોડો ન જાણે પથરો! જે કંઇ ચીજ હાથમાં આવે તે છૂટી મારાપર ફેંકી દેતા. એમની એક માનીતી લાકડીથી મારા વાંસાનાં

હાડકાં ફરી ઘડાયાં છે. હું અબળા આડા હાથ ધરૂં, ને તેની દયા માગું બીજું શું કરૂં ? અજ્ઞાન કાઠિયાવાડમા આજે ધાનનાથે વાખા છે ને પાણી માટે વલખા મારવાનો વખત આવ્યો છે તે અમારાં હૈયાંના મુંગા શાપનુ ફળ છે. કાઠિયાવાડના આવા પુરૂષોના હૃદયમા દયાનો છાંટો પણ નથી.

સેવ વણેલી, તેજ રાત્રે મારા પતિએ મને કહ્યું: “ તું અડબાઉ એરંડા જેવી બાયડી છે, મારે તારૂં કામ નથી. તારા બાપને કાગળ લખ્યો છે, તે તેડવા આવે એટલે ચાલી જજે. મને બાયડી જોઇએ તો એક નહિ પણ એકવીસ મળે તેમ છે. તુ મારે ન જોઇએ. તું અણઘડ જેવી અહી આવી તેથી મને ઉનકુ નુકશાન થયું છે. રાંડ બાયડી તે શું ? પગનુ જૂનુ ખાસડું ! બીડીનુ ઠુંઠીયુ ! વાસીદું વાળવાનુ ઝાડુ ! હુ સલામત હોઈશ તો અનેક અપસરા જેવી રાંડો મારો છેડો ઝાલતી આવશે. તારામા છે શું ? અમારી આબરૂપર મોહી પડીને પણ ઘણી રાંડો ચાલી આવશે. અમે કોણ કહેવાઇએ ? જાણે છે ? નગરશેઠ છીએ, સમજે છે ? ”

પૂનિત આર્યાવર્તે માનેલા પવિત્ર ગૃહસ્થાશ્રમનો આજે ઉપર કહ્યો તે આદર્શ છે ! આસુ સારો કે હસો, જે કરો તે ભારતપુત્રીઓની ગણના ખાસડાં તુલ્ય થાય છે તો તેની કુખે ભય અને ત્રાસ વચ્ચે પાકેલી પ્રજા રામરાજ્ય સ્થાપવા માટે શું કરી શકશે ? હું અજ્ઞ છું તેથી સહું છું.

“ મને માફ કરો. ” હું રડતી રડતી પગમાં પડી ને બોલી. “ તમે મને ચાહશો–ઉત્તેજન આપશો તો હું ક્ષણ વારમાં બધુંય શીખી લઇશ. શામાટે તમે મને નાહક આવું બોલો છો ? હું ક્યાં જાઉં ? હું તો તમારી સેવા કરવા માટે સરજાયલી છું. તમે મને તરછોડી દેશો તે તમને ગમશે ? ખાલી ક્લેશ શા માટે કરો છો ? માણસ માત્ર ભૂલને પાત્ર છે. કોઇ “જાણતાં જાણ” થયું છે ? અને



"રાંડ બાયડી તે શું ? પગનું જુનું ખાસડું ! બીડીનું ઠુંઠીયુ ! વાસિંદુ વાળવાનું ઝાડુ ! હુ સલામત હોઇશ તો અનેક અપ્સરા જેવી રાંડો મારો છેડો ઝાલતી આવશે. તારામા છે શું ? અમે કોણ કહેવાઇએ ? જાણેછે ? નગરશેઠ છીએ સમજે છે ? "

અવલની આપવીતિ: પાનું ૪૮

કામકાજની ધીમે ધીમે હથોટી આવી જશે, ને બધું ઠીક થશે. તમારી છાયામાં રહેવાનો મારો ધર્મ છે. મારા પિતાને ઘેર શા માટે જાઉં?"

"એ તો જોઈ મોટી પંડિતની દીકરી આવી છે તે! તું મને ઉપદેશ આપનાર કોણ? રાંડ મોટી ધરમની પૂંછડી થઈને આવી છે! તારાં આંસુથી હું ઓશીયાળો બની જાઉં ને તારી માફી માગું એવો કંઈ ભોળો–બાવલો નથી! મારા મનથી ઉતર્યું તે મારે ન જોઈએ, બસ ખલાસ."

મારા પિતાજીને પત્ર મળ્યો હશે તેથી તેઓ ગાડું લઈને મને તેડવા આવ્યા.

મારા પતિ આજ દિન પર્યંત મારા પિતાજી સામું તોછડાઈથી બોલ્યા નહોતા. આ વખતે આમન્યાને એક કોરે મૂકીને ફાવે તેમ મારા પિતાજીને મારું મહાભારત સંભળાવવા લાગ્યા: "શેઠ! આ તમારી દીકરી! તેને તમે રોટલા બગાડતાં જ શીખવ્યું છે કે બીજું કંઇ? ઘરનું કંઇ કામ આવડતું નથી. ઘરમાંથી દુધ, દહીં, ઘી, વગેરે ચોરી ચોરીને ખાઇ જાય છે! દળણું દળતાં દળતાં કાચો દાણો ખાય છે! રોટલા ઘડતાં ઘડતાં ઝોકાં ખાય છે! રાંધેલું અમારી પહેલાં ચાખી લીએ છે. એ બધું અમારા ઘરમાં ન ચાલે. સમજ્યા શેઠ! તેડી જાઓ આ તમારી દીકરીને! હવે સદાયને માટે સંભાળજો તેને."

મારા પિતા તો ડઘાઇ જ ગયા. કંઈ પણ બોલવાનું તેને સૂઝયું નહિ. આવું અપમાન થશે એવું તેણે સ્વપ્નેય ધારેલું નહોતું. બીજે દિવસે મને સાથે લઇને ચાલતા થયા. જતાં પહેલાં મારા શરીરપરથી બધાય દાગીના મારા પતિએ ઉતારી લીધા, કાનની વાળીઓ નીકળતી નહોતી તે પણ ક્રૂર થઇને તેણે ખેંચી કાઢી. મારો કાન ઉજરડાઈ ગયો ને લોહી નીકળ્યું. બહુ દુઃખ થયું. પણ એ કસાઇને દયા ન આવી. માત્ર મારા પિતાના ઘરનું એક દાંતનું ઘાસીયું પહેરીને હું મારા પિતાજી સાથે ચોધાર આંસુ સારતી ચાલી નીકળી.

અદ્યાપિ હું મારા પિતાને ઘેર રોટલો ખાઉં છું ને કામ કરૂં છું. બરડા, બારાડીમાં સેંકડે નવાણું ઘરમાં મારી સહનશીલ–પરાધીન બ્હેનો મુગી રહીને ઉષ્ણ નિઃસાસા નાખી રહી છે. તેઓનાપર પાળેલાં ઢોર જેટલીયે મમતા રાખવામાં આવતી નથી.

વધારે શું કહું ? મારાથી પૂરેપૂરૂં કહી શકાતું નથી. મારા પતિએ મારાપર જે જે આક્ષેપો મૂકયા છે તે બીલકુલ અસત્ય, ને અન્યાયી રકતથી ભરેલા છે. તેનો સાક્ષી એક પ્રભુ છે. હું શી રીતે સાબીત કરી આપું ? સત્તા આગળ શાણપણ નકામું છે, પ્રભુ, હું અન્યાયો સહન કરૂં છું, કારણ ? હું અબળા છું, મને ગુલામી સિવાય અન્ય શિક્ષણ મળ્યું નથી. બસ, દીકરીથી ઘર માંડી શકાય બીજું કંઇ ન કરાય, એવુ કાઠિયાવાડનું જાડું જડ વાતાવરણ છે, મારૂં જીવન હવે વાટનું કે ઘાટનું રહ્યું નથી બે બે ભવ થઇ ગયા, કાંઇ સાર જોયો નહિ, સાર એટલોજ: ' હિન્દુ બાળાઓના કર્મમાં રડવાનુંજ છે.' સત્તાવાન પુરૂષદેવની લાતો ખાવા માટે જ તેઓનુ જીવન છે. આવા આત્મકલેશોથી ઘણીયે બ્હેનો ક્ષય રોગની ભોગ બની મૃત્યુના અમર પંથે સીધાવી જાય છે. કોઇ બિચારીઓ સુવાવડોમાં જ પ્રાણત્યાગ કરે છે, અને કોઇ કસુવાવડોથી પાંડુરોગી જેવી થઇ જીવનનું નાટક વહેલું સમાપ્ત કરે છે. જો ઘોર અજ્ઞાનતા કયાય પણ હોય તો તે કાઠિયાવાડમાં જ છે. દીકરીને જલદી પરણાવી દેવાનો જ કાઠિયાવાડી માબાપને ધખારો હોય છે. કાઠિયાવાડમાં અબળાપર જુલમ વર્તાવી રહેલા પુરૂષદેવોનો ન્યાય કોણ કરશે ? હિન્દુસમાજને કયાં દરકાર છે ? અમો અબળાઓના હૃદયના ઉષ્ણ નિશ્વાસથી આ સમાજનો જલદી નાશ થઇ જશે.

---

## ૬ઃ સુરબાળા.

આજે હિન્દુઓનું પર્વ હુતાશની! વિવિધ રીતે આ બાર મહીનાનું પર્વ ઉજવાઇ રહ્યું છે. હિન્દુ કુટુંબની લાલત લલનાઓ વસ્ત્રાભૂષણથી ઓપતી, પૂજાની સામગ્રી લઇ હુતાશનીનાં દર્શને જાય છે. કોઈ ધાણી ચણા, કોઇ ફૂલના હાર તો કોઈ નાળિયેર હોળીમાં હોમે છે. અને હું પણ એક હિન્દુ બાળા છું. હું શું હોમું! અરે નશીબ! મારે તો આજે આ સ્થૂળ પાપી દેહ હોમવાનો છે! શા માટે, તેનું કારણ હું જ જાણું! પ્રભુની લીલાભૂમિરૂપ આ જગતમાં મારે માટે જીવવાનું સ્થાન કે સમય હવે છે જ નહિ. વિધિની વિચિત્રતા શું ગાઉં? જગતમાં મેં બધુંય જોયું. પ્રથમ તો કોઇ અનેરા સુખનો આભાસ! અને પાછળ ભયંકર કાળ સમું દુઃખ, દેખાતા સુખમાં ભલભલા અંજાય તેમ હુંય અંજાઇ. ખબર નહોતી કે પાછળથી ભયંકર દુઃખ મારો ભક્ષ કરશે! મારા અનુભવે શીખવ્યું છે કે ભણેલી કે અભણ તોય સ્ત્રી. સ્ત્રી તે તો સ્ત્રી જ રહેવાની. તે પુરૂષના ગુણકર્મસ્વભાવ નહિ ગ્રહી શકે. ગમે તેટલી કેળવણી મળ્યા છતાં સ્ત્રીઓનો ભોળો પ્રેમાળ, વિશ્વાસુ અને કોમળ સ્વભાવ નહિ જ મટે. હું ભણવા જેટલું ભણી પણ આખરે ભોળા સ્વભાવથી

ભમી ખુવાર થઇ. અને આજે છેવટનો આશરો અગ્નિ દેવનો લઉં છું. આવી રીતનું મરવું બહુ દોહ્યલું છે છતા છુટકો જ નથી તેમ કર્યા વિના.

હું જીવું તેના કરતાં ગમે તે રીતે મરૂં એ જ મારે માટે હવે ઇષ્ટ છે. ઓ અગ્નિદેવ ! ઘણાંઓએ તારો આશરો લીધો છે. તેઓને તેં તારા ઉદરમાં સમાવ્યાં છે. આજે મારો પણ તું જ બેલી છે. તારા વિના મને બીજું કોઇ જ નહિ સંઘરે. અરે હા, હું અગ્નિદેવને ખોળે માથું મૂકું તે પહેલાં મારા જન્મથી આજદિન્ સુધીનાં વિતેલાં જીવનપર એકવાર ઝાંખી નજર નાંખી લઉં. કારણ કે આજે મારૂં પ્રયાણ ચોક્કસ છે. મારી સંસાર યાત્રાનો આજે છેલ્લો દિવસ છે; તેથી સ્વાભાવિક પ્રથમનું જીવન સંભારવાની ઇચ્છાને રોકી શકતી નથી. ચાલ મન, ભુતજીવનપર એકવાર દોડીને પાછુ આવ.

જગતે ઉચ્ચ માનેલી પવિત્ર બ્રાહ્મણ જ્ઞાતિમાં મારો જન્મ ! બે પુત્ર પછી માતા પિતાએ મારૂં મુખ જોયું. હું સ્વભાવે સ્નેહાળ, શરીરે સશક્ત અને સૌન્દર્યયુક્ત હોવાથી માબાપની લાડવેલી પુત્રી થઇ પડી હતી. એઓના રૂડા પ્રતાપે હું ગુજરાતી પાંચ ચોપડી સુધી ભણીગણી ખરી. હુ હાડેતી એવી હતી કે ૧૧ વર્ષની ઉમરે કોઇ મને ૧૫ વર્ષની ધારે. બારમે વર્ષે મારા પિતાએ એક બ્રાહ્મણ યુવક સાથે મારાં લગ્ન કરી દીધાં. માત્ર કન્યાદાન દેવાને જ રોકાયાં હોયની ! તેમ મારાં માબાપ મને પરણાવીને થોડા જ સમયમાં સ્વર્ગે સંચર્યાં ! મારા પતિ નોકરી માટે મુંબઇ આવેલા એટલે મનેય સાથે લાવેલા. એમના સહવાસમાં મને સુખ હતું, મુંબઇના હવાપાણી મને માફક આવ્યાં પણ એમને ન આવ્યાં. પોતે કોઇ છૂપા રોગથી પીડાવા લાગ્યા. હંમેશાં-એમની તબીયત બીમાર જ રહેતી.

મારા પતિ કંઇક નવા વિચારના અને સાહિત્યપ્રેમી પણ હતા. એમના મિત્રવર્ગમાંથી એક બે મિત્રો તો દરરોજ એમની તબીયતની ખબર પૂછવા આવતા. તેમાંના મી૦ ઇશ્વરદાસ નામના પણ

એક હતા. તેઓ સારૂં ભણેલા હતા તેમજ સાહિત્યનો શોખ ધરાવતા હતા. દરરોજ સાંજના પાંચ વાગ્યે તો તે અમારે ઘેર આવતા જ. હું મારી આવડત પ્રમાણે મારા બીમાર પતિની સારવાર કરતી, તે તેઓ નિહાળતા. મારા પતિનું શરીર પ્રતિદિન હાડકાંનો માળો થતું ગયું ને મુંબઈનાં એનાં એજ હવાપાણીથી મારૂં શરીર પ્રથમના કરતાં દોઢું મજબુત અને દેખાવડું થઇ ગયું હતુ. સાદું ધોયેલું વસ્ત્ર પણ મારા શરીરપર દીપી નીકળતું.

અમારા ઘેરે આવતા મારા પતિના મિત્ર મી૦ ઇશ્વરદાસ પણ એક મનુષ્ય જ હતા. પુરૂષોચિત્ત પાશવતા એમનામાં ન હોય એ અશક્ય. કારણ, દુનિયામાં દેવો ઠામઠામ નથી વસતા. નિઃસ્વાર્થ પ્રેમ પરોપકારિતા, અને રહેણીકરણીની એકતા દરેક વ્યક્તિમાં ન હોય. પછી ભલે તે બહુ ભણેલ હોય, દેશ સેવક હોય, ઉપદેશક હોય કે જરનાલીસ્ટ હોય, પણ સ્વભાવતો તેનો ઘડાયો હોય તે જ રહેવાનો. મી૦ ઇશ્વરદાસને મારાપતિ શુદ્ધ હૃદયથી ચહાતા. "મી૦ ગાંધી" કહીને તેઓ તેને બોલાવતા, અને "હું સાજો થાઉં તો આપણે અમુક વેપાર કરીશું, અમુક પ્રેસ લાઇન લઇશુ" વગેરે વાતો એમની સાથે કરતા. મી૦ ગાંધી–ઈશ્વરદાસ પણ ઘટતો જવાબ આપતા. તેઓ મને જોઇને એવો ખ્યાલ કરતા કે આ પત્થર જોડે રત્ન ક્યાં પટકાયું ! સુંદરીઓની સુંદરતા તો સુરમાળામા જ વસી છે. તેઓ અનેક સ્ત્રીઓની સાથે પ્રેમ બાંધો કનૈયાની જેમ એકથી વધુ ગોપીઓ સાથે રંગે રમી શકતા હતા. એક પત્નીવ્રતનાં બંધનમાં બંધાવાની એમને ટેવ નહોતી. પણ એકથી અધિક ઉપપત્નીઓને પ્રેમની દોરી-પર નચાવો સમાજની એક વિશેષ ઉન્નતિ કરવામાં તેઓ નિરંતર કાળજીવાન રહેતા. તેઓ એક દૈનિક પત્રના પ્રથમ રિપોર્ટર અને પછી એડીટર થયા હતા. એમનો જરનાલીઝમ ઉપરોક્ત સુધારો કરવાની પુષ્ટી આપતો હશે ! પરંતુ આટલો અનુભવ મને બહુ મોડો થયો. તેઓ જેના સહવાસમાં આવે, તે સહેલાઇથી તેનું ઉપરોક્ત

વતન પારખી ન શકે. તેઓ દેખાવમાં અને બોલવામાં તો ઘણા જ પરમાર્થી, ભલા, અને દયાળુ જણાતા. કોઈ પણ માણસ એમનાપર વિશ્વાસ મૂકતાં અચકાય નહિ. એવો ખુબીભર્યો એમનો વર્તાવ દેખાવમાં હતો. અમારા ઘેરે તેઓ આવતા ત્યારે એમની બોલ ચાલ, વિનય વગેરે જોઇ મને તે બહુ જ મઝાના માણસ લાગતા. કોઈ ન સમજાય તેવી આકર્ષણ પદ્ધતિથી તેઓ ભલભલી ભણેલીઓને પણ ભોળવી લેતા હશે, એવું કાળ વિતતાં મને જણાયું. મારા પતિની માંદગીના બહાને તેઓ હમેશાં આવી મારે માટે લાગણી ધરાવતા. અને મારી સાથે બોલવાનીયે ઠીક ઠીક છૂટ લેતા. મારો કેસ હાથમાં લેવાની પણ એમને હોંસ હોય એવું તે વખતે મને કંઇ માલુમ પડયું નહિ. પ્રભુ જાણે શાથી પણ મનેયે ઇશ્વરદાસ આવતા ત્યારે જ આનંદ થતો.

લાંબી બીમારી પછી એ ક્રૂર રોગે મારા પતિનો જીવ લીધો. મને મારા પતિનો માત્ર ત્રણ વર્ષ સહવાસ રહ્યો. આટલા ટુંક સમયમાં જ દૈવ રૂઠયો ને મારા પતિ મને આ ભવાબ્ધિમાં રખડતી રાખી અદર્શ થયા. ૧૫ વર્ષની તરૂણાવસ્થામાં હું વિધવા થઇ. અમારી જ્ઞાતિમાં પુનર્લગ્નનો રિવાજ નથી. એટલે જીવન કેમ ગાળવવું તે પ્રારબ્ધપર છોડી, હું પીયર ગઈ. પીયરમાં માતાપિતાની મીઠી ગોદમાં હવે રમવાનું નહોતું. ભાઇ ભાભીનાં સંસારી જીવનમાં હવે મારે સન્યાસિનીને મન મારીને વસવાનું હતુ. ભાભીઓ સાથે હું ઘણું ભળતી રહેવાનો પ્રયત્ન કરતી, છતાં તેઓમા એવો સત્‌યુગ નહોતો આવ્યો કે તેઓ વિધવા નણંદને ચાહી, મીઠા શબ્દથી પણ શાન્તિ આપી શકે. હું તપ્તહૃદયા આમ પરાધિન જીવનમાં બે વર્ષ તો રહી; પછીથી મારા મોટાભાઇ ચંપકને અમદાવાદમાં નોકરી મળી તેથી તે એકલા ત્યાં રહ્યા. મેં તેને લખ્યું. "ભાઇ ! હું ત્યાં આવીને આગળ અભ્યાસ કરૂં ને તમને રસોઇ કરી આપું તો ? આગળ ભણીને નોકરીમાં હું કંઇક મેળવી શકું તો ઠીક એવી મારી

ઇચ્છા છે." મારા ભાઇએ તેમ કરવા ખુશી બતાવી તેથી હુ રાજનગર ગઇ. ફીમેલ ટ્રેનિંગ કૉલૅજ સામે એક ઓરડી ભાડે રાખી. હું રસોઇ કરી, ભાઇને જમાડી કૉલૅજમાં ભણવા જતી, ને ભાઇ નોકરીપર જતા. આ રીતે ત્રણ વર્ષ ગાળ્યા, તેટલામાં હું સીનીયર પાસ થઈ ગઇ. લાગલાગટ હુ ત્રણે વર્ષમાં ઉંચા નંબરે પાસ થઈ તેથી કૉલેજના કાર્યવાહકો પ્રસન્ન થયા. મને સારૂ ઇનામ આપ્યું. સર્ટીફીકેટમાં મારે માટે ઉચ્ચ અભિપ્રાય લખી આપ્યો. ઉપરાંત રૂ. ૪૫) ના માસિક પગારે મને કૉલૅજમા જ શિક્ષિકા તરિકે રહેવાની માગણી કરીઃ પરંતુ તે વખતે મેં નોકરી સ્વીકારી નહિ. સીનીયર પાસ થઇ એટલે મને થયુ કે જાણે હુ પાર ઉતરી ગઇ! વળી "હુ પણ કઈક છું" એવી મગરૂરી પણ આવી ખરી. હવે-નોકરીના કરતાં કોઇ વધારે સારો કાર્યક્રમ રચવાની મને આકાક્ષા થઈ. એટલે કે વિધવા સ્ત્રીઓને માટે એક સંસ્થા સ્થાપવાનો વિચાર થયો. પણ તેનો અમલ કરી શકી નહિ. તેથી ઘેરે બેસી રહેવા કરતાં કોઈ કન્યાશાળામાં નોકરી રહેવાનુ દુરસ્ત ધાર્યું. આખરે રાજનગરમાં સ્ત્રીઓ તરફથી ચાલતી એક સસ્થામાં હું બાળાઓને ભણાવવા માટે જવા લાગી. આ સસ્થા ધર્માદા મદદથી ચાલતી હોવાથી પગાર માત્ર રૂ. ૨૫) મળતો હતો. છતાં ત્યાં બોર્ડીંગની સરખે સરખી બેનપણીઓમા મને આનદ લાગતો. માત્ર બે મહીના અહીં નોકરી કરીને સચાલકોનો અતિશય ચાહ મેળવ્યો. બધાંએ મારે માટે ઉમદા અભિપ્રાય બાંધી, ભવિષ્યમા કોઇ ઉત્તમ કાર્યની મારા તરફથી આશા રાખી.

દરમ્યાન મારા ચંપકભાઇને મુંબઇ જવાનું થયું. કેમ કે તેઓ જ્યાં નોકરી કરતા હતા તે ફર્મની બ્રાન્ચ ઓફીસ મુંબઇમાં હતી. તેથી વળી પાછું મેં ભાઇને કહ્યું: "અહીતો બહુ ટુંકો પગાર મળે છે, મુંબઈમાં સીનીયર શિક્ષિકાઓને ઘણો સારો પગાર મળે છે; તેથી ભાઇ હું પણ તમારી સાથે મુંબઇ આવું તો?" ભાઇએ તુરત

તેમ કરવા સંમતિ આપી, તેથી હું ઉમંગમાં આવી ગઇ. વતનમાં જઇ, નાનાભાઈ તથા ભાભીઓ વગેરે કુટુંબીજનોને પણ મળી આવી. હવે તો તેઓ પણ મારા પ્રતિ માયાળુપણે વર્તતાં જણાયાં. ચંપકભાઇએ અગાઉથી મુંબઈમાં આવીને ઓરડી લઇ રાખી હતી. એટલે હું આવી ત્યારે મને બહુ અડચણ પડી નહિ. થોડા દિવસમાં રૂ. ૪૫) ના માસિક પગારે એક મ્યુ૰ સ્કૂલમાં નોકરી પણ મળી ગઈ. મુંબઈ શહેરમાં સગવડવાળી ખોલી ન મળવાથી પરાંમાં સારૂં ઘર લીધું. ચંપકભાઇને સવારના આઠ વાગે નોકરીપર જઇ બાર વાગે આટલે દૂર સુધી જમવા આવવાનું હતું. ને હું તો દશ વાગે રાંધીખાઇને સ્કૂલમાં જતી, તેથી એમને બહુ અગવડ પડી. ઘણી વાર તેઓ લોજમાં જ જમી લઇ નિયમિત નોકરીપર હાજર થઇ જતા. નિશાળમાંથી છૂટયા પછી એક દિવસ એકાએક ઠાકોરદ્વાર રોડ ઉપર મારા સ્વર્ગસ્થ પતિના મિત્ર મી૰ ઇશ્વરદાસ મને મળ્યા. તેઓ અતિ આતુરતાથી મને જોઇ રહ્યા. અને હું બોલુ તે પહેલા તેઓ જ બોલી ઉઠયાઃ "સુરબાળા! તું મુંબઇમાં કયારની આવી છે? કયાં રહે છે? કોની સાથે રહે છે? આટલો વખત તું કયાં હતી?" કંઇક સત્તા મિશ્રિત શબ્દથી અને જાણે કોઇ અકથ્ય પ્રેમ-પ્રવાહ અટકાવી રાખ્યો હોય ને એકદમ વહેવા માંડે તેમ ઇશ્વરદાસ મને ઉપરાઉપરી પ્રશ્નો પૂછવા લાગ્યા. મેં બધાય પ્રશ્નોના જવાબ આપ્યા ને મારૂં રહેવાનું ઠેકાણું પણ કહ્યું. ફરીથી મળવાનું કહી, ન છૂટકે ઇશ્વરદાસ ચાલતા થયા ને હું ઘેર ગઇ ઇશ્વરદાસને જોતાં મને જાણે મોટો લાભ થયો હોયની! એવો અગાધ આનંદ થયો. જુની મીઠીયાદ આ વખતે તાજી થઈ. મારાં ઉષ્ણહૃદયને એમનાં શબ્દવારિથી શાન્તિ થઇ. ત્યારપછી દરરોજ હું નિશાળમાંથી છૂટતી ત્યારે તેઓ પણ ઓફીસમાંથી છૂટી મને ઠાકોરદ્વારપર મળતા, અને વખતો વખત ત્યાથી વિકટોરિયા ભાડે કરી પાલવા-બંદર, ફ્લાબા વગેરે સ્થળે ફરવા પણ લઇ જતા. તેઓ મારા

પરથી પ્રાણ ઓવારી નાંખતા હોય એવું બતાવતા અને કહેતા કે: "સમાજની મને કશી પરવા નથી. તારા માટે હું ફાંસીએ લટકવાને પણ તૈયાર છું, તારા ખાતર હું અમરાપુરીને પણ ઠોકરે મારૂં એવો માણસ છું," આવું સાંભળીને મને પણ એવું વસી ગયેલું કે સ્વર્ગનું સુખ આપવાનું સામર્થ્ય તો ઇશ્વરદાસમાં જ છે. તેઓ સારા ભણેલા, પેપરના એડીટર અને વળી જુની ઓળખાણ હોવાથી હું એમના સ્નેહનો અનાદર પણ કરી શકતી નહોતી. વળી કોણ જાણે શાથી પણ એમની પ્રેમભીની સત્તા મને તાબે કરતી. મારા કરતાં વધારે પ્રૌઢ વિચારના માનવીઓ પણ આવા સંજોગોમાં ભુલ્યાં હશે તો મારી વિચારશક્તિનુ માપ તે કેટલુંક હોય ? અને હું તો અનુભવથી સમજી શકી છું કે આવા સંજોગો-માં માણસ અંધ બની જાય છે. તેની સદ્સદ્ વિવેકબુદ્ધિ બુઠ્ઠી થઇ જાય છે. પોતાની જોખમદારીનું ભાન ભુલી જવાય છે. ભવિષ્યનું માઠું પરિણામ આ વખતે ભયંકર ભાસતુ નથી.

મી. ઇશ્વરદાસ મારાપર એટલો તો પ્રેમ ઢાલવવા લાગ્યા કે તેટલો પ્રેમ મેં મારા પતિનોયે જોયો નહોતો. મને તેમાં દોષ જ-ણાયો નહિ. મારા ખાતર પોતે પોતાનો જીવ જોખમમાં નાંખી દેતા હોય એવા ભાવ અને પ્રેમથી મને જીતી લીધી. આ રીતે કેટલોક વખત ચાલ્યા પછી તેણે મને કહ્યું. "મારી પત્ની કેટલોક વખત થયાં ગુજરી ગઇ છે. એકલો જ છું. તુ મારે ઘેર ખાવા રહેવાનું રાખી ભણાવવા આવે તો કેમ ? તારા ચાપકભાઇને હું જવાબ આપીશ" હું તો રહી એક વિધવા એટલે આ રીતે રહેવુ એ મારે માટે અયુક્ત કહેવાય, છતાં તેના કહેવાનો હું અનાદર કરી શકી નહિ. મારો વિશ્વાસુ સ્વભાવ કેમે કર્યો માન્યો જ નહિ. હું તેની સાથે રહેવા લાગી. 'આગ પાસે ઘી પડ્યું હોય તે ઓગળ્યા શિવાય રહે જ નહિ' એ જમાનાજુનો સિદ્ધાંત કલીયુગમાં પણ કેમ મીથ્યા થઇ શકે ? થોડા સમય બાદ આ પુરૂષના સબંધથી જે પરિણામ

આવવું જોઈએ તે આવ્યું હોય એવું મને લાગ્યુંઃ મેં ઇશ્વરદાસને તે વાત જણાવી. ત્યારે તેણે મને કહ્યું. " તને આવી રીતે રહેવાનું વ્યાજબી લાગતું નહોય તો ડો. ગૌરનાં બીલ પ્રમાણે તારી જોડે પસંદગીનું લગ્ન કરવા હું રાજી છું. અને એ માટે કાયદાથી બંધાઈ સરકારી ઓફીસમાં જે કંઇ કરી આવવાનું હોય છે તે હું કાલે કરી આવીશ." હવે અમો બન્નેના સ્વભાવમાં કંઈ ભેદભાવ રહ્યો હોય એવુ મને માલુમ પડયું નહિ. તેથી મેં તેમ કરવા સંમતિ આપી. બીજે દિવસે સાંજે આવી મને કહ્યુંઃ 'આપણાં પસંદગીનાં લગ્ન બાબત કરવુ જોઇતું બધુ હું કરી આવ્યો છું. માટે હવે તું તારાં સંબંધીઓને કાગળથી ખબર આપી દેજે" મને પણ એવું વસી ગયેલુ હતું કે ઈશ્વરદાસનાં વચન તે વેદવાકય ! એ સબંધી ઝાઝી પૂછપરછ કંઇ મે કરી નહિ. ઇશ્વરદાસ જે કરે તે ભલું જ હોય એવો મને વિશ્વાસ હતો. તેથી મેં મારાં આ પસંદગીનાં લગ્નની વાત મારા સંબંધીઓને લખી નાંખી, ને નીચે " લી. મિસીસ સુરબાળા ઈશ્વરદાસ ગાંધી' એવી સહી કરી કાગળો રવાના કીધા. મહાસાગરે માઝા મુકી હોય, ને પૃથ્વી પાતાળમાં પેસી જતી હોય, તેવી બેહદ નવાઈ સાથે મારા સંબંધીઓના અંતિ ફીટકારભર્યા પત્રો મને મળ્યા. જે જે સ્ત્રીમંડળોમાં હુ માનપાન પામી હતી તેઓ બધાંએ તિરસ્કરણીય બાણુ મારાપર ફેંકયા. અને " તું મરી જ જા. કાળું મોઢું લઇને તું જીવે છે શા માટે? " વગેરે અનેક પ્રહારો થયા. મારૂં હૃદય પણ સ્વાભાવિક ડઘાયું તો ખરૂં. હૈયુ ભાંગીને ભુકો થઇ ગયા જેવું લાગ્યુ. શરીર પરસેવાથી ભીંજાઈ ગયું. મને ચક્કર આવ્યાં. શરીરપરનું નૂર ઉડી ગયું. ભવિષ્ય ભયંકર ભાસવા લાગ્યું. પણ વળી પાછો ઇશ્વરદાસનો વહાલસોયો સહવાસ મને બધું ભુલાવી દેતો. કોઇની પણ દરકાર નહિ રાખવાનું ઈશ્વરદાસ મને વારંવાર કહેતા. ને મને પ્રસન્ન રાખવા માટે પોતે આકાશ પાતાળ એક કરવા જેટલો પ્રયત્ન કરતા.

આવી રીતે ત્રણેક મહીના વિત્યા હશે. દરમ્યાન એક દિવસ સવારના ૧૦ વાગે પ્રચંડ ક્રોધમાં ધીખેલી એક સ્ત્રી ઇશ્વરદાસ પાસે આવીને સત્તાથી આ પ્રમાણે કહેવા લાગી. "તમે ઇચ્છાલગ્ન કર્યું ? ઠીક, તો હવે મારા ભરણપોષણ માટે રૂ. ૧૦૦૦૦ આપી દો. તે હું બેંકમાં મૂકીને વ્યાજમાં રોટલા ખાઇશ." એમની સાથે આવેલા જ્ઞાતિના આગેવાન ગૃહસ્થોએ પણ ઇશ્વરદાસને ઉતારી પાડી રૂ. ૧૦૦૦૦ બાઇનાં ભરણ પોષણ માટે આપવાની ફરજ પાડી. આ બાઈ બીજી કોઇ નહિ પણ ઇશ્વરદાસની પરણેતર પત્ની કનક-કાન્તા જ હતી. તેની તબીયત સારી ન હોવાથી પીયર ગઇ હતી. અને ત્યાંથી કોઇ સારાં હવા ખાવાનાં ઠેકાણે તેને રાખવામાં આવી હતી. "પસંદગીનાં લગ્નની" ઉડતી વાત સાંભળી હશે તેથી તે એકદમ મુંબઇ આવી. અને ન્યાતના સંભાવિત ગ્રહસ્થોને સાથે લઈ ઇશ્વરદાસ પાસે પોતાના ભરણપોષણની રકમ માગવા આવી હતી.

ઇશ્વરદાસના મ્હોંપર ભયના શેરડા પડયા. પણ જરા કાંટામાં રહીને તે ગૃહસ્થોને કહ્યું "તમો બધા કહો છો તે પ્રમાણે મેં સીવીલ મેરેજ કર્યુંજ નથી. જાઓ, સરકારી રેકર્ડમાં અને ન્યાતમાં પૂછીને ખાત્રી કરો. મેં તો એમ જ આ સ્ત્રીને રાખી છે. એટલે તેને અત્યારે જ રજા આપી શકું છું."

ઉપરોક્ત વાક્યો સાંભળી મારૂં લોહી ઠરી ગયું ! શું ખરેખર ઇશ્વરદાસે મને દગો દીધો ! આ વસમી વેળાએ મારાપર આભ તૂટી પડયા જેવુ મને લાગ્યું. આવા ભણેલા માણસે મને કેમ ભમાવી હશે ? તેને મારી સ્થિતિ ઉપર દયા નથી આવતી ! વ્હાલાં સંબંધીજનોમાંથી હું ફીટકાર પામી અને ઇશ્વરદાસે પણ મને છોડી દીધી જાહેર જીવનમાં પડેલા એક કેળવાયલા સુધારકને આવો ઘોર વિશ્વાસઘાત કરતાં જરાય આંચકો લાગ્યો નહિ. હવે મારે આત્મપ્રવેશ સિવાય બીજો કયો આરો છે ? બળી મરૂં એજ મારે માટે ઇષ્ટ છે. અહાહા ! શું પુરૂષ હૃદય આટલું બધું સ્વાર્થી અને

હલકટ હશે? શું બધા પુરૂષોને આ નિયમ લાગુ પડે? ના ના તેમ તો નહિ. પણ જરૂર ઇશ્વરદાસ જેવા ઘાતકી હૃદયના પુરૂષો તો સમજમા થોડા જ મળશે. આટલી હદ સુધી કપટ કરી તેણે શા માટે મને ફસાવી હશે? અરે પણ મારોયે દોષ—મારી મૂર્ખાઇએ મને તેનાં વચન પર નચાવી! તેનું આ ભયંકર પરિણામ મારે જીવતાં જીવત બળી મરવાના રૂપમાં આવ્યું છે. હુ ભોળી, બીન અનુભવી સ્ત્રીજાત, પ્રેમમાં જ પોષાવાની જીજ્ઞાસુ હતી તો પ્રભુમાં પ્રેમ જોડીને કેવી પૂજ્ય થઇ શકી હોત? પ્રભુ કોઇને દગો દેતો નથી પણ હવે એ તત્વજ્ઞાન શા કામનુ? હવે તો પરાણે જીવનદીપ બુઝાવવો છે. ખરેખર માનવી જોડે પ્રેમ કરવો વૃથા છે. તેમાં પણ વિધવા સ્ત્રીએ પુરૂષમાં વિશ્વાસ રાખવો એ તો આત્મહત્યા જ છે. આજે એજ આત્મહત્યા મારો ગ્રાસ કરે છે. મારી વિધવા બ્હેનો! મેં ભુલ ખાધી છે એવી ભુલ કોઇ ખાશો નહિ. હું આએ કાળી કોટડીમાં એકલી ઉભેલી—બળી મરવા તૈયાર થયેલી, વાતાવરણમાં છેલ્લા શબ્દો કહી જાઉ છું.

ઇશ્વરદાસ! તેં મારો વિશ્વાસઘાત કર્યો છે તેવો કોઇ બાળાનો ન કરીશ. આ સજોગ મારે જોવા પડે છે તેમા તારોને મારો બન્નેનો દોષ છે. મારૂં ભાંગેલું હૈયું તને કહુવા દે છે. આજથી આથમતી દશા તારી જાણજે. તારૂં મૃત્યુ પારાવાર દુ:ખમાં સડયા પછી જ થશે. મારો મહાન વિશ્વાસ તારા જરનાલીઝમ ઉપર હતો પણ તેમાંએ દગો દીઠો. આવા જરનાલીસ્ટો દેશનો ઉદ્ધાર કરવા નીકળે છે એ આ હતભાગ્ય હિન્દનુ અધિક કમનશીબ છે. કોઇ કહે છે કે "જગત આંધળુ નથી" પણ હુ કહું છુ કે આંધળુજ છે. આંધળું નહિ તો આત્મઘાતી છે, ચારિત્રહિન છે. અધમતાને આંગણે છે. હવે છેલ્લે છેલ્લે મારી વિધવા બ્હેનોને પણ વાતાવરણમાં જ સદેશો પાઠવતી જાઉં. હિન્દમાં વસેલી મારી બધીય વિધવા બ્હેનો! યાદ રાખો, સાવધ રહો! વૈધવ્ય ખાંડાની ધાર છે. આપણે હિન્દુસમાજમાં રહેવાનુ છે તે ન ભુલો, ભુલ્યેચુકયે પણ તમો પુરૂષ ખોળીયાંનો સંસર્ગ ન કરશો. પછી તે જ્ઞાનીમાં, દેશસેવકમાં

કે સુધારકમાં ખપતો હોય, તોય મથલ તે પુરૂષ પ્રકૃતિ છે તે યાદ રાખજો. મને મળેલી થોડીક સ્વતંત્રતાએ મારી આ દશા આણી છે. માત્ર ભણવાથી જ તરી જવાશે નહિ. તમારૂં હૃદય પ્રભુપ્રેમથી રંગીને જ ભાગ્યશાળી થજો. ગમે તેવા વિશ્વાસુ પુરૂષનો સહવાસ પણ હરામ કરજો. કોઇ પણ પુરૂષમાં અયોગ્ય વિશ્વાસ મૂકયો તો આવી બન્યું સમજજો. આ કંઈ સતયુગ નથી પણ પ્રપંચી, ઉપરથી અચ્છો એક ભ્રષ્ટ જમાનો પ્રવર્તે છે. સમાજ ચારિત્રભ્રષ્ટ થવાથી તેઓનાં હૃદયની લાગણીઓ બુઠ્ઠી થઈ ગઈ છે. સ્વભાવને જીતશો તો જ જીવન ધન્ય કરી શકશો. ડગલે ને પગલે વૈધવ્યજીવનમાં તમારી જવાબદારીનું ભાન રાખજો.

ઓ મારાં વહાલાં સગાંઓ! ઓ મારી સ્નેહાળ સહીપણીઓ! તમે મને માફ કરજો. મારી ભુલના ભોગે આજે હુતાશનીના દિવસે જ હું બળી મરૂં છું ઇશ્વરદાસ પુરૂષ છે એટલે આવું ઘોર પાપ કર્યા છતાં પણ સમાજમાં રહેવાનો હક્ક ધરાવી શકે. હું અબળા રહી, સમાજ મારો ગુન્હો નહિ સાંખે. સમાજની આંખે મારી ભુલ ભયંકર દેખાય. એ પણ ખુબી કહેવાય! ફરીથી એકવાર કહી લઉં: **“જગતમા મે બધુંય જોયું પણ મને ઉન્નતિકર સુખ ક્યાંય ન ભાસ્યું.** કોઇએ મને પાર ઉતારી નહિ, મરણની આ છેલ્લી ક્ષણે હવે શા માટે હું કોઇનો દોષ જોઉં? આવું કષ્ટકારક **મૃત્યુલાવવામાં કારણભૂત** હુંજ છું. મેં અંધ વિશ્વાસ કર્યો. એવો કોઈ કરશો નહિ. ઓ અગ્નિદેવ! હવે મને આપનામાં સમાવી દો. જગતનાં ઓ માનવી ભાઇ બ્હેનો! ઓ વનસ્પતિ અને પશુપક્ષીઓ! સૌને મારા છેલ્લાં વંદન છે. હરિ ઓમ્!!”

\+ \+ \+

ઉપર જણાવ્યા પ્રમાણે હુતાશનીના દિવસે જ શરીરપર પેટ્રોલ છાંટી આ બાઇએ પોતાનાં જીવનનો અંત આણ્યો હતો. સમાજમાં કોણ જાણે કેટલીય બ્હેનોનાં પ્રારબ્ધ આ રીતે રૂઠતાં હશે? પ્રભુ! કહેવાતા જરનાલીસ્ટોથી ભોળા સ્ત્રીસમાજને બચાવ!

# ૭: અતિલક્ષ્મીની આત્મકથા.

"ઔદિચ્ય સહસ્ત્ર જ્ઞાતની હું એક બાલિકા છું. મારો જન્મ થયો તે દિવસે મારા પિતાજીને મોટો આર્થિક લાભ થયેલો હતો તેથી મારા ફઈબાએ મારું નામ 'અતિલક્ષ્મી' રાખ્યું. અમારા વીસનગર ગામમાં મારા પિતાની ગણના એક ધનાઢ્ય ગૃહસ્થમાં થતી હતી. મૂળથી અમારું ઘર લાખોરૂં ગણાતું. અમારા કુટુંબમાં દીકરીઓને ભણાવવાનો ચાલ બહુ ઓછો છે. વળી મારાં માતાપિતા તો ભણાવવાની સખ્ત વિરુદ્ધ હોવાથી મને ભણવાનું મળ્યું નહિ. હું નાનપણથી બહુ ચાલાક હતી. મારી માતા જે કામકાજ બતાવે તે હું બહુ ચતુરાઈથી કરી લેતી. મારી જીભ જરા તરા તોતડી હતી એટલે ઉતાવળે બોલવા જતાં જરા તોતડું બોલાઈ જતું. મારાં શરીરનો રંગ જરા શ્યામ હતો. ભણવાને બદલે ૮ વર્ષની ઉમરમાં ઘરકામમાં હું સાધારણ રીતે પ્રવીણ થઈ ગઈ.

આઠ વર્ષ પછી મને પરણાવી દેવા માટે મારા પિતાએ જોગ કરવા માંડ્યો. કેટલાંક માગાં પાછાં ગયા પછી નડિયાદના રહીશ એક [illegible] ભણેલો ગણેલો

હોવાથી મારા પિતાને ઠીક લાગ્યું. પણ તે માણસ ભણેલી કન્યા હોય તો જ પરણવા ખુશી હતો. એમના ઘરમાં તેના મોટા ભાઇનું ચાલતું હતું. એટલે અભણ હોય કે ભણેલ હોય પણ આવાં સારાં કુટુંબની કન્યા જવા ન દેવી. એવો નિશ્ચય કર્યો ને ભવિષ્યમાં થનાર મારા પતિ પોતાની ના મરજી હોવા છતાં મોટા ભાઇનું વચન ઉથાપી શકયા નહિ. તેથી એમની મરજી હતી કે નહોતી છતાં સગાઇ થઈ ગઇ મોટા ભાઇને તેઓ પિતાસમાન લેખતા, તેથી એમની આજ્ઞા વિરૂદ્ધ પોતાનો સ્વતંત્ર મત દર્શાવી શકયા નહિ. માત્ર એમનાથી દબાઇને પરણવા તૈયાર થયા. વાગ્દાન પછી ત્રણ મહીને મારાં લગ્ન થયાં. પરણીને ગઇ ત્યારે તો એ ત્રણ દિવસમાં મારા પિતા મને પાછી તેડી ગયા. ત્યાર પછી ચાર વર્ષે આણું વરીને હું સાસરે આવી. ઘરમાં મારે સાસુ, એક વિધવા નણંદ અને એક જેઠ. એટલાં માણસ હતાં. મારા જેઠ બચરવાલ હોવાથી જુદા રહેતા હતા. મારા પતિ માણેકલાલ વડોદરા કાલેજમાં સીનીયર પાસ થયેલા હતા. અને ચિત્રકળાનીય ત્રીજા વર્ષની પરીક્ષા આપી હતી. થોડા વખતમાં નાંદોદ છોડી અમે અમદાવાદ આવ્યાં. અહીં રૂ. ૩૫ ) ના માસિક પગારે સ્ત્રીઓની એક સંસ્થા તરફથી ચાલતી માધ્યમિક શાળામાં મારા પતિ ભણાવવા જવા લાગ્યા. એ મહીનામાં એમનો પગાર રૂ. ૫૦ ) થયો અને મુખ્ય શિક્ષકની જગ્યા મળી અવકાશે પોતે કંઈ કંઇ નવું જુનું સાહિત્ય વાંચતા ખરા. એમનો સ્વભાવ બહુ ક્રોધી અને અભિમાની હતો. અને કંઈક બાળક બુદ્ધિના હતા એમ પણ મને અનુભવથી સમજાયું. મારા જેવી નિરક્ષર પત્નીનેપ્રેમથી અપનાવી લેવા જેટલી એમનામાં ઉદારતા નહોતી. મને માયાળુપણે ભણતાં શીખવાડે તો પોતે બાયલા ગણાય એમ તેનું અભિમાન કહેતું હતું. પરણ્યા પછી કોઇ દિવસ મારી સાથે સ્નેહભીનું સંભાષણ કર્યું હોય એવું મને સાંભરતું નથી. હું અભણ હોવાથી ઘરથીજ મારી જોડે અસહકાર કર્યો હતો, એટલુંજ નહિ પણ મારાં અભણતાનાં પાપને લીધે તેઓ ગુસ્સાથી મારા પર ધુંધવાયા જ કરતા.

ક્રોધી સ્વભાવને લીધે હું એમનાથી બહુ ડરતી. મારાં સાસુજી અને વિધવા નણંદ મારાપર બહુ મમતા રાખતા. પણ તેઓનું મારા પતિના ક્રોધ આગળ કંઈ ચાલતું નહોતું. છતાં અમો બન્નેના જીવ મળે તે માટે તેઓ ઘણોય પ્રયત્ન કરતાં. પરંતુ તેમાં સફળતા મળતી નહિ. ઘરકામનો બધોય બોજો મારાં સાસુજીના માથેથી મેં ઉતારી લીધો હતો. રસોઈ હું બનાવતી પરંતુ મારૂં રાંધેલું મારા પતિ જમતા નહિ. એમને માટે મારાં સાસુજીને રાંધવું પડતું. તેઓ જમવા બેસતા ત્યારે મારે બીજા ખંડમાં ચાલ્યું જવું પડતું કારણકે મને રસોડાંમાં જુએ તો પોતે મન મૂકીને પૂરૂં ખાય પણ નહિ.

રહેવાના ઘરની સામે પહેલે માળે મારા પતિની બેઠકનો ખંડ છે. ત્યાં એમનાં કપડાંલત્તાં, બિછાનું, પાણીનો કુંજો અને ચિત્ર-કળાનાં બધાં સાહિત્ય રહે છે. માત્ર જમવા માટે જ રેણુ ઘરમાં પોતે આવતા. બાકી ભણાવીને આવ્યા પછી બેઠકમાં જ રહેતા. કોઇ પણ ઉપાયે અમે એક બીજાને ચાહીએ તે માટે હરકોઇ બહાને મને બઠકમાં જવાનું મારાં સાસુજી કહેતાં.

" મારાપર ચીડાયલા છે " એમ કહું તોય સમજાવીને મને ત્યાં મોકલાવતાં. એમની બેઠકમાં પગ મૂકવાની મારા પતિએ સાફ મના કરેલી હતી એટલે જો જાઉં તો જરૂર ક્રોધનો ભક્ષ બનું; છતાં સાસુજીની આજ્ઞાથી એક વખત કુંજામાંથી ટાંડા પાણીનો લોટો ભર-વાને બહાને બેઠકમાં ગઇ. એમના સામું મેં જરા જોયું તો પોતે એકાદું ચિત્ર સુધારતા હતા. પછી હું મારા ધ્યાનમાં લોટો ભરવા લાગી. હું કુંજાને અડકી તેથી જાણે એમનો કુંજો પણ અભણુતાથી અપવિત્ર બની ગયો હોયની તેમ એકદમ ઉંચું જોઇ એક શાહીના ખડીયાનો છૂટો ઘા કર્યો. તે મારા હાથપર વાગતાં કાચની બન્ને બંગડીઓના કકડા થઈ ગયા એટલુંજ નહિ પણ કાચની કણી મારા હાથમાં પેશી જવાથી લોહી વહેવા માંડયું. હું તે વખતે જરાય રડી નહિ પણ હસતું મ્હો રાખી પાછી ફરી. સાસુજી પાસે જઈ બનેલું કહ્યું. કાચની કણી સંભાળપૂર્વક કાઢી નાખી લોહી બંધ કરવા માટે સજ્જડ પાટો બાંધી દીધો.

બીજે દિવસે મારા પતિનાં કપડાં સુકાવવા માટે બેઠકમાં જવાનું મારાં સાસુએ કહ્યું. હું ડરતી ડરતી ગઇ. જરા એમના સામું જોઇ કપડાં સુકાવવામાં ગુંથાઈ. તુરતજ એમના તરફથી પુષ્પાંજલી મળી. "બેવકૂફ! જંગલી! ચાલી જા અહીંથી, કોઇ સારો માણસ આવશે તો મારે શરમાવું પડશે અહીં શા માટે આવે છે? પગ ભાગી નાંખીશ!" હું કંઇ બોલી નહિ. ફરીથી એમના સામું જોવાનીએ મારી હિંમત ચાલી નહિ. તેઓ પ્રથમ જાણતા હતા છતાં મોટા ભાઇની શરમથી દબાઇને શા માટે મારી જોડે લગ્ન કર્યા હશે? હું અભણ રહી તેથી મેં શું પાપ કર્યું? મને હજુ વહાલથી ભણાવે તો થોડા વખતમાં જ શીખી લઉં એવી મારી તીવ્ર બુદ્ધિ છે. બોલવામાં જરાક મારી જીભ તોતડાતી તેમાં મારો શો વાંક? મેં એમનું શું બગાડયુ છે કે મારી જોડે ચડયાને ચડયા ચાલે છે? હું નિરક્ષર છું એટલે એમના મનથી કચરો જ છું. હું કંઇ રીતે એમને સમજાવી શકું? એમની જનેતાનુંયે કહ્યું માનતા નથી તો મારૂં શું ગજું? આવા ઘણાય વિચારો આવતા પણ કંઇ રસ્તો જડતો નહિ.

એક દિવસ હું મોટું બેડું લઇને પાણી ભરવા ગયેલી. એક બેડું ભરીને આવી ત્યારે મારાં સાસુજીએ ઉતારી લીધું. પણ બીજું ભરીને આવી ત્યારે તેઓ દૂધ લેવા ગયેલાં, અને મારાં નણંદ દર્શન કરવા ગયાં હતાં. મારા પતિ બેઠકમાં એકલા જ બેઠા હતા. બેડું ઉતારવા હું ઘણીય પ્રયત્ન કરતી હતી પણ કેમેય કર્યું તે ઉતરતું નહોતું. હિંમત ચાલતી નહોતી કે મારા પતિ પાસે મદદની માગણી કરૂં. તેઓએ જોયું તો હશે જ. છેવટે હું થાકી એટલે ભર્યું બેડું માથે લઇને ઉભી જ રહી. મારાં સાસુજી દૂધ લઇને આવ્યાં ત્યારે બેડું ઉતર્યું. મારા પતિના હૃદયમાં શું મારા માટે જ પ્રેમ નહિ હોય? મને આવી રીતે રીબાવીને તેઓ શું લાભ કાઢશે? અમે બન્ને હસીએ બોલીએ તો મારાં ડોશી કેવાં રાજી થાય! એ દિવસ

પ્રભુ ક્યારે આપશે ? હુ એમના પગમાં મારૂ માથું મૂકી દઉં ? ખોળા પાથરી એમની પાસે પ્રેમભિક્ષા માગુ ? શું કરૂં તો એમને પ્રિય થઇ શકુ ? એવા ઘણાય તરંગો હુ કર્યા કરતી પણ મારી મઝાલ નહોતી કે તેમાં હું સફળતા મેળવુ. તેનું કારણ એજ કે મારા પતિ મારામાં માણસાઇ જેવો કોઇ ગુણ જ જોઈ શકતા નહિ. પોતે હેડમાસ્તર સાહેબ કહેવાય ને હું એમની અભણ ગામડીયણ પત્ની એટલે એમને શરમ આવતી હતી: એટલુજ નહિ પણ હું એમને પરણીને આવી એ મારો ગુન્હો હતો. બીજી સ્ત્રી કરવાના ઘણાય ઘાટ ઘડતા હતા પણ અમારી જ્ઞાતિમાં કન્યાઓની અછત છે. જો કોઈ મળે તો ચાર છ વર્ષની નાની બાળકી મળે તે પણ એક જીવતી હોય તો તેનાપર બીજી કોઇ આપે જ નહિ. તેથી મારા પતિને હું કાંટાની માફક ખુચતી હતી. હુ મરી જાઉં તો જ એમની મુંઝવણ દૂર થાય એમ હતું.

એક દિવસ મારાં સાસુજીએ મને કહ્યું. "આજે સુતી વખતે તું તેના પગ ચાંપવા જજે. ભલે ના કહે તોય તું પગ ચાંપજે." મેં કહ્યું: "બા મને મારશે હોં ?" તોય મારાં સાસુનો આગ્રહ ચાલુ રહ્યો એટલે તે રાત્રે હિંમત એકઠી કરી હું બેઠકમાં ગઈ.

એમનાં બિછાનાં પાસે જઇ હજુ હું બેસવા જતી હતી કે તુરતજ પોતે ઉઠી પગની એવી તો સજ્જડ લાત મારી કે હું ઉંબરમાં જઇ પડી. અચાનક મારાથી રડી જવાયું, મારો ગુન્હો શો ? આટલું બધું મારા પર જોર ? મેં તમને શું દુઃખ દીધું ? વગેરે મનમાં ને મનમાં જ બોલી હુ મારાં સાસુજી પાસે આવતી રહી. હવે હુ સમજતી થઈ હતી એટલે મને બહુ દુઃખ થતું હતું. મારૂં હૃદય કહેતું હતું કે તેઓ આવી રીતે તરછોડે છે તેના કરતાં મારાપર પ્રેમ રાખે તો મારામાં જે કંઈ ખામી છે તે તુરત સુધરી જશે. પણ મારા ભાગ્યમાં એ સુખની મીઠી લ્હાણુ ન્હોતી.

બ્રાહ્મણ અગ્નિ અને સૂર્યની સાક્ષીએ લગ્નમંડપમાં મારો હાથ ઝાલ્યો તે શું આમ મને માનસિક આગમાં બાળવા માટે? પોતે બ્રાહ્મણ થઇ ભણેલા થઇને સપ્તપદિની બધીય પ્રતિજ્ઞાઓ શું ભૂલી ગયા? આખરે લાખો ઉપાયે પણ અમારા ગ્રહ તો મળ્યા જ નહિ.

શાળામાં ભણતી વિદ્યાર્થિની બાળાઓ કોઇ કોઇ દિવસ અમારે ઘેર મારા પતિ પાસે ચિત્રકળા શીખવા માટે આવતી. તેઓ સાથે મારા પતિ હસ્તે ચહેરે વાતો કરતા અને આનંદથી શીખવતા. અંદરના ખંડમાંથી આ વખતે છુપી રીતે હું એમનાં મુખ સામું જોયાં કરતી. 'આવી સ્નેહાળ રીતથી મારા પતિ મને પણ કંઇક શીખવતા હોય તો કેવું સારૂં? તો તો મારા આનંદથી આખું ઘર ભરાઈ રહે! હું એમના પગ ધોઈને પીઉં, એમને સાક્ષાત પ્રભુ માનીને હું પૂજું. પણ એ લ્હાવો ક્યાં છે? કોઈ કોઇ છોકરીઓ કહેતી: "માસ્તર તમારી વહુને શાળામાં ભણવા મોકલાવોને?" જવાબમાં મારા પતિ: "ચાલો વખત જાય છે. એ શિવાય બીજી વાત કરો. જુઓ, ગણિતમાં તમને શું નથી આવડતું? ચિત્રકળામાં અમુક અમુક નિયમો ધ્યાનમાં રાખવાના છે." વગેરે આડી વાતો નાખીને મૂળ વાતને ઉડાવી દેતા.

મારાં સાસુ ઘણુંય મને ફુલાવી ફુલાવી રાખતાં. છતાં કોણ જાણે શાથી પણ મારા પતિના પ્રેમ વગર હૃદય બળ્યું જ રહેતું. હું ભલે અભણ છું છતાં પ્રેમ જેવી વસ્તુનું તો મને જ્ઞાન છે. એમના સ્નેહની મન તરસ તો છે જ. મને ખાવા પીવામાં કે ઓઢવા પહેરવામાં કયાંય ચેન પડતું નહિ. એમના એક મીઠા બોલ માટે હું તલસી રહી હતી. માનસિક ચિન્તા બહુ બુરી ચીજ છે. "ચિન્તાથી ચતુરાઇ ઘટે, ઘટે રૂપગુણ જ્ઞાન, ચિન્તા બડી અભાગણી, ચિન્તા ચિત્તા સમાન" એ દોહરો ખરેખર અર્થસુચક છે.

મારા પતિનાં હૃદયમાં પ્રેમ તો હતો જ પણ તે મારા માટે નહોતો. એમનાં ચારિત્ર્ય વિષે હું કંઇ કહું તે યોગ્ય કહેવાય નહિ.

મને બીજો કોઈ વિચાર આવતો નહિ. માત્ર 'મારા પતિ મને હસીને બોલાવે એવો પ્રસંગ હું કયારે આ જીવનમાં જોઈ શકીશ ?' એ જ ઝંખન હતી. માતાપિતાએ થોડુંક પણ ભણાવી હોત તો હું મારા પતિને કંઈક સમજાવવાનીયે અધિકારી થઈ શકત. તદન નિરક્ષર રાખી તેથી જ મારો એક શબ્દ સાંભળવામાંયે મારા પતિ અપમાન સમજે છે. પણ એ એમની ભણતરની ખામી ન કહેવાય ? ભણેલ હોય તે અભણને ન સુધારી શકે તો તે ભણેલું શા કામનું ? તેઓ ભણ્યા છે તેટલા ભલા થાય તો મારૂં હૃદય કેટલો બધો આશીર્વાદ આપે ? તેઓ મારા તરફ ઉદાર થાય તો બન્નેનુ જીવન સુખરૂપ થાય. આમને આમ હું કેમ કરીને જીવી શકીશ ? ડોશી માની આંખ મીચાઇ જશે ત્યાર પછી મારૂં શુ થશે ? મને આજ્ઞા આપે તો હજુયે હું નિશાળમાં ભણવા જવાને તૈયાર છું.

મારા સાસુજીએ એક દિવસ કહ્યું: "તારી વહુને શાળામાં ભણવા મોકલાવવી છે ?" એમણે તુરત જવાબ આપ્યો. "હવે ભણ્યાં ને કીધુ લીધું ! એ તો એમજ ઠીક છે. ઘરમાં પડયાં સારાં છે." એમને શામાટે મારાપર આટલો બધો રોષ આવતો હશે ? શું કોઇને અભણ પત્ની નહિ મળતી હોય ? મારાં અભણપણાં માટે એમને શરમ આવતી હોય તો પોતે મને શીખવાડે અગર કોઈ બાઇ મને શીખવવા આવે એવો પ્રબંધ કરે તો થઇ શકે એમ હતું; પરંતુ મારા તરફ એમનું હૃદય એટલું બધું ખીલતું નહોતું. ભણેલો જમાઇ મેળવી મારાં માબાપ કૃતકૃત્ય થયાં ખરાં, પણ મારૂં ભવિષ્ય કંઈ સુધર્યું જ નહિ. હું એમના સ્નેહ માટે તલપાપડ હતી પણ મને અભણતાનુ પાપ આડું આવતું હતું. હંમેશની આ વ્યાધીમાં મારૂં શરીર લેવાતું ગયું, અને ઝીણો તાવ લાગુ થયો. પ્રથમ તો તે બાબત કંઇ દરકાર કરી નહિ, પણ વાત વધી જતી માટી એટલે ડૉક્ટરની સલાહ મારાં સાસુજીએ લીધી. મારાં મળ દરદની ડૉક્ટરને પણ ખબર પડતી નહોતી. દવા કાંઇ કામ કરી શકતી નહિ. માંદગીએ ભયંકર રૂપ લીધું એટલે મારાં માતાપિતાને

તેડાવ્યાં. મારાં દયાળુ સાસુજી પોતાનાથી બનતી મારી સારવાર કરતાં. આ જીવલેણ બિછાને હુ પડેલી હોવા છતાં કદીયે મારા પતિ મારી પાસે આવેલા નહિ. એ તો હમેશ પ્રમાણે જમી લીધા પછી સ્કૂલમાં ચાલ્યા જતા અને ત્યાંથી પાંચ વાગે છૂટયા પછી બે ત્રણ ઠેકાણે ટયુશન આપી આવી રાત્રે સાડાસાત વાગે ઘેર આવતા. અને બેઠકમા જ સ્થાન લેતા. ઘરમા કોણુ માદુ છે કે તેને કેમ છે તેની પોતે દરકાર કરતા નહિ. આવી વાત હું કોઇને કહું તો જરૂર સાંભળનાર શંકા કરે કે "પુરૂષનુ હૃદય આટલુ બધુ નિષ્ઠુર હોય?" પરંતુ મેં જે કહ્યુ છે તેમાં તલમાત્ર અસત્ય નથી. મન પુરપુરૂં બ્યાન કરતાયે આવડતુ નથી. જેમ યાદ આવ્યુ તેમ બોલી દીધુ. હુ માંદગીમાં કયારેક ઝબકી ઉઠતી. જાણે મારા પતિનો વહાલસોયો હાથ મારા કપાળે ફર્યો હોયની! પરતુ આખો ઉઘડતા તે બધો ભ્રમ લાગતો હતો. બની શકે તેટલા પ્રયત્ન કર્યા છતા હુ મારા પતિને ફેરવી શકી નહિ. પ્રભુ! હવે તો તું મારી જીવનદોરી ખેચી લે, કે જેથી ફરી ભણેલી સ્ત્રી સાથે લગ્ન કરી મારા પતિ સુખી થાય. એમનું હૃદય એ રીતે પ્રફુલીત રહેશે તોય હું સ્વર્ગમા બેઠી આનદ પામીશ. એમના વાંક શો કાઢવો? મારા જ એવા લેખ હશે."

× × × × ×

સારવારની ખામીને લીધે મેલેરીયામાંથી ડબલ ન્યુમોનિયા થઇ જવાથી ૧૩ વર્ષની આ આશાભરી બાળકીનુ મૃત્યુ થયુ છે. એમના પતિ માણેકલાલને હજુ પોતાને યોગ્ય ભણેલી-કળારસિક પત્ની મળી નથી. અતિલક્ષ્મી ગુજરી ગઇ તે દિવસે નિશાળે ગયા વગર પણુ રહ્યા નહોતા. એક રીતે એમને તો કાંટો ગયો. આવા ભણેલા પુરૂષો સમાજમાં શા કામના? આવી જાતની મિથ્યાભિમાની ભણતર તે ભયંકરતા નહિ તો બીજું શું? ગરીબ બિચારી પ્રેમઘેલી બાળાનો ભોગ લઇને હવે તે સુખના સ્વપ્નાં જોઇ શકશે શું? શાળાઓમાં ભણાવીને તે કોનાં ચારિત્ર્ય ઘડી શકશે? પ્રભુ! આવા ભણેલાઓને સદ્બુદ્ધિ આપો.

———

# ૮: પરાણે વૈધવ્ય.

---

પરાણે ખવડાવેલું પચે નહિ, પરાણે નમાવવામાં પૂજ્યભાવ કે પ્રેમ થાય નહિ. પરાણે ગવડાવેલાં સંગીતમાં કળા હોય નહિ, પરાણે પળાવેલો ધર્મ ધુળ! અને પરાણે પળાવેલું વૈધવ્ય પણ કલ્યાણ કરવાને બદલે અનોભ્રષ્ટ તતોભ્રષ્ટ કરે છે. વગર ઇચ્છાએ લગ્નની આવી શીક્ષાઓ એક રીતે ડાયરશાહી છે. અને તેનો સરવાળો હિંદુ-સમાજમાં જંગી છે. આને લગતી એક બ્રાહ્મણ બાળવિધવાની કરૂણ કથની અહીં સ્પષ્ટ આલેખું છું.

"પૂર્વજન્મનાં કોઇ પ્રબળ પાપના યોગે મારો જન્મ કહેવાતા બ્રાહ્મણ કુળમાં થયો છે. મારૂં અને મારા પાળકનું નામ જાહેરમાં નહિ આપું એ જ સારૂં છે. માત્ર મારાં હૈયાની ઉષ્ણ વરાળ એક સ્નેહી બ્હેનને મારા મરણની છેલ્લી પળે કહી જાઉં છું. તે જન-સમાજને ચરણે ધરશે.

મારાં માબાપને હું એકની એક પુત્રી હતી એટલે જગતની નજરે લાડકવાઈ હતી. મારાં માતા પિના ભણેલાં ન્હોતાં એટલે મને પણ ભણાવવાની એમને ચિન્તા ન્હોતી. ઓજમાં પૂરૂં લોકોએ એવો

વહેમ ભરાવ્યો કે આ છોકરીને જલદી પારકી કરી નાખો, પછી જ તમે પુત્રનું સુખ મેળવી શકશો. મારા માબાપને ઝાઝી વિચારશક્તિ ન્હોતી. મારૂં નશીબ પણ ફરી વળ્યું ! એક ૬૦ વર્ષના ધનાઢ્ય બ્રહ્મરાક્ષસે મારા પિતા પાસે રૂ. ૧૫૦૦) ની રકમ ધરી અને મારૂં માગું કર્યું ! પિતાએ થેલીને આવકાર આપ્યો અને હું ૪) વર્ષનાં કોમળ ફૂલને અગ્નીની આગમા ફેંકી દીધુ. ! મને ખરીદનાર બુઢ્ઢો બ્રાહ્મણ ચાર વખત તો વરઘોડે ચઢી ચુક્યો હતો ! અને પાચની વખત મારી ખરીદી કરી ! સચમા બ્રાહ્મણ જ્ઞાતને એમ વગાડનાર આવા વિષયી કુતરાઓને ડાબરની ગોળી મારી વીંધી નાખવા જોઇએ. "કોને ખબર છે કાલની ! દીકરીને ફેરા ફેરવી દઇએ તો આવતી જતી થાય, ઘરમાં રોટલો ગોદડું સુખી છે. ભુખીદુઃખી રહે તેમ નથી, દીકરી તો ઉકરડો છે. બે વરસમા જુવાન થઈ રહશે ને પ્રભુ લીલું કરશે." બૈરક મંડળમાં મારી માતા આવી વાતો કરતી અને પિતા પણ તેને ટેકો આપતા. વાગ્દાન પછી ત્રણ મહીનામાં મને ફેરા પણ ફેરવી દીધા ! અને મરણને આગણે પહોંચેલા બુઢ્ઢા સાથે મને મોકલાવી દીધી ! હુ છેક નાદાન અને રમતીયાળ હતી, બુઢ્ઢો મને ખાવાનું આપતો, હુ પડોશમાં ઉઘાડે માથે રમતી ફરતી. "ખાવા પીવામા ધ્યાન રાખીશ એટલે કાલ સવારે જુવાન થઈ રહેશે; ઘરની બેવના થશે અને એમ કરતા પ્રભુ છેલ્લી ઇચ્છા પાર પાડે તો મારા મરણ પછી પણ મારૂ બારણુ ઉઘાડુ રહે." આખો જન્મારા વિષયમા રમી રહેલા આ વિકારી બુઢ્ઢો ઉપર પ્રમાણે મનોરથ ઘડતો હતો. પણ તે જાણતો નથી કે કાળ એટલો વખત રાહ નહિ જુએ. ઉત્તર અવસ્થામાં આત્મચિંતન કરવાનું આવા મલીન કીડાઓને ક્યાથી સુઝે ? જગત્ પરિવર્તનને પંથે છે, ક્ષણમાં સ્થળ ત્યા જળ અને જળ ત્યા સ્થળ બનાવવા કુદરત સમર્થ છે. લોકની નજરે મને પરણાવ્યે એક મહીનો થયો. દરમ્યાન ઈન્ફ્લ્યુએન્ઝા તાવની સવારી આવી. અને પ્રથમ મારાં માબાપનું

સ્વાગત કર્યું ! મને પારકું ધન કરીને પોતે પુત્રમુખનાં સ્વપ્નાં જોતાં મારા પામર માબાપ ગામનાં ત્રાસ થયાં ! અને મને વેચી લીધેલા નાણાં ભુંડે કામે વપરાયાં. પીયરની વાટ છુટી પડી, હવે આ નિષ્ઠુર બુઢ્ઢો જેમ રાખે તેમ મારે રહેવાનું હતું. પણ તેય પડદો જલદી પડયો. આઠ દિવસમા મારો એ માલિક પણ તાવની મહામારીમા ચીથરાં વીખતો સ્વધામ ગયો ! હું ઘરમા રહેતી નહિ. ખાઈ પીને પડોશનાં બાળકો સાથે રમ્યા કરતી. ભુખ લાગે ત્યારે ખાઇ આવતી. વાસનાનો કીડા આનન્દથી કુદરતી કાયદાને ભોગ થઇ પડયો, તે દિવસે એક બાઇએ એકાએક મારો હાથ ઝાલ્યો અને મારી રમતમા ભંગ પાડી મને ઘરમા લઇ ગઇ ! મારી નાની ચુડલીઓ ભાગી નાખી, અને મારૂ માથું મુંડાવવાના સંસ્કાર કરવા માંડયા. ' મારે મુંડો નથી કરાવવો, મારા વાળ સારા છે, ' કહી હું રોવા લાગી: ' ચુપ મર રાંડ છપ્પરપગી ! ઘરમા આવીને પાડવ જેવા વરનો જીવ લીધો ! " કહી મને જોરજુલમથી દબાવીને વિરૂપા કરી.

" અલી તારો વર મરી ગયો " એક ૧૦ વર્ષની છોકરીએ મને કહ્યું.

' વર ' એ કોણ જાણે કયો થાભલો હશે ! તેની હું પાંચ વર્ષની ગભરૂને શી ખબર પડે ? એટલો કલિયુગ મારામા આવ્યો ન્હોતો. વળી માબાપની પણ કંઇ કેળવણી નહિ એટલે મુળ તો હું બેભાન જેવી હતી. મેં જવાબ આપ્યો. " શું કામ મરી ગયો ? કોઇ કહેતું'તુ ? "કુદરતના કાયદાની મને ઓછી જ કંઈ ખબર હતી !

" પણ રાંડ એ તને ખાવાનું આપતો'તો હવે કોણ આપશે ?"

'ખાવાનું" શબ્દ સાંભળી મને ભાન આવ્યું અને ખાવાનું હવે નહિ મળે તેથી શોક થયો. એ મરનારને અંગનું કોઇ સગુ ન્હોતું. દૂરના સબંધીઓએ આઠ દિવસમા બધું સફાચટ કરી નાખ્યું, અને હું અનાથની પેઠે ગામમા રખડતી રહી. દયાળુ પડોશીઓ મને ખાવાનું આપતા હતા પણ તેઓ મને કાયમને માટે ઓછાં નિભાવ-

ચાનાં હતાં? એક નવા વિચારના પાડોશીએ મારે માટે જોગ કર્યો. મને અનાથ બાળાઓની 'પાંજરાપોળમાં' મૂકી આવ્યો. મારી અર્ધા સ્થિતિ તેના સંચાલકોને કહી પોતે વિદાય થયો. અહીંથી મારા જીવનનો બીજો પ્રવેશ શરૂ થાય છે.

મારી ઉમર અને મારા મનોભાવ સમજ્યા વગર હિન્દુસમાજે 'ગંગા સ્વરૂપનો' ખિતાબ આપી મને નવાજી! સમાજે 'વિધવા' ગણી એટલે મારે માટે ઘૃત પકવ ખોરાક નહિ. તેમ દૂધ સાકરનાં પણ સ્વપ્ન! હવે પછી ટાઢો, વાસી સડેલો ખોરાક મારે માટે શરૂ થયો. મને સારો ખોરાક અપાય ના રખેને મારામાં વિકાર થાય! કેમકે મારે પરાણે વૈધવ્ય ધર્મ પાળવાના હતા. "બિચારી કેવી કમનસીબ!" કહી બે વર્ષ તો મને કીકડીઓ જીવવા દીધી અને રમવા દીધી. પછી હું ૮ વર્ષની થઈ એટલે કક્કો શીખવવામાં આવ્યો. સાથે દામ પણ વધ્યો. આ 'પાંજરાપોળ' તરફથી બાઇઓને કક્કો ઘુંટાવવા એક નિશાળ ચાલતી હતી; પરંતુ ત્યાં શીખવા મારે જવાનું ન્હોતું. રખેને કોઇના સંગથી હું વંઠી જાઉં ને વૈધવ્યધર્મને ધક્કો લાગતાં હિન્દુસમાજની સાતે પેઢી રસાતળ જાય! મને ઘરમાં શીખવાતું. વખત જતાં હું અક્ષરજ્ઞાન મેળવી શકી. પછી ભણાવવાનું બંધ થયું. વધારે ભણું તો સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ આવી જાય ને જો સ્વતંત્ર વિચાર કરે તો વિધવાધર્મ થરથર! બાદ પરાણે ધર્મધ્યાન કરવાનું દબાણ થયું. હું બે ઘડી પણ નવરી ન રહું તે માટે મારા વાસ્તે બેસુમાર નોકરને લગતું કામકાજ કાઢયું અને ધર્મ પળાવવાનો જુલમ વધ્યો. મહીનામાં એક પખવાડીયુ ટાઢું શીળું ખાવાનું અને બીજું પખવાડીયુ ઉપવાસ! વળી શીક્ષાના ૮ ઉપવાસ તો જુદા. શીક્ષા આ રીતેઃ "સવા લાખ જપ કરીને તારે ખાવાનું છે." હું જપ કરવા બેસું પણ ઉંઘ આવી જાય એટલે વળી સજાનું ફરમાન છુટે. "આજે એને આખો દિવસ ખાવા દેવું નહિ ને અંગુઠા પકડી ઉભી રાખવી" બસ મારા હૈયામાં

શેરડો! હું ખાવાને તરફડું પણ કોણ આપે? ભુખે પેટે જપ ધ્યાન કરવાનું મારૂં શું ગજું! અગુઠા પકડી ઉભી રહેતાં લોહી કપાળે ચડી આવે છતાં કોને દયા! પરાણે વૈધવ્યધર્મ આમ પળાવાય! બીજે દિવસે "આજે આખી 'રામરક્ષા' અને આખી 'ગીતા'નો પાઠ કરી ગયા પછી જ ખાવાનું છે" હું પ્રથમથી વાંચવા માંડું પણ ભુખની આગ મને તેમાં જીવ લાગવા દે નહિ એટલે વળી સજાનું ફરમાન છૂટે: "એને ભુખી રાખો અને કાનની બુટ્ટી પકડી ઉભી રાખો" ભલા આ તે કયાનો ધર્મ! ધર્મ કર્મ પ્રેમથી શીખાય કે જુલમથી? પણ હા, હું તો રહી સમાજમાં વિધવા એટલે મારા પ્રતિ વળી પ્રેમ અને મમતા કયાંથી! હું ખાઈપી શરીરે પુષ્ટ થાઉં તે સમાજ કેમ જોઇ શકે? વળી આમ ત્રાસ વેઠતાં હું ખપી જાઉં તોય શું? હું તો ખોટો રૂપીઓ! પણ ખોટો રૂપીઓ ખોવાય પણ શાનો?

ઉપર વર્ણવ્યો એવો જુલમ ને એવી સજા મારે માટે હમેશની. વિધવા 'પાંજરાપોળો' આવી રીતે વિધવાધર્મનો ઉદ્ધાર કરે છે. અને જગતને ઉંચો આદર્શ બતાવે છે. હું ભુખી એવી થતી, કે જાણે ઝાડપાન કે ધુળ પણ ખાઈ લઉં. ચોરી છુપીથી ઘરમાં કાચું અનાજ–દાણો હાથ આવે તો તે પણ ખાઈ લેતી. દમાણુ–જુલમ ચોરી કરતા શીખવે છે. અને વખતે અનીતિ કરતાંયે શીખવે એ દેખીતુ છે. મને ઘરનુ ઉંબર વટવા દેવામાં આવતું નહિ. કેમકે તો મારા વિચારોમા પરિવર્તન થાય ને વૈધવ્યધર્મ નષ્ટ થાય. આવી રીતનો જુલમ ૭ વર્ષ મે સહ્યો. પછી તો ગળા સુધી આવી ગઇ. કોઇ ઉપાયે ભલે વટલી જાઉં કે મારૂં ગમે તે થાય પણ આ ત્રાસમાથી છુટું એવું ઉગી ગયુ. જોડેના મકાનમાં રહેતા એક માળીને મે આ વાત કરી. તે પણ એકલો જ હતો. હું તેની સાથે નાશી છૂટી. નડિયાદ આવી. ૨૦ દિવસ સાથે રહી. ત્યાં તે માળી પોતે મને નહિ રાખે પણ વેચીને પૈસા કરવાનો છ એવી ખબર પડી.

પરંતુ ઉપાય શો ? મારો પક્ષ કોણ કરે ? પ્રભુ ! પ્રભુ ! પોકારી બે હાથે હું તો મારૂ માથું પકડી રહી. થોડો વાર થઇ ત્યાંતો મને શોધવા નીકળેલાં મારી 'પાંજરાપોળ'નાં માણુસો ત્યાં આવી પહોંચ્યાં. ને મને પાછી ત્યાંની ત્યાં ઉપાડી ગયાં ! હવે જુલમનો શો પાર ! મને ઓરડામાં પુરી સડસડાટ સોટીઓનો માર પડ્યો ! અધમૂઇ થઈ બેફામ ઢળી પડી. આઠ દિવસ કડોકડ ઉપવાસ ! અંધારી કોટડીમા પૂરી રાખી અને અસહ્ય શબ્દપ્રહાર પણ થયા. નવમે દિવસે સૂકી રોટલી ખાવા આપી. આવી રોટલી પણ આ વખત મને મેવા જેવા લાગી. હવેથી મારો વાસ આવા કારાગ્રહમાં જ હતો. હું અતિશય ત્રાસમાં મારૂ ભાન પણ ભુલી ગઇ હતી. કશો વિચાર આવતો નહિ, પણ ભુખ, ખરાબ ખોરાક, અને માનસિક આઘાતને લીધે મને ક્ષયરોગ લાગુ થયો. આ જીવલેણ દરદ બીજે પગથીએ આવ્યુ ત્યાં સુધી સચાલકોએ મારી દરકાર કરી નહિ. હું ૧૩ વર્ષની ફુલ જેવી બાળાને ક્ષય ! જુઓ તો ખરા આ છુપા જુલમના પાપ ! મને કોઇ લાયક સાથે લગ્નથી જોડી દીધી હોત તો હું માનું છુ કે હુ ખરેખર સુખી થાત, પરતુ પરાણે વૈધવ્યધર્મ પળાવી નાક રાખનાર સમાજમા એવી ઉદારતા ક્યાંથી ? વિધવાધર્મ એટલે શું તે તો હુ હજુ પણ સમજી શકી નથી. હું તો એટલું જાણું છુ કે વિધવાધર્મ એટલે આવા જુલમ સહેવા અને આત્માનું ખુન કરી નાખવું. ખેર. જ્યારે છેક અસાધ્ય વાત આવી, ત્યારે ડોકટરની સલાહ લેવામા આવી. ડોકટરે દવા આપવા ના કહી અને "હવે દવા કામ નહિ કરે કેસ ખોટો થવા આવ્યો છે. ક્યાંય હવાફેર માટે મોકલાવો" કહી ડોકટરે હાથ ખંખેર્યા ! પણ મારે માટે વળી હવાફેર તે શું ? આખરે એક બે બાઇઓને હવાલે કરી મને કાઠિયાવાડનાં ગામડામાં 'હવાફેર !' માટે મોકલાવી છે. અહી હવે મારી છેલ્લી ઘડીઓ છે. મારી પાસે એક ભલી બાઇ બેઠી છે તેને મારી બધી વાત કહી હ્રદયની વરાળ

કાઢતી જાઉં છું. સમાજની વેદી ઉપર આ મારૂં બલીદાન કહેવાય. હું જીવી ત્યા સુધી મારે માટે કોઇના મોઢેથી મેં વ્હાલભર્યો શબ્દ સાંભળ્યો નથી. પ્રેમ શું તે હું જાણુતી નથી. મારા પ્રતિ કોઇએ પ્રેમ બતાવ્યો નથી. હું બ્રાહ્મણ જ્ઞાતિમાં જન્મી એટલે પરાણે વૈધવ્યધર્મ પાળુ નહિ તો બ્રાહ્મણ ધર્મનું દેવાળુ નીકળી જાય! ને મને ખરીદનાર નર્કગામી થાય! સમાજની આ વિચિત્રતા ક્યાં જઇને ગાવી! મારા જેવી કેટલીયે બાળવિધવા બ્હેનોને આમ અનિચ્છાએ ધર્મ પાળવો પડતો હશે ને કાળને શરણુ થવુ પડતું હશે. અમો ગાય જેવી બાળાઓના આમ અપક્વ બળીદાન લઈ રહેલો સમાજ ' રામ રાજ્ય ' સ્થાપવા નીકળ્યો છે. શી જગતલીલા! મને જે જે વ્યક્તિઓએ વિના વાંકે દુઃખી કરી છે તેઓના ભુંડા હાલ થજો! એવા શાપ આપી હું છેલ્લો શ્વાસ લઉં છું. ને હિન્દુસમાજમાં ફરી જન્મ નહિ આપવા પ્રભુને વિનવી શરીરથી આત્માને જુદો કરૂં છું. પ્રભુ! પ્રભુ! મારા જેવુ અન્યને ન વિતે તેની તું સંભાળ લેજે!

× × × × ×

આખરે આ બાળકી ક્ષયરોગના અસાધ્ય વ્યાધીમા મરણુ પામી છે. અત્યારે પણુ હુ તેનુ નામ નહિ આપુ. કારણ, તેણે મને સાફ ના કહી છે. આ હૃદયદ્રાવક વાત વાંચીને વાચક બનતું કરે. તની વાત સાભળીને જ મારૂં હૃદય રોઈ પડયુ. મારા પાસેથી આમાં હું વિશેષ ઉમેરી શકતી નથી.

---



" હું બ્રાહ્મણ જ્ઞાતિમાં જન્મી એટલે પરાણે વૈધવ્ય પાળું નહિ તો બ્રાહ્મણ ધર્મનું દિવાળું નીકળી જાય ! ને મને ખરીદનાર નર્કગામી થાય ! "

**પરાણે વૈધવ્ય:** પાનું ૭૧

# ૯: અનિલાની આત્મકથા.

---

અનિલા મારું નામ. પિતાને ઘેર પાંચ ભાઇઓ વચ્ચે હું એક બ્હેન હતી. મારા પિતા રવજી શેઠ પોરબંદરમાં આબરૂદાર ગૃહસ્થ લેખાતા હતા. એમને ઘીનો મોટો વેપાર હતો. તેમ પોતે લાગવગવાળા માણસ હતા. માતાપિતાની મીઠી છાંયા નીચે હું ચાર ચોપડી ગુજરાતી ભણી, અને મારી ઉમર ૧૦ વર્ષની થઇ એટલે મને 'પારકી' કરવાની ચિન્તાનો કીડો મારાં માબાપનાં ભેજાને કોરી ખાવા લાગ્યો! દરમ્યાન મારા પિતાના બે મિત્રો અમારે ઘેર આવ્યા. મારા પિતાની આજ્ઞાથી બેઠકમાં તેઓની પાસે પાણીનો લોટો મૂકી હું પાછી વળી.

"તમારી અનિલા હવે મોટી થઇ હો રવજીશેઠ!" મારા પિતાના એક મિત્રે વાત કાઢી.

"હા, પણ ઠેકાણું સારું ક્યાં?" મારા પિતાએ કહ્યું.

"અરે ઠેકાણું હું બતાવું! મુંબઈમાં આપણી ન્યાતના મૂળજીશેઠને ઓળખો છો? તેઓ ન્યાતના પટેલ છે. એમનો એક છોકરો કુંવારો છે તેને માટે કન્યા શોધે છે. મુંબઇમાં કાપડની દુકાન છે. વળી ઘરમાં પણ ચીકણું છે."

હા, હા શેઠ! એવો સગો ગોતવા ગયે નહિ જડે હોં! સારો સગો એ પણ સારા માઠા પ્રસંગોમાં એક ઓથ છે. મૂળજી શેઠ એટલે શું! એમના વિષે વધારે કહેવું એ સોનાપર ઢોળ ચઢાવવા જેવું છે." બીજા મિત્રે વાતને સબળ ટેકો આપ્યો:

"ભલે સારું ઠેકાણું હશે તો આપણે તો જ્યાં ત્યાં દીકરીને આપવી છે ને!"

"પણ વાત નક્કી કરો તો હું ત્યાં ખબર આપું એટલે તેઓ આવીને સગપણ કરી જાય," પહેલા મિત્રે ચોક્કસ જવાબ માગ્યો.

"ભલે તમને ગમે તે ખરૂં" મારા પિતાનો નક્કી વિચાર સાંભળી એમના મિત્રો મુંબઇ ગયા અને ટુંકામાં એટલું જ કે મૂળજી શેઠના ૨૧ વર્ષના છોકરા સાથે મારૂં સગપણ થઈ ગયું.

"છોકરો સારો હશે?" મારી માતાએ શંકા કરી પૂછ્યું.

"સારો કે ગમે તેવો, જેવા દીકરીના લેખ! કહે છે કે કાપડની દુકાને બેસે છે ને બધો વહીવટ કરે છે. પાલી બાજરી દીકરીને લાવી આપે એટલે બસ. બીજું આપણે શું જોઇએ?" મારા પિતાએ ભળતું જ ભાષણ કર્યું-

"હા, એ તો વળી મુંબઇ શહેર છે એટલે દીકરીને ગામડાંની માફક શીમશેઢે જવું નહિ પડે ને સારી ચીજ પણ દેખશે." મારી માતાએ વાતને ટેકો આપી સંતોષ માન્યો

આ વખતે મારી ઉમર ૧૧ વર્ષની હતી. ગુજરાતી બીજી ચોપડીભણી રહી ત્યારથી મને કઇ કંઇ સારૂં વાંચવાની ટેવ પડી ગઇ હતી; તેથી સ્વાભાવિક મારી બુદ્ધિનો વિકાસ થતો હતો. મારી સગાઇની વાત થતી ત્યારે હું રસોડામાં સંતાઇજતી અથવા બહાર રમવા ચાલી જતી પોતાનાં સગપણ સંબંધી વાત સાંભળવી કે તેમાં કંઈ દલીલ કરવી એ બેઅદબી મનાય છે અને તે બેઅદબી કાઠિયાવાડની બાળાઓમાં છે જ નહિ.

૭ મહીના પછી મારાં લગ્ન લીધાં. જાન આવી. વરરાજાને જોઇ મારા પિતા ઝંઝાઈ ગયા. પછી શું થાય! મુંબઇનિવાસી ન્યાતના પટેલના પુત્રની જાન પાછીયે કેમ કરી વળાય? આખરે ફેરા ફેરવી દીધા ને સંબંધીઓએ તથા માતા પિતાએ મને ભીની આંખે વળાવી. પિતાએ કરીયાવર પણ સારો આપ્યો.

પોરબંદરથી ત્રીજે દિવસે જાન મુંબઈ પહોંચી. અહીં ઘરમાં મારે સાસુ સસરો, એક જેઠ જેઠાણી, એક દીયર, એક નાની નણંદ વગેરે બધાં સાથે રહેતાં હતાં. (સસરા સિવાય બીજાં બધાં હજુ

હયાત છે ) અહીં આવતાં મને માલુમ પડયું કે મારા પિતાના મિત્રો મોટી મોટી વાતો કરી જે આંબા આંબલી બતાવી ગયા હતા તે બધું હંબગ હતું, કાપડની દુકાન નહોતી પણ કાપડના કકડાઓ વેચવાનું સાધારણ ઠાટીયું માંડેલું હતું. ન્યાતનો પટેલ એટલે ' ગાળો દેનાર ' સમજવું. એમના પુત્રોમાં એથી વિશેષ શું હોય ? મારા પતિને ( જેને હું હૃદયથી પતિ માની જ નથી શકતી ) લગ્ન પહેલાં ચાર વર્ષ થયાં ચાદીનો રોગ તથા ઝાડા-મરડાનો રોગ થયો હતો. આવો રોગી માણસ એક આશાભરી પારકી બાળાનું જીવન ધુળ કરવા માટે પરણવા તૈયાર થાય એ તો હિન્દુસમાજમાં જ છાજે. આ ગુન્હો કેટલો ભયંકર છે ? ધ પુરૂષસમાજની કાયદાપોથીઓમાં આવા ગુન્હાઓ માટે શિક્ષાની એકેય કલમ નહિ હોય ! મારા પિતાને ' સારો સગો ' મેળવવાની ધુન હતી. પણ એ સગો ( મારો સસરો ) તો ચાર મહીનામાં ગત્ થઈ ગયો ને મારે માટે સળગતી ચિતા કાયમ જ રહી. ' સગો ' મેળવવા જતાં પુત્રીનાં ભવિષ્યનો વિચાર ન કરનાર મારા પિતાએ મને કેટલો અન્યાય કર્યો છે તે વિચાર મને રડાવે છે. બે પૈસાનું માટીનું વાસણ લેવા વખતે ખુબ ટકોરા ખખડાવીને પછી જ દામ આપનાર મારી માતાએ પણ આ બાબતમાં ઝાઝી તપાસ કરાવી નહિ. તેઓએ મને હોમી દીધી. હવે કહે છે " જેવાં દીકરીનાં નસીબ જનમ જનેતા આપે, કંઇ કરમ કોઈ આપે છે ? એમના ભાગ્યમાં હતું તેવું જડયું. આપણું કંઇ ડહાપણ તેમાં ચાલે છે ? " આમ કહી છુટી જાય છે. અને હું તેઓની ગાય જેવી પુત્રી હવે જીવતાં સુધી સીઝાવાની !

હવે મારા કહેવાતા પતિની યોગ્યતા વિષે બે શબ્દો કહી લઉં. પોતે કાળા અક્ષરને ભેંસ બરાબર સમજે છે ! ધંધો ચોવીસ કલાકમાં ૨૦૦ બીડી પીવાનો અને ૧૬ વખત ઝાડે જવાનો ! ડાકટર અનાજ ખાવાની મનાઈ કરે છતાં તે ખાય ને રાત દહાડો પાયખાનાની મુલાકાત લે ! મ્હોં જોતાં ત્રણ દિવસ સુધી અનાજ ન ભાવે ! અને એમને

અડકતાં ઉલટી થાય એવી તો ગંદી દેહ ! અને સ્વભાવ તો પહેલા નંબરનો ધુંધુકાર ! દુબળા સિપાઇઓ જેમ ઢેઢવાડે શૂરા હોય છે તેમ હીજડા પુરૂષોનું સ્રીપર જુલમ કરવામાં શૂરાતન હોય છે. મારો પતિ આ કોટીનો છે. ' કમજોર અને ગુસ્સા બ્હોત !' તેમ આ પુરૂષે સ્નેહ કરતાં મારથી મને જીતી લેવાનું દુરસ્ત ધાર્યું ! કેમકે નહિ તો હું ચડી વાગું એવી એમને બીક હતી. તેથી આ રીતે જુલમ ચાલુ થયો. ઘરમાં પ્રવેશ કરતાં જ " આ ઠેકાણે ચીજ કેમ મુકી ? ઘરમાં કચરો કેમ છે ? અરે, આ લોટો ઝટ દે. દેખતી નથી ! આંખો ફૂટી ગઈ છે ! રાંડની ! અક્કલ વેચીને ખાઇ ગઇ છે કે શું ? કમજાત ! નીચની ઓલાદ ! તું પૈસાવાળાની દીકરી છે તેથી હું કંઇ કરતો નથી હો ! દીકરી સાહુકારની પણ મારી તો બાયડીને ! સરખી નહિ ચાલે તો આ સોટી તારી મા નહિ થાય ! તુ જાણે કે હું ભણેલી છું પણ એ ડહાપણ અહીં નહિ ચાલે સમજી ! ચાલ, ઉપાડ પેલી વસ્તુ, રાંડની જાત ! સાલી માર વગર જ બગડે છે ! " આવી પુષ્પાંજલી મારે માટે દરરોજની ચાલુ થઇ ! જો હું એક શબ્દ પણ બોલું તો તુરત સો-ટીનો મ રો ચાલુ જ સમજવો મારની બીકથી હું ગમે તેવા કડવાં વચનો પણ મુગે મોઢે સહી લઉં છું મેં કદીયે એમનું હસતું મુખ જોયું નથી. કોઈ દિવસ હું એમને હસીને બોલાવું તો પણ જાણે એ તો આફત આવી સમજે. " હસે છે શું રાંડ શરમાતી નથી ! હસવું શેનું આવે છે ! રાંડ ફાટી ગઈ લાગે છે ! " આવા અંગારા ખર-વાથી મારૂં વિનોદી હસવુ તો કયાંય બળી જાય છે. અને ઉલટી થર-થરાટી છૂટે છે. એ કાળમુખી વ્યક્તિએ વગર વાંકે મને માર મારી મારીને શરીરના હાડકાં ફરી ઘડયાં છે? હંમેશાં એમની આંખમાં ક્રોધની જ્વાળા ભભુકની જ હોય ! તેમાં પણ હું એમની નજરે પડું ત્યારે તો તે આગ ત્રમણી વધી જાય છે. મારૂં ખાવું પીવું પહેરવું ઓઢવુ અને હૃદયની ઉચ્ચ આશાઓ એ બધું આ આગમાં બળીને ખાખ થઈ જાય છે. ' હું કુમારી રહી હોત તો કેવું સારૂં હતુ. ? '

એવો વિચાર મને હરઘડીએ આવે છે. વળી મારી એક સખીનું વાક્ય પણ યાદ આવે છે. તેણે કહેલું: "તારો વર પરણવા આવ્યો ત્યારે તેને રોગીયા જેવો જોઈને તેની સાથે નહિ પરણવાનું તારા પિતાને તેં કહ્યું નહિ?" ખરેખર તેમ કરવું જોઈતું હતું. પણ એવું વાતાવરણ ત્યાં ક્યાંથી કે મને એવો વિચાર આવે? વળી હિન્દુબાળાઓમાં એવી નૈતિક હિંમત છે જ ક્યાં? તેમ પિતાની આબરૂનો મને ડર પણ ખરો. આવા સંજોગોમાં મારી બુદ્ધિએ કંઈ કામ કર્યું નહિ. મારા પિતા પણ "ન્યાતના પટેલ" ઉપર મોહી પડયા પરંતુ તેના પુત્રની યોગ્યતા જોવા લલચાયા નહિ. ખેર, હવે તો આભ ફાટયો, થીગડું ક્યાં દેવું રહ્યું?

મારા સસરાના મૃત્યુ પછી ઘરમાં મારી સાસુનું કંઈ જ ચાલતું નહિ. ફક્ત બે ટંક પેટને ભાડું આપવા પૂરતો અધિકાર હતો. ઘરમાં મારા જેઠ જેઠાણીનો જ કારભાર હતો. એઓનો જુલમ મારા પતિના જુલમને પણ વટાવે એવો છે. મારો પતિ જનમનો રોગીયો એટલે તેને તેઓ પાપ જેવો જોતાં હતાં. વખતે માર પણ મારતાં. અને હું રહી એની સ્ત્રી, એટલે ફાવે તેમ જુલમ ગુજારવામાં એમને કોણ પૂછનાર હતું? મારા પતિ નિરંતર મારાપર ગાળોનો ધોધ વહાવતા, તેથી અધિકગણો મારી જેઠાણીનો ધોધ ચાલુ જ છે. મારાં પીયરની સાતે પેઢીને દરરોજ શોધી નાખે ત્યારે તો એમને ખાધેલું પચે! ઘરમાં અથાણું કે લીલોતરી શાક મારે ખાવાનું નહિ. આંબાની મોસમમાં બધાં આંબા ખાય; માત્ર મારે માટે મનાઈ! આવું આવું કહેવા બેસું તો મારી જીવનકહાણીનો એક ગ્રંથ લખાય. પિતાને ઘેરથી હું થોડાં કપડાં લઈ આવેલી તે બધાં ફાટી ગયાં અને હું થીગરેહાલ ફરતી હતી; છતાં એક કપડું પણ મને ન લઈ આપ્યું. આખરે ડરતાં ડરતાં મેં મારા પતિને કહ્યું: કપડાં મારાં બધાંય ફાટી ગયાં છે. હવે તો હું ચાલીમાં બેસતાંય શરમાઉં છું. બે જાડા-સાડા લઈ આપો તો ઠીક. "તારો બાપ પૈસાવાળો છે ને! તેને કહેની કે મોકલાવી આપે! હું તને રૂડી રૂપાળી જોવા નથી

માગતો ! રાંડને મુંબાઇનું રાજ જોઈતું'તું રાજ, પણ બિલાડી આડ ઉતરી ગઈ ! " જુઓ મારો ગુન્હો ! આવા અન્યાયોનો સરવાળો તો જંગી છે. છેવટે મુંબઇમાં મારાં ફઇબા રહે છે તેની પાસે જઇને હું ખોબે ખોબે પાણીએ રડી પડી ! તેણે મને બે ત્રણ કપડાં આપ્યાં છે તે હાલ પહેરૂં છું. પછી વળી પ્રભુ જેવા ધણી ! મારે ખારા સમુદ્રમાં મીઠી વીરડી એક માત્ર મારી સાસુ છે. એ બિચારીનું કંઇ ચાલે નહિ. માત્ર મને ધીરજ આપે. "દીકરી ધીરજ રાખ. કાલ સવારે પ્રભુ તારાં દુઃખ સામું જોશે ને બધું સારૂં કરશે. તું સહન કરે છે તેથી તું સોનું થઈશ." એમનાં આ વાક્યો મને અમૃત જેવાં લાગે છે. આ ભલી સાસુના દિલાસા ઉપર જ મારૂં જીવન ટકી રહ્યું છે.

દૈવ પ્રકોપથી મારા પતિને બે રોગ લાગુ થયા છે. તે રોગ મને લાગુ પાડવામાં પણ પોતે સફળ થયા છે ! પોતાનો રોગ પોતાને પનારે પડેલી નિર્દોષ સ્ત્રીને લાગુ ન પાડે તો તો તે હિન્દુ પુરૂષ મટી જાય ! હું તો ખુલ્લા દીલે પોકાર કરીને પ્રભુને કહું છું કે આવો અમાનુષિ જુલમ અમે સ્ત્રીઓ સહન કરીએ છીએ પણ બાપ ! તું સહન ન કરીશ. પુરૂષો જન્મોજન્મ નોકરબાઈના ફટકા ખાય ને નાક ઘસે એવી હું તો આશીશ આપું છું. મારૂં દુઃખ–મારા વિચારો હું પૂરેપૂરા વ્યક્ત કરી શકતી નથી; કારણકે મારી વાણીમાંય જીવ રહ્યો નથી. હું તંદુરસ્ત હતી તે મારા પતિની નજરમાં ખુચતું હતું. તેથી હરેક પ્રકારે રોગ લાગુ કરવાની એમણે કોશેશ કરી છે. જોરજુલમથી એમનું એઠું મને ખવડાવ્યું. દરરોજ જમી રહ્યા પછી પોતે જાણી જોઇને થાળીમાં ઘણું એઠું મુકી દેતા, અને તે ખાવાની મને આ રીતે ફરજ પાડતાઃ "આ મારૂં મુકી દીધેલું પહેલાં ખાઇ લેવાનું છે. સાંભળે છે કે ? કેમ મ્હોં બગાડયું ? રાંડને સુગ આવે છે કેમ ! તું મરી જઈશ તો કયો ખંડ ખાલી થઈ જવાનો છે ! અને જીવીશ તો કોનું નાક રાખવાની છે ? નહિ ખાય તો મારા પગનો આ બટ તારો બાપ નહિ થાય " વગેરે.



" આ મારૂં એઠું મૂકેલુ પહેલા ખાઈ લેવાનું છે સાભળે છે કે ? કેમ મ્હો બગાડયું ? ગાંડને રડતા આવડે છે કેમ" તુ મરી જઈશ તો કયો ખંડ ખાલી થઈ જવાનો છે અને જીવતી રહીશ તો કોનુ નાક રાખવાની છે ? નહિ ખાય તો આ મારા પગનો બુટ તારો બાપ નહિ થાય:"

**અનિલાની આત્મકથા.** પાનું ૮૨

આખરે મને તે ખાવાની ફરજ પડતી. નોકરશાહીની જેલોમાં થોડોક ત્રાસ વેઠીને પણ પુરૂષો મોટું બુમરાણ મચાવી મૂકે છે. પણ સમાજમાં ઘેર ઘેર આવી ડાયરશાહી ચાલે છે તેનો કોઇ અવાજ ઉઠાવે છે ?

પુરૂષો આમ પરાણે પતિવ્રત ધર્મ પળાવે એ ચોક્ખી ડાયરશાહી છે. અહીં આવીને કોઇ દિવસ પણ હું રડયા વગર નથી રહી. અને તેથી હાલ ૧૭ વર્ષની ઉંમરમાં મારી આંખે ઝાંખ આવી ગઇ છે. પણ દવા કોણ કરે ? હું રોગથી પીડાઇને મરૂં તો કોઇ ખંડ ઉજડ નથી થવાનો અને જીવતી રહું તો કોઈનું નાક રાખવાની નથી. એવી અમારા ઘરમાં માન્યતા છે. તેથી મારે માટે દવાના ઉપચાર વળી કેવા! કોઈ જૂનાજમાનાનો શાસ્ત્રવેત્તા મને ઉપદેશ આપે કે " હોય, પડયું પાનું નિભાવી લેવું. ગમે તેવો તોય પતિ–પ્રભુ છે, તેને અનુસરવું એ તારો ધર્મ છે. " તેને હું છડેચોક જવાબ આપું કે, એવો ધર્મ મનુ મહારાજ, કૃષ્ણ ભગવાન કે સાક્ષાત પ્રભુ પોતે મને સમજાવવા આવે તોય તે માનવાને હું તૈયાર નથી ! કારણકે મારા અંતરના પ્રમાણિક અવાજથી તે વિરૂદ્ધ છે. એવાં અમાનુષિ પતિવ્રતને હું પાપરૂપે જાહેર કરૂં છું. જગતમાં ગરીબનું કોઈ જ નથી. સ્ત્રીઓએ ગરીબ થઇ જુલમ સહ્યા તેથી જ પુરૂષ જુલમગાર વધ્યા છે. મ. ગાંધીજીએ પણ કહ્યું છે કે " જુલમ સહનાર ન હોય ત્યાં જાલીમ શું કરે ? આપણે વશ થવાની નબળાઇ સંઘરીએ ત્યાં સુધી વશ કરનારા મળ્યા જ કરશે. "

તે મુજબ સ્ત્રીઓ સહન કરશે ત્યાંસુધી પુરૂષ જાલીમો–જીવંત રહેશે. પણ જ્યારે તેઓ જુલમને તાબે નહિ થાય ત્યારે જ તેઓનો અવાજ સંભળાશે. અને જુલમનો છેડો આવશે. પુરૂષ જેટલા પ્રમાણમાં સ્ત્રીની સગવડ સાચવે તેટલે જ હીસ્સે સ્ત્રીપુરૂષની સગવડ સાચવવા બંધાયલી છે. બાકી જુલમથી તો હવે પુરૂષો અમને વશ નહિ કરી શકે ! પોતાને આધિન રહેલી સ્ત્રીપર જુલમ કરીને પુરૂષો પોતાને જ હાથે પોતાની ઘોર ખોદી રહ્યા છે ! કુદરતનો નિયમ તેઓ ભુ-

કરવા નીકળનારા પુરૂષોએ લજવાવું જોઇએ. ખરેખર જેવાની સાથે તેવાં થવાનો આ જમાનો છે. સ્ત્રીને પોતાની માલિકીની વસ્તુ ગણી, તેનો ફાવે તેમ ઉપયોગ કરનાર પતિપ્રતિ કદાપિ પણ પૂજ્યબુદ્ધિ ન થાય; ત્યારે તેને પ્રભુ તો કેમ જ માની શકાય? શું મનુ મહારાજે તેઓને જુલમ ગુજારવાનો પરવાનો આપ્યો છે? હું જાહેર રીતે મારી બ્હેનોને ચેતાવું છું કે મૃત્યુને ખોળે જજો પણ નિર્દય પતિના જુલમને તાબે થશો નહિ. બસ, ન્યાયપૂર્વક સામે થજો. પ્રભુ આપણી મદદે છે. હું ખરૂં કહું છું કે જો મને યોગ્ય પતિ પ્રાપ્ત થયો હોત તો હું તેને આ સંસારમાં સ્વર્ગની ઝાંખી કરાવત. મારૂં હૃદય બહુ કળારસિક છે. પણ ખેર, મારા ગમે તેવા સારા ગુણોની પણ હવે કંઇ કદર નથી, અને મારે મન હવે મોટી સલ્તનત પણ શિવ નિર્માલ્ય છે. મારો આત્મા આ જુલમમાંથી હવે એવો જાગ્યો છે કે તેનામાં પ્રેમને બદલે ક્રૂરતા વ્યાપી છે. હું જોઉં છું કે હવે મારો જુલમી પતિ મને કેવી રીતે આડે આવે છે તે! જ્ઞાતિ જાતિની અને સમાજની શરમને પણ હવે હું છાપરે ફગાવી દેવા તૈયાર થઇ છું. મને મૃત્યુની બીક નથી, જીવનમાં કંઇ આશા નથી, મનોરથ નથી. હૃદયમાં પ્રેમ નથી, તે સુકી રેતી જેવું બન્યું છે. હવે મને કોઇ પણ વશ કરવા સમર્થ નથી. પુરૂષસમાજ સામે ખુલ્લો બળવો જગાડવાના મેં કસમ લીધા છે. મેં ત્રાસ સહ્યો તેવો હવે મારી બ્હેનોને નહિ સહેવા દઉં. અમે ગરીબ થઇ, રોદડાં રડી ને હવે પુરૂષોની નીતિહિન દયાપર નથી જીવવા માગતાં. સ્વાત્મરક્ષણની શક્તિ રહેશે ત્યાં સુધી ઝુઝીશું અને નહિ તો મૃત્યુને ભેટીશું. આત્મા સૌના સરખા જ છે. પુરૂષના જુલમને તાબે થવું એ એમની જુલમી વૃત્તિને ઉત્તેજવા જેવું છે. હવે તેઓની સાથે સહકાર કરવો એ પાપ છે. અને બંડ કરવું એ મહા પુણ્ય છે. ઘણા દિવસ દબાયાં છીએ. હવે તેઓ નહિ દબાવી શકે. મારો રોગીયો પતિ હવે મારી સામે આવે તો તેને મારા પ્રચંડ ક્રોધમાં બાળીને ખાખ કરી નાખું! એવું શુરાતન પ્રભુએ મારામાં પ્રગટ કર્યું છે. હું ગામે ગામ અને શહેરે

શહેરમાં મારી બ્હેનોની સ્થિતિ જોવા હવે ફરીશ. અને છેવટે અમારા સ્રીસમાજ તરફથી આ પ્રમાણે નિયમો ઘડીશ.

૧ પુરૂષો અમને જેટલા પ્રમાણમાં સુખ આપે તેટલા પ્રમાણમાં તે અમારી પાસથી સુખની આશા રાખે.

૨ પુરૂષોનાં કોઇ પણ અયોગ્ય દબાણને તાબે નહિ થતાં અમે ન્યાયપૂર્વક તેની સામે થઇશું. પુરૂષ અમને કોઇ પણ જાતની અયોગ્ય ફરજ પાડી ન શકે. પુરૂષો જેટલા પ્રમાણમાં સ્રીઓની લાગણીને માન આપે તેટલા જ પ્રમાણમાં સ્રીઓ પુરૂષોની લાગણીને માન આપી શકે: વગેરે.

જેમ જેમ પ્રગતિ કરીશ તેમ તેમ દિશા સુઝશે. હવે હું જુલમથી ડરતી નથી. સમાજના જુલમે કદી હું મરી જઈશ તો પણ મારા ઉપજાવેલાં વાતાવરણમાંથી મારા જેવી અનેક અનિલાઓ પેદા થઇ, સમાજ સામે યુદ્ધ કરશે. બસ ધર્મને ખોઈ બેઠેલી સમાજ સામે હવે ધર્મને બહાને દબાઈ રહેવું એ મનુષ્યત્વ ગુમાવવા જેવું જ છે.

પુરૂષો પૂજ્ય પતિદેવ થવા માગતા હોય તો તેઓએ દૈવીગુણો ધારણ કરવા રહ્યા. પોતે બહેકાવી મૂકેલી પાશવવૃત્તિપર અંકુશ રાખવો જોઇએ. તેઓએ 'માલિક' તરીકેનો પોતાનો ફાંકો છોડી દેવો જોઇએ. સત્તાનો નીશો ઉતારવો જોઇએ. અમારા આત્માનું કલ્યાણ ઇચ્છવું જોઈએ. અમને એમનાં રમકડાં તરીકે નહિ પણ આત્મસ્વરૂપે-મિત્રભાવે લખવી જોઇએ. પોતે જ્ઞાની બની અમને જ્ઞાનામૃત પાવું જોઇએ. આ રીતે ધર્મપ્રાણ તેઓ થાય તો હિન્દુ સ્રી તેમને દેવ માનવા-પ્રભુ સ્વરૂપે ગણવા તૈયાર થશે. સ્વર્ગીય સુખનો લ્હાવો ચખાડી સંસારયાત્રા સફળ કરાવશે; બાકી જુલમથી પુરૂષ દેવ મનાવવા' માગશે તો તેમાંથી હવે સાર નહિ નીકળે. અને આ મારાં આત્મસમર્પણથી પુરૂષસમાજ જોઇ શકશે કે એક સ્રી વીફરે છે ત્યારે તેની છુપાઇ રહેલી-અપ્રગટ શક્તિ કેટલી હદ સુધી પહોંચી શકે છે! કાયદાનો જમાનો ચાલતો હોય ત્યારે તો કાયદા મુજબ વર્તવું તેમાં 'જ સફળતા છે."

# ૧૦: ઓતમની આપવીતિ.

---

"બહેન કંચન! તું બહુ પૂછે છે એટલે મારી થોડી જીવતકવાત તને કહેવા ઇચ્છું છું. તું મારી વિશ્વાસુ સખી છે છતાં હું મારા માતપિતાનું નામ અને પતિનું નામ, તો તને નહિ કહું. અમારી જ્ઞાતિ નાગરજ્ઞાતિથી બીજે નંબરે છે; અને તે કેળવણીમાં આગળ વધેલી છે તે તો તું જાણે છે. આ જ્ઞાતિની હું એક અભણ બાળા છું. મારૂં નામ **ઓતમ.** કેવું સરસ નામ છે! પણ તેવા જ ગુણો મે કેળવ્યા નથી. માણસે ઉત્તમ કે અધમ થવું એ પોતાના જ હાથમાં છે; છતા કોણ જાણે શુ કારણ છે પણ માણસ તેના સ્વભાવને જીતી શકતો નથી. અને સારા કરતાં હલકાં કર્મે અનાયાસે વળી જાય છે. મેં પિતૃસુખ જોયુ નથી, કારણકે માતા-પિતા મને બે વર્ષની મૂકીને ગુજરી ગયાં હતાં. પિતૃવિહોણી થતાં મને મારા કાકાએ ઉછેરી મોટી કરી. હિન્દુકુટુંબોમા પુત્રીની કાળજી બહુ ઓછા પ્રમાણમાં રખાય છે. મારા કાકાના છોકરાઓ ભણવા જતા પણ મને કોઇએ એક અક્ષર સુદ્ધાં શીખવ્યો નહિ. મારી ઉમર માત્ર ૮ વર્ષની થતાં મને પરણાવીને કાકા પણ પરલોકવાસી થઇ ગયા.

એટલે મારે માટે પીયરની વાટ સુની પડી. મારે હવે કાકા મામા કે ભાઇ બ્હેન, કોઇપણ આ સંસારમાં નથી. તું બ્હેનપણીને હૃદયની વાત કહીને મારાં હૈયાંનો ભાર હળવો કરૂં છું. હું નાની બાળકી, સાસરામા જરાય સમજતી નહોતી. પણ સારા નશીબે મને પતિ સારા મળ્યા. હું બહુ સૌન્દર્યવતી, અને મારા પતિ પણ સૌન્દર્યના ભૂખ્યા હોવાથી ઠીક ચાલ્યું. ધીમે ધીમે હું ૧૬ વર્ષની થઇ. મારા પતિએ મને બહુ મોઢે પણ ચડાવેલી એટલે ઘરમાં હું કોઇનું કશું સાંખતીનહિ. સાસરામાં મારે બે દીયર, બે નણંદ અને ગુણમૂર્ત સાસુ હતાં. મારાં સાસુ ખરે જ દેવીરૂપ હતાં. એમની સહનશીલતા અમાપ હતી. મને મારા હિતને ખાતર કંઇ કહેતાં તો પણ હું તેને ઉતારી પાડતી. દીયરને અને નણંદને મેં કદી ' તમે ' કહીને બોલાવ્યાં નહિ. ' તું ' નાં તોછડાં નામે જ બોલાવતી. કારણકે મને મારા પતિનું જોર હતુ. એમની માનીતી, એટલે મને કોઇની દરકાર નહોતી. એમની એકે એક સેવામાં હું ખડે પગે રહેતી. પણ ખરી રીતે તે સેવા કહેવાય નહિ પણ સ્વાર્થ જ કહેવાય. ઘરમાં બધાંને નહિ કહેવાનું કહીને લાગણી દુખાવું તો પણ મારા પતિ મને જરાય ઠપકો આપતા નહિ. મને એટલી ચડાવી લીધી, કે હુ કુટુમ્બસેવાનો વિચાર જ ભુલી ગઈ; અને સૌનાપર શીરજોરી ચલાવવા લાગી. ઘરમાં દરરોજ કંકાસનો વાસ તો હોય જ. એટલે મારા પતિએ ધંધાર્થે કોઈ દેશાવર જવાનો વિચાર કર્યો. હું પણ ખુશખુશ થઈ ગઇ. મને સાસરાના કુટુંબમાં ગમતું નહિ અને કોઈની સાથે બનતું પણ નહિ; એટલે મારા પતિ સાથે હું પણ મુંબઇમાં આવી. મારા પતિ સિવાય મારે કોઇનું કામ નહોતું એટલે અહીં મને ખુબ મઝા પડી. મારા પતિએ મારા માટે ઘણા ફેન્સી દાગીના કરાવી આપ્યા. વળી પોતે કાપડની દુકાન કરી, એટલે ભાતીગર સાડલાઓનું તો પૂછવું જ શું ? દરરોજ ગાંસડીઓ છોડીને મને ગમે તેવા સાડલા મારા પતિ કાઢી આપતા. મારે સુખ અને આનંદનો પાર રહ્યો નહિ. ઘરમાં માત્ર બે જણાંનું કામ, છતાં વાણુસ

માંજવા કપડાં ધોવા અને પાણી ભરવા માટે રામો રાખી દીધો; એટલે મારે તો રાંધી ખાઈને બહાર નીકળી જવું; અને આખો દિવસ શરીર શણગારવામાં જ મશગુલ રહેવું. મારા પતિએ મોટા કાચવાળું કબાટ ઘરમાં વસાવ્યું એટલે હું તો આખો વખત એમાં જ જોયા કરૂં અને શણગાર સજું. મારા પતિ પણ બહારના ઓપમાં જ આશક હતા. પોતે દરરોજ નાટક સીનેમા જોવા જાય જ. હું સાથે જવાનું કહું તો એટલું જ જણાવે " ન્યાતમાં વાતો થાય; તને લઈ જવાય નહિ." મને પણ ત્યાં જવાનો શોખ નહિ; એટલે બેસી રહેતી. જુદી જુદી સીનસીનેરીથી સજ્જીત સ્ત્રીઓને જોવા માટે મારા પતિની આંખ ટેવાયલી, એટલે હું પણ એવી સીનસીનેરીથી ન સજાઉં તે એમનો ચાહ ગુમાવી બેસું; તેથી મારો મુખ્ય વિષય પણ એ જ હતો. પીયરમાં પણ મારો કોઈ આધાર નહિ, એટલે જે હતું તે મારા પોતપર જ હતું. જે બાબત એમને ગમતી, તે જ હું એની નજરમાં કરતી. મારી દીનચર્યા આ પ્રમાણે હતી. સવારના ૯ વાગે ઉઠું. ૧૦ વાગ્યા સુધી નાહી ધોઈને પરવારૂં, પછી પહેલો શૃંગાર સજું. મારા પતિ ૧૦॥ વાગે દુકાને જાય. મને ચહા કરવાની તસ્દી આપે નહિ. પોતે હોટેલમાં જ પીતા જાય. પાછળથી હું કંઈક નાસ્તો કરી રસોઈ મૂકું; અને બીજો શૃંગાર સજી એક વાગે મારા પતિ સાથે જમવા બેસું. જમ્યા પછી બે કલાક પોતે દુકાને જાય ત્યાર પછી હું નવરી પડું. બીજું કંઈ કામ નહિ એટલે ત્રીજો શૃંગાર સજું. બાર કલાકમાં આઠ વખત માથું ઓળવું, અને આઠ વખત સાબુ ચોળી હાથ પગ ધોવા. માથું ધોયું હોય ત્યારે જલ્દી સૂકાવીને તેલમાં પલાળું ત્યારે મને સુખ થાય. દરરોજ તેલબીના ચકચકીત વાળ ન હોય તો વળી મારા પોતનું મન ઉતરી જાય એવી મને બીક હતી; અને મને પણ એમ ગમતું હતું. ચોથો શૃંગાર સજીને દિવસના ચાર વાગે હું બહાર નીકળું. મારા પોતના કોઈ મિત્રોને ઘેર બેસવા જાઉં અથવા તો બજારમાં બંગડીઓ પહેરવા કે દર્શનને બ્હાને ફરવા

જાઉં. મારો ઠઠારો આ વખતે મેનકા અપ્સરાના જેવો જ લાગતો. ઘેર આવ્યા પછી નાસ્તો કરી રાંધવા માડું. મારા પતિને ભાજી અને ખીચડી જ ભાવે એટલે દરરાજ હું પણ સાંજે એ જ ખાઇ લેતી. રાત્રે ૯ વાગે બન્ને જણાં જમી લઇએ. અમને પરણ્યે ૨૦ વર્ષ થયાં હતાં, છતા પણ નવપારણુત દંપત્તિના જેવો જ મારા પતિનો દરરોજનો વ્યવહાર હતો. મારૂં એમના આગળ કંઇ ચાલતું નહિ; માત્ર હું એમના ભોગનાં સાધન તરીકે, અને રમકડાં તરીકે કામ આવતી. રાત્રીના પાચમો શૃંગાર સજ્યા પછી ૧ વાગે સુઇ રહેતાં. આ બધો મારા દરરોજનો કાર્યક્રમ હતો. દરરોજ રંગારીને ત્યાં હું જુદા જુદા રંગના પોત રંગાવવા જતી. કપડા દાગીના, ખાવાનું અને મારા પતિની રમત; એટલુ મારે માટે પૂરતુ હતુ, એટલે ભણવા ગણવાનો મને ખ્યાલ પણ નહોતો. એક વખત મારા પતિ બહાર ગામ ગયેલા, ત્યારે દુકાનનો મહેતા ઘેર ચોપડા મૂકવા આવ્યો. તેણે ચોપડા ઉઘાડીને કંઇક ઉતારી લીધુ. મે જોયુ, પણ મને શી ખબર પડે? ભણેલી હોઉં તો જ તપાસી શકુ. આ દિવસથી મને ભણવાનું મન થયુ. મારા પતિ ઘેર આવ્યા ત્યારે મારી ઇચ્છા જણાવી. જવાબમાં તેણે કહ્યું "ભણીને તારે ક્યા કમાવા જવુ છે? ઘરમા શું ઓછું પડે છે? ભણીને મારી જુન કાઢવાના વિચાર થાય છે? વળી ન્યાતમાં શી વાતો થાય તેની ખબર છે?" મે કહ્યું: "ઘરમાં છોકરૂં છૈયુ નાહ એટલે મારા જીવ મુઝાય છે. વાચતા શીખું તો દિવસ નીકળી જાય."

તેણે કહ્યું: "તો નાની હતી ત્યારે ભણવું'તું નાં!" મારા પતિ આગળ મારી ઇચ્છા કામ લાગતી નાહ એટલે છુપી રીતે એક બાઇ પાસે ભણવાના વિચાર કરી સ્લેટ મગાવી. તે બાઇએ કહ્યું: "તારૂં કરવા જતા તારો પતિ અમને ખરાબ કહે એવો છે. તેને ખબર પડયા વગર તો રહેશે જ નાહ. માટે ગમે તેમ વિનવીને પણ રજા મેળવ."

પણ તે અશક્ય હતું. હું ફુટડા થઇને બહાર, મંદિરો અને શેરી

ચૌટામાં ફરૂં તેમાં મારા પતિ વાંધો લેતા નહિ, પણ માત્ર કકડો ધુકું તો જ "ન્યાતમાં લાજ જાય" એવું કહેતા. પોતે માત્ર મૂળાક્ષર જ શીખેલા હતા. વાંચવા લખવા સામે વૈર હતું. એટલે મારે માટે તો આશા જ શી? મને હાથઉદ્યોગ પણ કશો આવડતો નથી. મેં પણ પછી ભણવાનો વિચાર માંડી જવાળ્યો. પરણ્યે ૨૫ વર્ષ થયાં છતાં મને કઈ સંતાન થયુ નહિ. તેથી મારા રંગરાગમાં પણ ખલલ પડી નહિ. હમેશ મુજબ જગતની છુરી થઈને હું મારા પતિના મિત્રોને ત્યાં જતી. તેઓ પણ મારા પતિના જેવા જ નાટકીઆ, એટલે બે ચાર વાર તેઓના પંજામાં ફસપલી પણ પ્રભુએ છાનું રાખી દીધું. છેલ્લીવાર એક દલાલે યુક્તિ કરી મને પાશમાં લીધેલી, ત્યારે ૨૦ દિવસમાં મારા પતિને ખબર પડી જતાં મને ખુબ માર માર્યો. હું શું કરૂં? મને ઘરમાં કંઇ કામ નહિ, એટલે ગમે નહિ. તેથી મારા પતિની ગેરહાજરીમાં તો હું ગમે ત્યાં ફર્યા કરૂં. ભણવા તો દેતા નહિ એટલે આખો દિવસ ઊંઘું પણ કેટલુંક? ઘરમાં અમે બે જણાં જ, એટલે લોકોની નજરે લાજ મરજાદ વગરનું-બેશરમભર્યું અમારૂં વર્તન હતુ. પાડોશમાં અને સામા માળામા રહેતાં લોકો અમારી વાતો કરતા; અને તે વાતો મારા પતિ સાંભળે ત્યારે તેઓની સામે લડવા દોડતા: પણ રીતભાત જરાયે ફેરવતા નહિ. અમારા આખાં કુટુંબમાં અને ન્યાતમા અમારી બેશરમીની વાતો થતી, તોપણ મારા પતિ એ બાબતમાં આંખ આડા કાન કરતા. મારાં માસુ દેશમાંથી કોઇ વાર આંટો દેવા આવતા તો હું તેમને રડાવીને ચોથે દહાડે કાઢતી. કેમકે અમારા બે વચ્ચે ત્રીજી ખલલ અમને ગમતી નહિ.

ધીમે ધીમે મારા એક દીયર ધંધા લાયક થયા; અને તે પણ મુંબઇ આવી, મારાપતિની દુકાનમાં કામ કરતા. એમનું એકનું વધારે રાંધતાં પણ મને માથાનો ઘા થતો. બાપડો ટાઢું શીળું ખાઈ પોતાનું બીછાનું પોતાના હાથે કરી, ઉપાડીને દુકાન રવાના થઇ જતો. એમના દેખતાં પણ અમારો નિર્લજ્જ વ્યવહાર ચાલુ હતો. પછી મારા દીયરને એક સારા ઘરની કન્યા મળી. લગ્ન લીધાં ત્યારે મેં જંગ માંડયો. મારા પતિને

કહ્યું: "આપણી કમાણીમાંથી એ કાળમુખાને પરણાવવો નથી. અને પરણાવો તો તેમાં ખર્ચ થાય એટલા દાગીના મને લઇ આપો, અને પછી જ તેને પરણાવો." મારા પતિએ તેમ કર્યું. દેરાણી પણ પછી મુંબઇમાં આવીને મારી સાથે રહેવા લાગી. દીયર મારો દબાયલો એટલે દેરાણીપર જુલમ ગુજારવામાં મેં કંઇ મણા રાખી નહિ. બાપને ઘેર ચહા દૂધ પીવાની તેને ટેવ હતી, પણ મેં અહીં તે બંધ કરાવ્યુ. ઘરનું બધું કામકાજ પછી એને માથે નાખીને હું તદન નવરી થઇ બહાર ફરવા લાગી. હું તો પછી જેઠાણી થઇ, એટલે મારા રૂવાબમાં શી ખામી હોય? તેનાં કપડાં બધાં ફાટી ગયાં ત્યારે બાપડી ચીંથરેહાલ ફરતી, પણ તેને માટે મારો દીયર એક કપડું લઇ આવે તો પણ હું ઝગડો કરૂં; છતાં ખાનદાન કુળની એ બાઇ ભુંડે હાલે બધું સહી લેતી. એક વર્ષ પૂરૂં થતાં તેને સીમંત આવ્યું; એટલે મારી ઇર્ષ્યાંના પાર રહ્યો નહિ. એના પેટમાં ઘી દૂધની છાંટ પણ મેં જવા દીધી નહિ. ને નોકરનું કામ પણ ખાસ એની પાસેજ કરાવતી. અઘરણીના પ્રસંગ આવ્યો, ત્યારે દેશમાથી આખુ કુટુંબ મુંબઈ આવ્યું. અને મેં કૈકયીના જેવો જંગ માડયો. ઘરમાં કોઇને રાધ્યું ધાન પણ ખાવા દીધું નહિ. "મારા ધણીની કમાણીમાથી તમે બધાં ચેન ઉડાવો છો. અઘરણીનો ખર્ચ નહિ થાય, અને કરવો હોય તો હાલને હાલ મને એટલા દાગીના કપડાં કરાવી આપો, નહિ તો ભુંડી થશે." પણ વચમા મારો મામોજી પડયા, અને મારા પતિને ધમકાવી કહ્યું કે: "ન્યાત નહિ જમાડે તો તારી આબરૂ જશે. તારી રાંડને ચડાવી છે તેનું બુરૂં પરિણામ આવશે." છતાં મારૂં યુદ્ધ બંધ થયું નહિ. તેથી મને એક નેકલેસ અને સાડી કરાવી આપી. મારા પતિએ આ ખર્ચ મારા મામાજીના આગ્રહથી કર્યો. અને ત્યારે જ મેં બધાં કામમાં ઠાઠમાઠથી ભાગ લીધો. મારાં સાસુ સ્વાભાવિક રીતે જ મારી દેરાણીને માટે કાળજી રાખતાં, તેથી હું તેને ધૂળભેગાં કરી દેતી. છેવટે દેરાણી સુવાવડ માટે પીયર ગઇ, અને કુટુંબ પણ દેશમાં ગયું એટલે મને એકલીને આનંદનો વખત આવ્યો. પણ દેશમાં

દુકાળ પડતાં ૮ મહીના પછી આખું કુટુંબ પાછું મુંબઇ આવી અમારી સાથે રહ્યું; એટલે વળી હુ મુંઝાઇ. હું ને મારા પતિ એ-કલાં જ રહેતાં એટલે સંયુક્ત કુટુંબ મને ઝેરજેવું લાગ્યું. પણ હવે તેઓ પાછાં જાય એવા સંજોગો નહોતા, એટલે બધાંની વચ્ચે મારો નિત્યક્રમ તો મેં ચાલુ જ રાખ્યો. દેરાણીને છોકરી આવી ને મરી ગઇ તેથી મને આનંદ થયો. પછી આખા ઘરનું કામ ગુલામડીની પેઠે મારી દેરાણી જ કરતી. હું કોઈ પણ કામને હાથ દેતી નહિ. માત્ર મારા પતિની પ્રસન્નતા મેળવવા માટે શણગાર સજવામાં જ લાગી રહેતી. મારાં સાસુ વૃદ્ધ થયાં હતાં છતાં પણ બેઠાં બેઠાં હાથ ઉદ્યોગ કરી દરરોજ સવા રૂપીયો મેળવતાં. હું એવું કશું શીખતી નહિ. માત્ર કબાટના દર્પણ સામે ઉભી રહી, દાંતીઓ હાથમાં લઇને મારા વાળ ઓળ્યા કરતી. અને કોઇ સબંધી જન બેસવા આવે તો મારાં સાસુને વાત કરવા નહિ દેતાં, હું જ સુડીસોપારી હાથમાં લઇ, સામે બેસતી; અને ડાહી ડાહી વાતો કરતી. મારા અથાગ અવિવેકના ઝેર જેવા ઘુંટડા પણ મારાં સાસુ ગળે ઉતારી જતાં. મનમાં દાઝતાં, પણ મને કે મારા પતિને કશું પણ કહેતાં નહિ. આખા દિવસની મારી ટાપટીપ અને નાટકી વ્યવહાર પોતે જોતાં, છતાં એક શબ્દ પણ બોલતાં નહિ. અને જો બોલે તો હું તેને માણસમાં ત્રણ દોક-ડાનાં કરી મુકતી. મારાં સાસુની સંયમવૃત્તિ, સહનશકિત અને ઉદ્યો-ગશીલતા હવે મને યાદ આવે છે. મેં એમને કદી પણ સુખી કર્યાં નથી. અત્યારે એ ક્ષમામૂર્તિ સાસુ કે કોઇ પણ સંબંધી, આ સં-સારમાં રહ્યું નથી; અને છેલ્લાં ચાર વર્ષ થયાં મારા પતિ પણ હું હતભાગિનીને મૂકીને સંસારાર્ણવ છોડી ગયા છે. મારા પતિને બદલે મારી સુંદરતા લુંટાઇ ગઇ તેનો જ મને વધુ શોક થાય છે. હું ભણેલી નહિ એટલે કશું જાણું નહિ, દુકાનમાં માણસોએ ગોટાળા કરી, માલ અને ઉઘરાણી ક્યાંય ગલત કરી નાંખ્યાં; અને ઘરમાં જે કંઇ હતું તે મારા પતિનાં મૃત્યુ પાછળ ખર્ચાઇ ગયું. આ ઘોર

પડદો પડતાં છતાં પણ મારાં નિષ્ઠુર હૃદયના ધબકારા હજુ ચાલુ જ છે. આજે એ બધાં સંભારણાં જ રહ્યાં છે, અને મને વિસારે પણ પડયાં છે; છતાં સુંદર દેખાવાની મોહની મટી નથી. હાથનો હુન્નર કશો આવડે નહિ, અને ભણતાં પણ ન શીખવા દીધું; એટલે હવે આ જીવનનાવ કયા ખરાબે અથડાશે તે તો વિધાતા જાણે. મને રેંટીઓ ફેરવવાનું કહેવામાં આવે છે, પણ એક રતલ કાંતું ત્યારે ચાર આના મળે તેમાં મારૂં શું વળે? દિવસમાં માંડ માંડ ૦। રતલ કંતાયત્યારે એક આનો થાય તેમાં ખર્ચ કેમ નીકળે? તેમ કાંતતાં પણ આવડતું નથી. ખાદી વેચનારાઓ અમારી ચાલીમાં આવતા ત્યારે તેઓનું અપમાન કરી, મારા પતિ આવું કહેતા: "ખાદી તો રાંડીરાંડો પહેરે, અમારે ખાદી કે રેંટીયાનું શું કામ છે? હવે પછી કદી અમારે ઘેર આવવું નહિ."

પોતાની વર્તમાન સ્થિતિ સદાય ટકશે એવી મારા પતિની આંધશ્રદ્ધા હતી, પણ સમયનો પલટો કેવો થાય છે તે કોણ જાણે છે? મારા પતિએ પોતાના વિલાસને માટે મને સાદાઇ તો શીખવા જ ન દીધી; તેમ કંઈ હુન્નર પણ શીખવા દીધો નહિ, તેથી આજે મારી જે દશા છે તે તું જુએ છે. અમારી જ્ઞાતિમાં ફરી લગ્ન થતાં નથી એટલે મારા શૃંગારી દિવસો પણ ફરી આવવાના નથી. મારે ઉદ્યમ શો કરવો તે માટે હું મુંઝાતી હતી; તે દરમ્યાન દર્શન કરવા જતી, ત્યાં શ્રીનાથજીના માળામાં મને એક ડોશીએ બોલાવી, અને આસમાનના તારા દેખાડયા. હું પણ ભોળી એટલે તેમ કર્યું. આ માળામાં આ ડોશી મારા જેવી ભોળી ભામીનીઓને ભોળવી, સારાં કપડાંલત્તાં આપીને લોકીના વેપાર કરે છે. અને દલાલી ખાય છે તે જુદી. મંદિરોમાં પણ આવી જાતના સડા છે. ત્યાં પ્રભુનો કે સારા વાતાવરણનો વાસ નથી. માત્ર શૃંગારની ધુન છે. ત્યાંથીયે હું કંટાળી. ખાનપાન સારૂં મળતું નથી એટલે શરીર પણ તવાઈ ગયું છે. હાલમાં હું દુકાનેથી પાપડ વણવાનો લોટ લાવું છું. દરરોજ ૬ આનાના પાપડ વણું છું ને મારૂં નિભાવું છું. મેં મારા જીવનમાં નથી નીતિ

સાચવી, નથી વૃદ્ધોની સેવા કરી કે નથી પ્રભુનું નામ લીધું. દર્શન કરવા દોડી ત્યાં પણ મારી તો અધોગતિ થઈ. સૌન્દર્ય જોયું કે તુરત સુંદરતાના ભોગી ભમરાઓની મુંબઈ જેવા શહેરોમાં ખોટ ન મળે. સારાં નશીબે એક ભલી બાઈએ પાપડ વણવાનો ધંધો મને મેળવી દીધો છે એટલે હાલ તો ઠીક છે. બાકી મારી દશા તો જે છે તે તને કહેવા કરતાં સમજી લે તે જ ઠીક છે. મારા પતિએ મને સાદું જીવન અને ઉચ્ચ વિચારો બક્ષ્યા હોત, અને પોતાની હયાતીમાં મને મારા પગ ઉપર ઉભી રહેવા સમર્થ કરી હોત, તો જરૂર હું શાંતિથી પેટ પૂરતું મેળવી, ધર્મગ્રંથોનું અધ્યયન કરી, જીવન ધન્ય કરત. પણ મારા પતિના જેવા ઘણાએ પુરૂષોને તે સૂઝતું નથી. તેઓ પોતાની હયાતીમાં માત્ર ભોગનાં સાધન તરીકે સ્ત્રીને પોષે છે, અને પાછળથી તેની બૂરી દશા કરતા જાય છે. મારા જેવી ઘણીએ બાઈઓની આ દશા છે. હવે પછી પ્રભુ જે દિશાએ મારૂં જીવન દોરશે તે દિશાએ દોરાશે. જીવનની આખરે આ પાપ-છૂપી વાત મેં તને જ કહી છે. પાપનો ખુલ્લો એકરાર કરવાથી પણ પાપ ઓછું થાય છે. અગર હૃદયનો ભાર તો જરૂર હલકો થાય. મારાં સાસુની મેં સેવા તો ન કરી પણ મીઠો શબ્દ સુદ્ધાં સંભળાવ્યો નહિ તેથી હું ખુબ પસ્તાઉં છું. મારા પતિએ મને ચડાવી લીધી, એ મદમાં હું બધાં કર્તવ્યો વિસરી ગઈ. અભણ સ્ત્રીને બીજી ગમ કંઈ હોય નહિ. વડીલોની સેવા કરી નહિ, અને આશીશ લીધી નહિ તેથી સંતાનસુખથી પણ હું વંચિત રહી. જો એકાદ બે બાળકો હોત તો તેને આધારે પણ હું દિવસ ગુજારત. હવે તો મારે માટે સર્વ દિશાઓ સૂની પડી છે. "

---



સાત સાત ઘર કર્યાંતે પણ સુખી ન થનાર "જડીબાઈ"

જડીની જીવન કથા: પાનું ૯૫

# ૧૧: જડીની જીવનકથા

"અભણતા એ સમાજમાં પાપ અને કલંક છે. વિદ્યા, મનુષ્યને ખરા વિચારો આપતી નથી. માત્ર માબાપ તરફથી મળેલા સંસ્કાર અને વાતાવરણ માનસિક ધોરણપર અને જીવનબંધારણપર જબરી અસર કરે છે. 'વિદ્યા એ ચાર આંખો છે' અવિદ્યા નિરંતર આંધળી હોઇ મનુષ્યને અંધ બનાવે છે. કંઇ નહિ તો પણ આ મારી દુઃખી આત્મકથાથી જનતા એટલું તો જોઇ શકશે જ કે એક સંસ્કાર-હિન, અભણ સ્ત્રી કેટલી હદ સુધી નીચે ઉતરી જાય છે; અને પતીત થાય છે. એ પતીત થયેલી વ્યક્તિને સમાજ સંઘરતી નથી, તેના ઉદ્ધારાર્થે પ્રયાસ કરતી નથી, ત્યારે આખરે તેની શી હાલત થઇ જાય છે, તે આમાંથી જાણી શકાય છે. મને તો લાગે છે કે મ. ગાંધીજીએ રાજકીય પ્રશ્નો હાથ ધર્યા છે, તેટલી જ ચીવટથી જો સાંસારિક સુધારણાના પ્રશ્નો હાથ ધર્યા હોત તો ભારે ઇષ્ટ પરિણામ આવત. હવે સાંભળો મારી વાતઃ

મારૂં નામ જડી—જડાવ લક્ષ્મી. પણ "જડાવલક્ષ્મી" એ નામને લાયક મારામાં ગણો નથી. એટલે "જડી" એ નામ

યોગ્ય છે. ગોંડલથી થોડે દુર આવેલાં એક શહેરમાં મારો જન્મ થયો હતો. મારાં માબાપ અભણ હતાં. હું નાની હતી ત્યારે મને પરણાવવાની અને દાગીનાની વાતો સગાંવહાલાં બધાં કરતાં.

મારે ત્રણ ભાઇઓ છે. તેઓને ભણાવ્યા છે. માત્ર મને ભણાવવાના સંબંધમાં બધાં કહેતાં કે: "દીકરીને ભણાવીએ તો દુઃખી થાય. એક ઘરમાં બે કલમ-સ્ત્રી પુરૂષની હોય તો ઘરનું નખ્ખોદ નીકળી જાય." આવા ખોટાખ્યાલો અને વહેમોથી મને ભણાવી નહિ. હું પણ મારા મન ઉપર જરાય કાબુ ધરાવતી નહોતી. મેં જાણ્યું કે સારૂં સારૂં ખાવું ને ઓઢવું પહેરવું એમાં જ સુખ છે અને એ જ ખરૂં છે. હું એક વણિક બાળા છું. વાણિયાની જાત ડાહી કહેવાય છે, પણ તેમાં અમારૂં કુટુંબ અપવાદ રૂપ કહી શકાય. હું તો જરૂર અપવાદરૂપ કહી શકાઉં આઠમે વર્ષે કન્યાદાનનું પુન્ય કમાવા મારાં માતા પિતાએ મને એક પુરૂષને સોંપી દીધી. આ મારો ધણી પણ અભણ અને માવડીયો હતો. એની મા-મારી સાસુ ઉશ્કેરે તેમ તે મને માર મારે, અને ઘરમાં કામ ઉપરાંત બહારનાં કામ મારાં સાસુ મારે. મારે લઈ આવે. હું પાંચ મિનિટ પણ નવરી થઇને બેસું કે ઉભું તો મારી સાસુની આંખોમાં વીજ પડે!

હું પીયર ને સાસરે આવતી જતી રહેતી. પરણ્યાને પાંચ વર્ષ થયાં ત્યાર પછી આ ત્રાસ આપનારા મારા માલિક-પતિથી મને એક પુત્ર થયો. છતાં ઘરમાં મારે માથેથી કામ ઓછું થયું નહિ. માન તો હતું જ નહિ. નાનપણથી જ ભાતભાતનું ખાવું અને ઓઢી પહેરી ફુટડા થઇ ફરવું, એવું શિક્ષણ મને પીયરમાંથી મળ્યું હતું. એટલે આવા ખોટાં લાડથી રેવાઇને મેં મનપરનો કાબુ છોડી દીધો હતો. સારાસાર વિચારનો અભાવ થઇ ગયો. અને ગમે તેમ કરીને આવાં દુઃખમાંથી છુટી, સુખ મેળવવાની મને ભારે ઇચ્છા થઇ. આ અરસામાં મુંબઇથી એક પુરૂષ મારાં સાસરાને ગામ રહેવા આવ્યો. તે વાંઢો હતો. તે મુંબઇની મોહમયી વાતો કરતો તેથી હું ભોળવાવા લાગી.

સ્ત્રીજાતને મુસલમાનોએ "બેગમ" કહી છે તે બરાબર છે. તેને 'ગમ' હોતી નથી. પણ બધીએ સ્ત્રીઓ મારા જેવી હશે એમ કહેવાનું હું સાહસ ન કરી શકું. મારી અધમ બુદ્ધિને આંધી ચડી હતી. અમારી જ્ઞાતિ કોણ? મારાં માતપિતાની આબરૂ કેવી? એ બાબતોનું મને જરાય ભાન ન આવ્યું. માત્ર આ દુઃખમાંથી છુટકો કરવાની મને લાલચ લાગી હતી. પેલો માણસ ૧૫ દિવસ પડોશમાં રહ્યો. મને માલ્યું કે મુંબઇમાં બહુ સુખ હશે, વળી આ માણસ પૈસાવાળો છે, પોતે એકલો જ છે, એટલે બધી અનુકુળતા છેઃ એવું વિચારી, હું છોકરાને મૂકીને બધાંથી છાની રીતે આ લોહાણા જ્ઞાતિના પુરૂષના પ્રેમમાં પડી, તેની સાથે મુંબઇ ઉપડી ગઇ. નવદંપતી વચ્ચે પ્રેમ હોય તેના કરતાં ચાર ગણો પ્રેમ અમારા વચ્ચે હતો. મુંબઈમાં આવીને હું તો બધું ગાંધર્વનગર જેવું જોવા લાગી. મારો આ સાથી મારે માટે બહુ કાળજી રાખવા લાગ્યો. ખુબ કપડાં અને દાગીના મારા માટે કરાવ્યાં. મારાં સાસરીયાં પીયરીયાંએ શોધ કરી. આખરે ખબર તો પડી, પણ પરનાતનું પાણી પીધું માટે ઉપાય નહિ; એમ વિચારી વાતને બહુ ચોળી નહિ. અહીં મુંબઈમાં હું તો ન્યાતમાં જમવા જાઉ, દેવદર્શને જાઉં, બજારમાં શાકભાજી લેવા જાઉં, અને તે વખતે જાતજાતના નવા સાલ્લા પહેરૂં, ગમે તેટલા દાગીના પહેરૂં અને મોજ માણું. પ્રથમ આમ કરીને આ પુરૂષે મને જીતી લીધી. મારૂં પામર હૃદય મારા પેટના પુત્રને પણ સંભારતું નહોતું, કારણ કે મારે જે જોઇએ તે અહીં હતું. આ પુરૂષ મને કદિ ઉચ્ચ સ્વરે એક શબ્દ પણ કહેતો નહિ. એટલે મારે મન બધું સુખ અહીજ ભરેલું હતું. આવી રીતે સાત વર્ષ પસાર થઇ ગયાં. મારૂં પાપ હું જોઇ શકતી નહોતી. આ પાપીજીવન પૂણ્યમય લાગતું હતું. આઘાત તેવો જ પ્રત્યાઘાત પણ હોય છે એનું મને જરા જેટલું ભાન નહોતું. સાત વર્ષમાં આ પુરૂષથી મને ત્રણ બાળકો થયાં. પણ એ ત્રણેય મરણ

પામ્યા. અને મારા શરીરનું જે પ્રથમ જેમ હતું તે પણ કથળી જવા લાગ્યું. અશક્તિ બહુ જણાવા લાગી, અને સ્વાર્થ ઓછો થયો એટલે કંઇ પણ વિચાર કર્યા વગર આ પુરૂષે મને રજા આપી દીધી! આ વખતે હું ભારે હતાશ થઈ કોઇ ઉપાય જડ્યો નહિ. આ પુરૂષ માટે મેં પીયરની વાટ ટાળી, ભાઇઓ અને સગાં સંબંધીથી હું જુદી પડી. હવે મને કોઇ પણ આશ્રય આપનાર હતું નહિ. છતાં આ માણસના લાગતાવળગતાઓ પાસે જઇને મેં કાલાવાલા કરી ધમકી અપાવી, પણ આખરે મારો હક્ક શો? પરણેતર ધણી હોય તો કોર્ટ મારફત પોષણ મેળવું. પણ આતો બધી જુદી વાત હતી. કોઇએ કંઇ સંભળ્યું નહિ. આ પુરૂષ પણ માન્યો નહિ. આખરે ત્રણ કપડાંભેર હું આઠ દિવસ મુંબઈમાં રખડી. જ્યાં ખાવાનું મળે ત્યાં ખાઇ લઉં. જ્યાં સુવાનું મળે ત્યાં સુઈ રહુ. મારૂં કોઇ એવું શુભેચ્છક નહોતું કે તે મને નિરાધાર સ્ત્રીઓની સંસ્થામાં મૂકી આવે, કે જેથી કંઇ સાનભાન આવે. મારે હવે શું કરવું, તે વિચારમાંને વિચારમાં હું લેવાતી ગઇ. આખરે એક ગૃહસ્થને ત્યાં રસોઈ કરવા રહી. પણ એમ નોકર તરીકે રહેવાનું મને ફાવે તેમ નહોતું. તેથી 'હું બ્રાહ્મણી છુ.' એમ કહીને એક બ્રાહ્મણનું ઘર માંડયું આ બ્રાહ્મણ આધેડ વયનો હતો. તેને કોઈ ખવડાવે તેમ નહોતું એટલે મને પણ ઠીક થયું. બ્રાહ્મણ પૈસે ટકે પણ પહોચતો હતો. વૃદ્ધ થાય છતાંય પુરૂષોની પાશવવૃત્તિ અજબ તરેહની સમજી લેવી. અહીં હું આ બ્રાહ્મણની તાબેદારી બહુ ઉઠાવતી, ૭ મહીના થયા, ત્યાં તો તેને કોઇની મારફત ખબર પડી કે આ બાઇ બ્રાહ્મણી નથી પણ વાણિયાણી વટલી લોહાણી થયેલી છે. આથી આ બ્રાહ્મણે પણ મને રજા આપી દીધી! વળી પાછી મારી દશા તો એની એ જ થઇ પડી. અભણ સ્ત્રીને ધણી ધાર્યા વગર બીજી કઇ દિશા સુઝે? અને પુરૂષ જાતને તો સ્વાર્થ હોય ત્યાં સુધી જ સગપણ હોય છે. હું વળી રખડી. કુંભારવાડામાં એક મારી બેનપણી છે ત્યાં થોડા દિવસ

રહી. "હરાયાં ઢોરને આખર કર્યા વગર ગમે નહિ." તેમ મને પણ આમ કટાળામાં રહેતાં ફાવ્યું નહિ. આખરે વગસગથી મેં એક પૈસાદાર પણ પુરેપુરા પિશાચ વાણિયાનું ઘર માંડ્યું. ઘરમાં પૈસા, લુગડાંલત્તાંની ખોટ નહોતી. મને વળી સુખનું થોડું લટકું મળી ગયું. અહીં હીરા, મોતી, ઝવેરાતના દાગીના મને પહેરવા મળ્યા. આ પુરૂષની એકેએક ઇચ્છાને હું સંતોષતી એટલે તે મને કંઇ કહેતો નહિ. હું વળી અઢળક દાગીના તથા બહુજ સુન્દર કપડાં પહેરીને દેવદર્શને જવા લાગી. ખાવાપીવાનું સુંદર, ને લુગડા દાગીના પુષ્કળ એટલે મારે મન તો એ જ સંસારનો સાર હતો. પણ હવે શરીર ઘસાઇ ગયું, ને કાંત વગરનું થઇ ગયું; એટલે જો આ પુરૂષ મને રજા આપે તો મારૂં કોઇ બેલી નહોતું. ન્યાતજાતમાં મારી દાઢ જાય તો હું પતીત થયેલીને હવે કોઈ પણ આશ્રય આપે તેમ નહોતું. વળી મને આ રસ્તા વગર બીજા રસ્તાની માહિતી જ નહોતી. છેવટે કુટણખાનાંનો આશ્રય લેવાનો રહ્યો હતો. પણ શરીર ઘસાઈ ગયેલું એટલે તેઓ પણ મને સંઘરે તેમ નહોતું. આમ દિવસો વિતતા હતા. પણ આટલું સુખ વધુ વખત ટક્યું નહિ. શરીર સારૂં રહે નહિ ને ઉલટી ભારરૂપ લાગી, એટલે આ પુરૂષે પણ મને રજા આપી દીધી. આ રીતે મારા ચાર પાંચ ભવ થઈ ચૂક્યા હતા. અને મારૂં જીવન છેક જ પતીત થઈ ગયુ. આવી કંગાલ દશામાં હવે મારો કોઈ હાથ ઝાલવા તૈયાર નહોતું. જગત બધું સ્વાર્થમય છે અને ક્યાય ખરૂં સુખ નથી એવું મને હવે સુઝયું. પણ શરીરમાં પીડા વધતી જાય ને કોઈ સગુંસંબંધી પણ ન મળે એટલે મારે તો ઉંચે આભ અને નીચે ધરતી હતી. હું ચિત્તભ્રમ–ગાંડી જેવી બની ગઇ હતી. આખરે એક ઓળખીતો આદમી મળ્યો. તેને મેં મારી બધી વાત કહીને મદદ માગી. તેણે જણાવ્યું કે 'હું તને મારી પાસે રાખી શકું નહિ પણ અહીં–મુંબઈમાં વિધવા પુનર્લગ્ન કરી આપનારી એક સંસ્થા છે ત્યાં તને મુકી આવુ, ત્યાં તું થોડો સમય રહીશ

પછી તને લાયક કોઇ પાત્ર તેઓ મેળવી આપશે." હું દેખાવમાં ટાપટીપથી શરીર સારૂ રાખતી એટલે તે જોઈને આ માણુસે આમ કહ્યું. પણ ખરી રીતે તો મારી તબીયતમાં માલ નહોતો. એટલે એ સસ્થા મારફત હવે લગ્ન કરાવીને શું કરૂં ? ચાર પાંચ ધણીમાં કંઈ ઠરી નહિ, હવે "ઉતરે કાળે ઉજાણી–" એક વધુ વર વરીને શું કરૂ? મને ખબર મળી હતી કે મારા પરપ્રેતર ધણીથી થયેલો છોકરો મોટો થઈ રહ્યો છે અને ભણવા જાય છે. પણ હવે તે મારે શા કામના ? હું તો ઝાંઝવાના જળ જેવાં સુખ પાછળ ઝંપલાઇ પડી. આખરે કોઇ પણ સ્વાર્થી પુરૂષ મને ભલો ન થયો. પણ તેમાં તેઓનો વળી વાંક શું ? હુ જ એવી થઇ એટલે "પોતાની કોરી ખોટી ને પારેખને શો વાક દેવો રહ્યો!" જો પુત્ર સાચવીને હું સુખે દુઃખે ત્યાં પડી રહી હોત તો જરૂર તે વૃદ્ધાવસ્થામા મને ભલો થાત. પરંતુ ખોટાં લાડમાં નાનપણથી જ મનને બ્હેકાવનારા સસ્કારો પડ્યા હોય તે કોણ ફેરવી શકવાનું ? માણસને ભવિષ્ય ભુલાવે છે, એ જેટલું સત્ય છે તેટલીજ સસ્કારોની અસર પણ સત્ય કહી શકાય. મારા જેવી ઘણીયે અભણ બાઇઓ આમ નીચ ગર્ત્તામા જઈ પડતી હશે તેની કોણ નોંધ રાખે છે? સ્ત્રીઓનું હૃદય જેટલું ભોળુ હોય છે તેટલું કોઇનું નહિ હોય. મુંબઈ જેવાં શહેરોમાં કૂટણખાનાં વધુ સંખ્યામાં ટકી રહ્યા છે તે પણ મારા જેવી અભણ–પેટને માટે પણ પિશાચી ધધો લેવા મળી આવતી બાઇઓને લીધેજ છે. પતીતનું આલોક કે પરલોકમા કોઈ પણ નથી. મારાં કૃત્યો માટે હવે મને પારાવાર શોક થાય છે. પણ હવે "રાંડયા પછીનું ડહાપણ" શા કામનું ! હું પતીત થઇ ચુકી. જો ભણેલી હોઉં તો ધર્મનાં પુસ્તકો વાંચીને મનની દીશા ફેરવું, અગર સત્સંગ હોય તોય પ્રભુમાં મનને પરોવું. પણ હવે એકેય સાધન મારે માટે આ દુનિયામાં રહેલું જ નથી. માત્ર મારે માટે તો એકલું પાપ રહ્યું છે. આવતો જન્મ પણ અધમ મળશે, એવી મારી આ ભવની કમાણી છે. ખેર, કોને

દોષ દઉં ? આ સ્થિતિ લાવનાર હું પોતે જ છું, એટલે કોનો વાંક કાઢું ? પ્રભુનું નામ પણ મોઢે ચઢતું નથી. કયાંથી ચડે ? જીવનમાં મેં કંઈ ઓછો પ્રભુને સભાર્યો છે ? હવે તો હું રૂવેરૂવે દુઃખની અપાર યાતનાઓ ભોગવી રહી છું. મારૂં શું થશે તે કોણ જાણે!”

\+ + + +

આ કમનશીબ બાઇએ મારા સમક્ષ જેવી વાત કરીછે તેવી જ મેં અહીં આપી છે.

થોડા દિવસ પહેલાં મને ખબર મળી છે કે આ બાઇ મુંબઈમાં રખડી રખડીને કોઈ ગંધાતી અવાવરૂ ચાલીમાં મરણ પામી છે. તેને ઉપાડનાર કોઈ નહિ મળવાથી મ્યુનિસિપાલિટિના માણસોએ ઢસરડીને દફનાવી દીધી છે. જીવનમાં કરેલાં દુષ્કર્મો મરણ વેળા અપાર ભય આપે છે, એ સાફ જણાઇ આવે છે. આ બાઇના બે ત્રણ કુટુંબી ભાઇઓની મુંબઈમાં દુકાનો છે. સારી લાઈનસર છે, પણ તેઓને પછી આ પતીત બ્હેન પ્રતિ જોવાનું નહોતું. સદ્વિદ્યા અને માબાપના શુભ સંસ્કારોથી જીવન સુધારવાની કેટલી જરૂર છે તે સહજ સમજી શકાય તેવું છે. મોજશોખથી મનને છૂટેલ કરી મૂકવાથી કેવી દશા આવે છે, તે પણ આમાંથી જોઈ શકાય છે. કર્મનો કાયદો દીવા જેવો છે. અમારી અજ્ઞાન-ભોળી બ્હેનોની આવી જીવન ઘટનાઓ આલેખતાં ખરેખર દુઃખ થાય છે. પ્રભુ! અમારી બ્હેનોના જીવનમાં અમૃત સીંચી સંસારને નંદનવન સમો બનાવો એજ ખરા હૃદયની અભ્યર્થના છે.

---

# ૧૨: શારદાની જીવનસંધ્યા.

"જગતના જનક! તું સૂત્રધાર રૂપે અદર્શ રહીને જગત્ રંગભૂમિપર શા શા ખેલ જોઈ રહ્યો છે! તારા ધારાધોરણ તું કોઇને સમજાવે છે ખરો? તારા જગત્‌માં 'અમુક અમુકને' પરાધિન જ રાખવાનું તને ગમે છે? મારૂં મન તો એમ નથી કહેતું. તું તો ઉદાર, ન્યાયી, અને સુખરૂપ છે, ત્યારે શું માનવસમાજે તારો કાયદો તોડયો! હા, હા, અમુક ખોળીયાંને પરાધિન-નીસ્તેજ રાખીને તે આબાદ થવા ઇચ્છે છે. આ સમાજમાં પત્થર અને રત્ન એક જ ભાવે ખપે છે. આ બધું જોઈને તું કેમ સહન કરી રહ્યો છે? શિક્ષા કરવાનો તારો ધર્મ નથી? મને તો આ અંધકારયુગમાં એક પણ પ્રકાશનું કીરણ મળ્યું નથી, અને એ શોધવાની મને અનુકુળતા કે સહાનુભુતિ પણ મળી નથી. હું હવે તારા અમરધામમાં આવવા ઇચ્છું છું.

શું જનસમાજ કૃતઘ્ની છે? એમ તો કેમ કહેવાય? ત્યારે શું સત્તાલોભી છે? હા, તેમાં કંઇક સત્ય છે ખરૂં. પણ તે અવિશ્વાસુ કેમ? નિર્વિર્યતા એ જ ખરૂં કારણ. શક્તિ હોય ત્યાં જ ઉદારતા હોય. મારા અંતરમાં અત્યારે બંડ જાગતું નથી તેમ નિરાશા પણ થતી નથી. માત્ર આ અવળી જાતની વિચિત્રતા જોઇને તેનો ઉપાય વિચારૂં છું. પણ તે ધુમાડાના બાચકા જેવું જ છે. પાણી વલોવતાં માખણ ક્યાંથી નીકળશે? શું ત્યારે અન્યાય રૂપી ઝેર પચાવી જવું? હા, અન્યાયી ઝેર સ્ત્રીસમાજે પચાવ્યું છે. પણ એ તો આપઘાત જેવું છે? પશુપક્ષી જેવી પામર જાતને પણ સ્વમંતવ્ય પ્રમાણે યોગ્ય સ્વતંત્રતા મળે છે. ત્યારે શું બુદ્ધિમાનમાં ખપતો માનવસમાજ તેથીય ઉતર્યો? શું પુરૂષજાતિને તેની પ્રતિજાતિ-સ્ત્રીજાતિના આત્માની

ઓળખ નથી ? પણ હા, જે પુરૂષસમાજમા હૃદયની નિર્બળતા પ્રસરતી હોય ત્યાં આત્મભાન ન હોય સ્ત્રી માટે સહજ વાતમાં પુરૂષ શંકાશીલ જ હોય, અને પોતાને માટે કાઈ પણ નીતિ નિયમની નડતર નહિ. શું આ ખુલ્લો અન્યાય નથી · શુ તે નાગો દભ ન કહેવાય ? સત્તાનો નીશો ખરો કે નહિ ? અન્યોન્યનાં હૈયાં તપાસો તમારા કેસનો તમારા હૃદયરૂપી ન્યાયમંદિરમાં ફેસલો કરો. જો જો. ન્યાય આંધળો છે એ ન ભુલશો. ન્યાયમાં સત્તાનો દોર, માલિક તરીકેનો મોભો, કે કોઇ સીફારસ કામ લાગશે નહિ. પણ જગતમાં ન્યાય જેવુ કશું છે જ કયાં ? એટલે પછી શુદ્ધ ફેંસલોય કેવો ? કેટલીક કલ્પનાઓ કરૂં ? હૃદયનું દુઃખ કયાં જઇને રડું ? પરાધિન જાતનું કોણુ બેલી ? વિચારોમાં ડુબી જતાં મારા માથામાં દર્દ થાય છે. આંસુ સારવાને જ સરજાઇ રહેલ ઓ અબળાજગત્ ! પક્ષપાતિ પુરૂષસમાજ પાસેથી ન્યાયની આશા ન રાખીશ. માત્ર રડવા વગર તારો બીજો કોઇ પણુ દાવો નથી. તું કચડાઇ મરજે. અન્યાયોની આગમાં આહુતિરૂપ બનજે, અને અંતે તારા ગુણોનો પરાગ ફેલાવી જજે ! આ યુગમાં ન્યાયની, સમાનતાની, અને આત્મોન્નતિની આશા રાખવાનાં વૃથા વલખાં ન મારીશ. ઘેર ઘેર પાળેલાં મેના પોપટ પણુ વેદમંત્રોના ઉચ્ચાર કરતાં, અને દિવ્ય શક્તિશાળી-દેવ સમો પુરૂષ આત્મસખીને આત્માનંદમાં સમભાગીનિ કરી, એમ ઉભયના ઉદ્ધારની માત્રા બનાવતો; એ મીઠી મધુરી ગૃહકુંજોના કલરવનાં સ્વપ્નાંની પણુ ભ્રમણામાં હવે ન પડીશ.

પાપના ઘડાઓ ભરાઈ રહેવા આવ્યા હોવા છતાં પણુ પાપ કરવામાં પાછું વાળી જોવાતું નથી એવી ગાઢ આંધી ચડી ગયેલી છે; સ્ત્રીસમાજ ! તારો ઉદ્ધાર તું તારા સંસ્કારપ્રમાણે કરી લેજે.

સ્ત્રીઉદ્યાનની હું એક અણુખીલ કળી છું. મારૂં નામ શારદા. ગુજરાતના પાટનગરમાં લાંબા વખતથી રહેતાં એક દેસાઇ કુંટુંબની તનયા છું. પુર્વનાં કોઈ મહાપૂણ્યના યોગે મને વિદ્વાન, કળારસિક

અને ધાર્મિક વૃત્તિનાં માબાપ મળ્યાં છે. અમે અનુક્રમે સાત બ્હેનો છીએ. મારાં માબાપ કંઈક અંશે સમાન વિચારનાં હોવાથી મને ભણવા ગણવાની સારી અનુકુળતા મળી છે. તેઓના સહવાસમાં મેં ગુજરાતી ભાષાનો સારો અભ્યાસ કર્યો. પણ એટલાથી સંતોષ નહિ માનતાં મારા હોંશીલા પિતાજીએ મને આગળ ભણવાની તક આપી એમને સંસ્કૃતિહિન, વર્ણસંકર અંગ્રેજી કેળવણી પસંદ નહોતી. તેથી ઉત્તર હિન્દુસ્થાનમા વખણાયલાં એક કન્યામહાવિદ્યાલયમાં સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવા માટે મને મોકલાવી. મારી માતાએ પણ સંમતી આપી તેથી મને વિશેષ આનંદ થયો. મારાં ગુણમૂર્તિ માતાપિતાના વાત્સલ્ય પ્રેમ માટે મને માન ઉત્પન્ન થયું. હું અભ્યાસ કરવા માટે ગઈ. નિર્દોષ કન્યકાઓ બગીચામાં બેસીને સંસ્કૃત શ્રેણીઓ ભણતી હતી તેમાં મારો પણ સમાસ થયો. કુદરતી લીલા, પવિત્ર વાતાવરણ અને વળી અધિષ્ઠાત્રીનો પ્રેમ; એ બધું મને સ્વર્ગનાં સુખનો અનુભવ કરાવતુ હતું. મહા વિદ્યાલયના દરવાજામાં પ્રથમ પગ મૂક્યો કે જાણે સ્વર્ગમાં પ્રવેશ કર્યો એવો મને ભાસ થયો. બાળાઓની તંદુરસ્તી, સહૃદયતા અને સદ્વર્તનથી અહીં મને ગમી ગયું. અન્ય વિચારોને અળગા કરીને મેં અભ્યાસમાં મન પરોવ્યું. અનુક્રમે સંસ્કૃત સાત શ્રેણી સુધી મેં અભ્યાસ કર્યો. અહીં સંગીતકળા તરફ સારૂ ધ્યાન અપાય છે તેથી સંગીતકળાનું તેમજ હિન્દી ભાષાનું જ્ઞાન પણ મેં સારી રીતે મેળવી લીધું. હું શુદ્ધ સંસ્કૃતમાં ભાષણ કરી શકું છુ; આખી ગીતા મે કંઠસ્થ કરી છે. સંસ્કૃત અને હિન્દીમાં સરસ સંવાદો તેમજ લેખો પણ હુ લખી શકું છું. મારી ઉમર ૧૬ વર્ષની થવાથી પછી હું મારા માતાપિતા પાસે આવી. મારા પિતાએ અમારા ઘરમાં હિન્દી ભાષામા જ વાતચીત કરવાનો નિયમ રાખ્યો છે. તેઓ સાહિત્યરસિક હોવાથી ગુજરાતી તેમ જ ઘણાં હિન્દી સામયિક પત્રો મંગાવે છે. ઘરનાં બધાંય માણુસો વાંચવામાં રસ લે છે. હું ઉમર લાયક થવાથી મને યોગ્ય સ્થળે પરણા-

વવાની મારા પિતાને બહુ ચિન્તા થવા લાગી. હું આજન્મ કુમારિ રહેવા ઇચ્છતી હતી, પણ દેશકાળ તેમ જ જનસમાજનું વાતાવરણ અનુકુળ નહિ હોવાના કારણે મારા માતાપિતાના વિચારને હું અનુસરતી. પિતાના ઘરમાં તો ખુબ સુખ ભોગવ્યું. હવે જ્યાં મારૂં ભાગ્ય લઇ જાય ત્યાં મારે જવાનું હતું. મારી નિર્દોષ સ્વતંત્રતા ઉપર કાપ પડે કે મને ગમે તેટલાં દુઃખો આવી પડે તે સહેવા માટે મારે તૈયાર થવાનું હતું. ગુણ કર્મ સ્વભાવ પ્રમાણે જ જો પાત્ર મળે તો તો સંસારમાં સ્વર્ગ ઉતારવાના મારા કોડ હતાઃ અને નહિ મળે તો મારી ભાવનાઓની હોળી કરવાની હતી. પરણ્યા પહેલાં આશાઓના જેટલા જેટલા મીનારા ચણવાના હતા તેટલા ચણી લીધા. વિધિના હાથમાં મારૂં ભવિષ્યનું જીવન હતું. મારા લાયક પાત્ર શોધવા માટે મારા પિતાજી બહુ બહુ પ્રયત્નો કરતા. પરંતુ ક્યાંય સારૂં ઠેકાણું મળતું નહોતું. એમની ઇચ્છા એ જ હતી કેઃ મારી શારદાને તેની કેળવણીની યોગ્ય કદર કરે એવું ઠેકાણું મળે એટલે નિરાંત. અને તે માટે ખાસ ભણેલો મુરતીયો શોધવો જોઇએ. ભણેલાઓ પણ ઘણાખરા અતિ બગડેલા અને 'કૂપ મંડૂક' વૃત્તિના હોય છે એવો મારા ભોળા પિતાજીને અનુભવ નહોતો. એક દિવસ મારા પિતાના મિત્રનો મુંબઇથી પત્ર આવ્યો. તેમાં તેણે લખેલુંઃ "શારદાને હવે પરણાવી દેવી જોઈએ, તમે ગમે તેટલા ઉંચા વિચારના હોય છતાં પણ દીકરી સોળ વર્ષની થાય ત્યારે તો તેને 'ન્યાતિલી' કરી દેવી એમાં શોભા છે. પુત્રી પારકે ઘરે શોભે તેવી પીયરમાં શોભે નહિ. સંબંધ જોડયા વગર કોઇનો છુટકો થયો છે? શારદાને યોગ્ય અહીં એક મુરતીયો છે. હમણાં જ ઇન્ટરમાં પાસ થયો છે. એકલો જ છે. ન્યાતની મદદથી ભણ્યો છે. અને હાલ એક છાપખાનામાં મુખ્ય ક્લાર્ક રહી માસિક રૂ. ૭૫) નો પગાર લાવે છે. ઠેકાણું ગોતવા ગયું જડશે નહિ. તમે હવે ઢીલ કરશો નહિ." પત્ર વાંચી મારા પિતાજી રાજી થયા. અને બે ત્રણ મહિના વાત લંબાવ્યા પછી આખરે તેની સાથે મારો સંબંધ જોડયો. મારા પિતાજીએ મને

ધામધુમથી પરણાવી, સારો કરીયાવર આપ્યો, અને વરપક્ષવાળાઓને કંઇ ખર્ચ થવા દીધો નહિ. હવે હું પિતૃવાસમાંથી છૂટી પડીને મુંબઈ આવી. મારા પતિએ કંઇ ઘર વસાવ્યું નહોતું. એક ખોલીમાં સુવા બેસવાનું રાખતા. હું આવી ત્યારપછી થોડું થોડું વસાવ્યું. ઘરને લાયક ઘણીખરી વસ્તુઓ મારા પિતાજીએ કરીયાવરમાંઆપી હતી તેથી બહુ મુંઝવણ પડી નહિ. ગરીબીમાં પણ અમીરી માની લેવાય એવી હું ગૃહવ્યવસ્થા રાખતી. ઘરમાં કોઇ વડીલ કહેવા વાળું નહિ, એટલે મારા પતિ સ્વતંત્ર હતા. એમનો સ્વભાવ ગરીબ ખરો, પરંતુ ગરીબના હાથમાંયે કંઇક સત્તા આવે છે ત્યારે તેનો ગેરઉપયોગ કરતાં વાર લગાડે નહિ. તેઓ પગાર લાવતા તે કયાંય દેખાતો નહિ. હંમેશાં તેઓ ભીડમાં જ રહેતા. એમના ગુણદોષોની સમાલોચના કરવી, એ અલબત મારે માટે અયોગ્ય કહેવાય, પણ તેની સાથે સત્ય વાત છુપાવવાનુંય હું યોગ્ય ધારતી નથી. વયમાં મારા પતિ મારા સમાન હોવા છતાં ગુણ કર્મ સ્વભાવમાં આસમાન જમીનનો ફરક હતો. જડ કેળવણીના પ્રતાપે તેઓ છેલબટાઉ બન્યા હતા. અને મને શુદ્ધ આર્ય સંસ્કૃતિની કેળવણી મળી હતી. એમનામાં એક ખામી એ છે કે તે પોતાની બુદ્ધિ પ્રમાણે કંઇપણ વર્તન કરતા નથી. જેઓ જેમ ચઢાવે અને ભોળવે તેમ ભોળવાઇ જાય. હિતકારી સલાહ આપનાર જગતમાં વિરલ હોય છે. એમનો મિત્રવર્ગ ભંગીગંજેરી જેવો છે. ગમે તે રસ્તે તેઓ મારા પતિને ઉતારી દેતા. મારા પતિનું નિર્બળ મનોરાજ્ય આ પ્રમાણે હતું: " મારી સ્ત્રી ઘણું ભણેલી છે. તેથી જરૂર માથું ઉંચું કરીને મને દબાવશે માટે એવી તક તેને મળે તે પહેલાં મારે મારૂં વર્ચસ્વ તેનાપર જમાવી દેવુ જોઇએ. ગમે તેવી ભણેલા છતાં મારી તો દાસી છેને? મારો તેના ઉપર જેટલો હક છે તેટલો બીજા કોનો છે? હવે તો તે મારા આશ્રયે જ રહેવાનીને? જરાક પણ જો તેને સ્વતંત્રતા આપીશ તો તેનો મગજ સમતોલ નહિ, રહે ને વાતની

વાતમાં મારી સ્વતંત્રતાની આડે આવશે." આવા વિચારથી બે ત્રણ મહીના પછી કંઈક અયોગ્ય દબાણ મારાપર કરવા માંડયું. એક દિવસ મેં કહ્યું:

"મારા પિતાજી ઉપર મારે પત્ર લખવો છે. સાંજે ટીકીટ લેતા આવશો?"

"ટીકીટો લાવવાનું કંઈ કામ નથી, અને કાગળ લખવાની જરૂર નથી. મારી રજા વગર તારાથી કાગળ નહિ લખાય. સમજી? હું ઓફીસમાંથી પરબારો કાગળ લખી નાખીશ." તેણે સાફ સંભળાવી દીધું.

"ત્યાં જવા માટે મારો જીવ લાગી રહ્યો છે. કાગળ લખું તો પિતાજી તેડવા આવે." મેં નરમાશથી કહ્યું:

"ત્યાં જઇને શું કરવું છે? આવડી મોટી તારા બાપને ઘેર થઇ તોય ધરાણી નાહ? તારા બાપને કાંઇક તારી આવક હશે! ત્યાં હવ જવાશે નહિ." આ પ્રમાણે રોકડો જવાબ આપીને પોતે બહાર ફરવા ચાલ્યા ગયા.

મારાપર ભારે દાબ રાખીને તેઓ મને વશ કરી લેવા ઇચ્છતા હતા. પછી તો મારા ભણેલા સ્વામી રાત્રે હેનેસીથ્રીસ્ટારનો એકાદ પેગ ચઢાવીને આવવા લાગ્યા. કદી કદી તો રાત્રીના બે વાગે તેઓ ઘેર આવતા. અને સુનમુન પડી રહેતા. મારા પિતાજીએ મને વાંચવા માટે ઘણુંય સારાં સારાં પુસ્તકો આપ્યાં હતાં. "મારા મિત્રને વાંચવા જોઇએ છીએ" એમ કરી કરીને દરરોજ મારા પતિ એક એક પુસ્તક લઇ જવા લાગ્યા. લઇ ગયા પછી પાછું લાવતા જ નહિ. વખતે હું વાંચીને માનસિક આનંદ લઇ લઉં તો? બૈરાંઓને વળી હાથમાં ટીપણાં લઇને બેસવાનું કેવું? મારી ઉન્નતિમાં એમને આનંદ નહોતો. વઠેલા મિત્રોની સોબતથી મારા પતિ નીતિનું એકાદ પગથીયું તો ઉતરી ચૂકયા હતા બીજું પગથીયું ઉતરવામાં હું આડખીલીરૂપ હતી. હું એમને પ્રસન્ન રાખવા માટે ઘણુંયે વહાલ બતાવતી; પરંતુ તેઓ કદીયે ખુલ્લા હૃદયે સ્નેહભર્યા ભાવથી

ઘરમાં વર્તતા નહિ. મારાં બાલ્યજીવનમાં મેં જરાય દુઃખ જોયું નથી. તેમ મારૂં અપમાન પણ કોઇએ કર્યું નહોતું. વળી અભ્યાસના પ્રતાપે મનોવૃત્તિ ઉચ્ચ થવાથી સ્વાભાવિક સ્વમાનની લાગણી તો મારામાં હતી જ. અને તેથી મારા પતિ તરફનું વિના કારણનું અપમાન મને વસમું લાગતું. તેઓ રસિકતાથી, ઉદારતાથી મને અપનાવી લેતા હોય તો જરૂર હું તેમને દેવ સમાન ગણું. મારી ભણતરનો મને કદીય ગર્વ થયો નથી. પરંતુ એમને મારા અભ્યાસનો હાઉ ભડકાવી રહ્યો હતો. તેથી પોતે નિરંતર શંકાશીલ જ રહેતા. " વખત છેને આ ભણેલું બૈરૂં વિફરશે તો ? એ વિફરે નહિ તે માટે મારે સખ્ત અંકુશ મૂકવાની જરૂર છે. હું તેનો ધણી છું. તે મારી વસ્તુ છે. મારા હુકમમાં ન રહે—મારા શબ્દપર ન નાચે તો તે શા કામની ? જો તેને મમતા બતાવીને હું નરમ થઇશ તો તે મને ફળી જશે. ને ધીરે ધીરે મારા સામો જવાબ આપતી થઇ જશે. આવું મારૂં અપમાન કરે તો પછી મારૂં શું થાય ? સ્રીપર અંકુશ ન રાખીએ તો તો ભલભલાઓની માફક વિમાસવું પડે. ભણેલી બૈરીઓને બધાયે રસ્તા સુઝે છે. તે તો વખતે ધણીને સુતો મૂકીનેય ચાલી જાય એવી હોય છે." બસ, આવા જ વિચારોની એમના મગજમા પરંપરા હતી. આ બધી એક પ્રકારની નિર્બળતા નહિ તો બીજું શું ? તેઓ અબુદ્ધ કેળવણીથી એટલું પણ સમજી શકતા નહોતા કે માત્ર અંતરની એકતાથી આખી આલમને ઝુકાવી શકાય છે. અયોગ્ય દબાણથી વફાદારી દઢ થતી નથી પણ કથળે છે. એમની આવી સંકુચિત્ત વૃત્તિ માટે મને ખેદ થતો. શા માટે એમને અતડા ને અતડા રહેવુ જોઇએ ? અને શા માટે મારી વિદ્યાથી એમણે ડરવું જોઇએ ? હું કોઇ અજડ માબાપની પુત્રી તો ન હતીને ? મારા પતિ ધાર્મિક કેળવણીથી તદન વંચિત હતા તેથી હૃદયના શુદ્ધ પ્રેમને પરખી શકતા નહોતા. મને આવું સંકટ છે એવા ખબર કોઇના મુખથી સાંભળીને મારાં માતાપિતા અતિ દુઃખી થતાં.

એમના કાગળો મારાપર આવતા હશે પણ મારા પતિ મને તે બતાવતા નહિ અને મને કાગળ લખવા પણ દેતા નહિ. અમે અન્યોન્યને મદદરૂપ બનીએ તો જનસમાજમાં કેટલું ઉપયોગી અને અસરકારક કામ કરી શકીએ? પણ મારી એ આશાઓનો કંઈ અર્થ નહોતો. મને ઉત્તેજન નહોતું. અહીં આવ્યા પછી મારૂં સંગીત કળાનું જ્ઞાન ક્યાંય સુકાઇ ગયું, મારૂં સંસ્કૃત અને હિન્દી જ્ઞાન ક્યાંય વેરાઇ ગયું. ઉલટો મારો અભ્યાસ મને દુઃખરૂપ થઇ પડયો. મારા પતિના મગજમાંથી શંકાઓનું શલ્ય કેમે કર્યું નીકળતું નહોતું. હિન્દુ પુરૂષ સ્ત્રીને એક બુદ્ધિહિન પ્રાણી માનવાને ટેવાઇ ગયેલો છે તેથી તેને ગમે તેવી શાણી પત્ની માટે પણ સારો અભિપ્રાય ક્યાંથી હોય?

મારા પતિ એમની ઓફિસમાં સામયિક પત્રો વાંચતા હશે, પણ ઘેર કશું લાવતા નહિ. તેમ કોઇ નવિન વાતસુદ્ધાં કરતા નહિ. મારા કથનમાં માત્ર પુરૂષનું વગોણું જ કોઈની નજરે પડશે. પણ મારી આ ઘટના અતિશયોક્તિ રહિત છે. મારે સત્ય કહેવું જોઇએ કે જ્યાં એક આત્માને દબાવવાના પ્રયાસો ચાલતા હોય ત્યાં પ્રણયલીલાનો વાસ નથી હોતો. શંકાશીલ હૃદયમાં મધુર પ્રેમના વાખા હોય છે. ઓફિસમાં જતી વખતે મારા પતિ મારી ચોકી કરવા માટે એક ડોશીને તથા એક ઘાટીને ઘર આગળ રાખી જતા. હું નવરી પડતી ત્યારે મારૂં સંસ્કૃત સાહિત્ય વાંચતી, વળી જીવ મુંઝાય ત્યારે રડીરડીને ધરાતી. કોઈ દિવસ મારાં મંદભાગ્ય માટે વિચાર વમળમાં ગોથાં ખાતી સમય વિતાવતી. અહીં મને આસાન કેદની સજા હતી એમ કહું તોય ચાલે. ઘરનું આંગણું વટવાની પણ મારા પતિએ સાફ મના કરી હતી. ખરેખર, સ્ત્રી વધારે ભણે છે ત્યારે પુરૂષને બીક લાગે છે. અને તેમાં પોતાનાં પુરૂષત્વની હાનિ સમજે છે. હું જો ધારૂં તો એમના કેટલાંક અયોગ્ય દબાણનો પ્રતિકાર કરી શકું. પરંતુ મને એવી ઉદ્ધત કેળવણી મળી નહોતી. પતિવ્રત ધર્મનાં ગીત ગાઇ ગયેલા પુરૂષ

શાસ્ત્રીઓએ ગમે તેવા પતિને પણ સ્ત્રીનો દેવ મનાવ્યો છે. પરંતુ તેવો જ આગ્રહ ગમેતેવી ભાર્યાને પણ દેવી મનાવવાનો કર્યો હોત તો યોગ્ય ગણાત. મારા પતિ કેટલીક સભાઓમાં ભાષણો કરતા હતા. અને "સ્ત્રીની ઉન્નતિ વગર દેશની ઉન્નતિ અશક્ય છે." એવા ચુંટી કાઢેલાં વાક્યો બોલી આવતા. પરંતુ ઘરમાં મારી ઉન્નતિ માટે એમનું વર્તન જુદું જ હતું. મુંબઇમાં આવ્યા ને એકાદ વર્ષ થયા પછી કેટલાક ઉત્સવો અને મેળાવડાઓ વખતે સ્ત્રીઓ તરફથી મને આમંત્રણો મળતાં હતાં. પરંતુ સભાઓમાં જવા માટે મારા પતિ રજા આપતા નહિ. અને એમની ઇચ્છાની ઉપરવટ થઇને મને ત્યાં જવાનુ ગમતું નહે, તેથી ચાર ખુણાની કોટડીમાં હું મારૂં જીવન પૂરૂં કરવા લાગી. આવી ને આવી માનસિક વ્યાધીથી ધીરે ધીરે મને ક્ષયરોગ લાગુ પડવા માંડયો. શરીરમાં થોડો થોડો તાવ રહેતો, અને ખાસી આવ્યા કરતી. છતાં મેં મારૂ દુઃખ મારા પતિને જણાવ્યું નહિ ને ઘરકામ બની શક્યું ત્યા સુધી કર્યા કર્યું. ધીમે ધીમે ક્ષયરોગે ઘર કર્યું. શરીરમાંથી લોહી તદન શોષાઈ ગયુ અને કેવળ હાડપીંજર થઈ જતાં, હું પથારીવશ થઈ. દવાનો ખર્ચ થાય, તેમજ ઘરમાં કોઈ સારવાર કરનારૂં નહિ તેથી મને મારા પિતાને ઘેર મોકલાવી આપી. મારા પિતાએ ઉપાયો કરવામા મણા રાખી નહિ. આખરે હુશીયાર ડૉકટરો પણ થાકયા છે. અત્યારે મારી ઉમર ૧૮ વર્ષની છે. આટલી ઉગતી વયમાં મને ક્ષય! આવા જીવલેણ સંસારના સંતાપો કયારે મટશે? હું નહોતી ધારતી કે આટલી ટુંક મુદતમાં મારા જીવન રથના કકડા થઇ જશે. ખેર, પ્રભુ ઇચ્છા. હું મારા મનમાં ગીતાનો અખંડ પાઠ કરૂં છુ. મને કંઇ શોક નથી. હા. શોક એટલો તો થાય છે કે મે વિદ્યા મેળવી છે તેનો ઉપયોગ જનતાના કલ્યાણ માટે હું કરી શકી નથી. મને એવા સંજોગો મળ્યા જ નહિ. હું ખુબ ભણી. છતાં પણ હું સ્ત્રી જન્મી એ જ મારૂં મોટું પાપ! પુરૂષ જન્મીને

આટલો અભ્યાસ કર્યો હોત તો એકાદ પંડિત કે શાસ્ત્રી તરીકે હું પંકાઇ જાત. ખરેખર જગતમાં ગરીબનું કોઈ નથી. મારા પતિને હવે ખર્ચ ઓછું થશે અને સ્વતંત્રતા મળશે. અનુભવથી હું તો ખાસી રીતે કહું છું કે જો પુરૂષો ઉદાર થાય તો અબળા જાત કદી પણ બેવફા થાય નહિ. પતિ ગત થતાં "મારૂં જીવન ધૂળ થઈ ગયું. મારો સંસાર સુનો થયો. મારો જીવનસૂર્ય આથમી ગયો. મારાપર દુઃખોના સાગર ઉછળ્યા." ઇત્યાદિ હાર્દિક ઉદ્‌ગારો સ્ત્રીહૃદય કાઢે છે; પરંતુ પત્ની ગત્ થતાં કોઈ પણ પતિ એટલું આક્રંદ અને એટલો વૈરાગ્ય નહિ ધરે. અલબત જગત્‌માં અપવાદો હશે પણ તેનું પ્રમાણ બહુ ઓછું આવશે. આજકાલ તો સ્ત્રીનાં મૃત્યુ બાદ થોડા જ દિવસમાં પુરૂષ નવી પત્ની સાથે નવાં નવાં હેત કરવાના પ્રયત્નો કરવા માંડશે. સ્ત્રી જાતનું શું આ થોડું અપમાન છે ? હું ભણી ગણી પણ યોગ્ય પાત્રના અભાવે તે બધું વણસી ગયું. મૃત્યુની છેલ્લી ઘડીએ હું મારા શુદ્ધ હૃદયના અવાજથી કહું છું કે. જનસમાજમાં જ્યાં સુધી અબળાજાત પરાવલંબી અને દુઃખી ગુલામ રહેશે ત્યાં સુધી તે સમાજની સુખશાંતિ, સંપત્તિ અને આબાદી કદી પણ વધશે નહિ, તેજસ્વી પ્રજા પેદા થશે નહિ અને જગત્‌માં તે સમાજનો મોભો વધશે નહિ.

અબળાઓનાં ઉષ્ણ આંસુઓથી સમાજ હિનદશાને પામશે. અને વિધર્મીઓના હાથે ભાજીમુળાસમ વેતરાઇ જશે. એ સમાજમાંથી આત્મમાન અને આત્મગાન હંમેશને માટે વિલુપ્ત થશે. હું હવે આ ભયંકર રોગનાં જડબામાંથી બચી શકીશ નહિ. આજે મારા જીવનની છેલ્લી સંધ્યા છે. મારા મમતાળુ માતાપિતા ! તમે મને સુખી કરવાની આશાએ પરણાવી એ તમારૂં કર્તવ્ય હતું. હવે તમારી શારદા આ મૃત્યુ લોકમાંથી હમેશને માટે અદર્શ થાય છે. તમે તેને ભુલી જજો. હું ગીતાના જ્ઞાનથી તૃપ્ત છુ. તમે કોઇપણ મારી

પાછળ આંસુ સારશો નહિ. મેં અભ્યાસ કરેલો છે, તે સંસ્થામાં અમુક રકમ મોકલાવી આપજો. મને પાણી આપો. બસ ૐ તત્ સત્

*  *  *  *  *

એક વિદુષિ આર્યમહીલાની જીવન જ્યોત આ પ્રમાણે બુઝાઇ ગઇ છે. શારદા એક યોગિની જેવી સંયમી, અને પ્રભાવશાળી બાળા હતી. માત્ર તેના માનસિક ઉલ્લાસ ઉપર ઘા પડયો, તેનો ઝખમ રૂઝાયો જ નહિ. જો આ આર્ય રમણીને યોગ્ય સંજોગો મળ્યા હોત તો જૈન સમાજમાં ઘણું જ સરસ કામ કરી જાત. પરંતુ તેના ગુણો પ્રમાણે જીવનસાથી નહિ મળવાથી એ ઉગતું સરોજ એમ જ બળી ગયુ. પ્રભુ! પ્રભુ! અબળાઓની વહાર તારા વગર અન્ય કોઇ પણ નહિ કરે, આવી જાતની માનસિક યાતનાઓથી સમાજમાં કેટલીયે બાળાઓનાં અકાળે મૃત્યુ થતાં હશે!



# ૧૩: જમનાની જીવનકહાણી.

"સંસારમાં ગુણુકર્મ સ્વભાવનાં જોડાંથી જીવન કેવું ખારૂં ઝેર લાગે છે ? એતો જેણે અનુભવ્યું હોય તે જ જાણે. પુત્રીઓને સુશિક્ષિત બનાવવાની કેટલાં માબાપ કાળજી રાખે છે ? અબળાઓના દુખિત પ્રશ્નોની કોણ ચિકીત્સા કરે છે ? આજના યુગમાં રાજકીય સવાલોને તો નાનાં મોટાં બધાંય ડહોળે છે; પણ સમાજને સુદઢ કરવાનો કેટલા ઉમંગ રાખે છે ? હિન્દની મારી દુઃખી બ્હેનોની હરોળમાં હુંયે એક દુઃખી વણિક વિધવા છું. મારૂં નામ જમના. માબાપની એકની એક પુત્રી છું. જુના વિચારનાં મારાં માતાપિતાએ મને ભણાવી નહિ. ફક્ત ૯ વર્ષની વયે મને પરણાવીને તેઓ કર્ત્તવ્યમાંથી છુટયાં. પરણ્યા પછી કોઇક જ એવો સહૃદયી પુરૂષ હોય છે કે જે ભવિષ્યનું હિત વિચારી 'પોતાની અર્ધાંગનાને શિક્ષણ આપવા માટે કાળજી લે છે. બાકી તો અમારૂં જે જડજીવન છે તે છે જ. સ્ત્રીને શીખવાનાં, નવુ જાણવાનાં અને નવું જોવાનાં ચાન્સ બહુ ઓછાં મળે છે. માત્ર પુરૂષ પાસેથી જ આશા રાખીએ, પણ તેના હૃદયમાં ઉદારતાનો વાસ હોય તો જ.

અલબત પુરૂષ સ્ત્રીપર પ્રેમ રાખે છે. તેના વગર તે સૂનો રહે છે. સ્ત્રી માટે તે થોડું ઝાઝુ કરે છે. પણ તે માત્ર સ્ત્રીને પરાધીન જેવી બનાવીને જ. તેને સ્વાવલંબી બનાવવા માટે ભવિષ્યનો વિચાર કોઇ કરતા જ નથી. સાસરે આવી ત્યારે હું અણુસમજુ હતી. કામકાજ કંઈ આવડતું નહિ. મારાં શ્રીમંત માતાપિતાએ મને મોજશોખમાં ઉછેરી હતી. ધીરેધીરે મેં ઘરકામની હથોટી લઇ લીધી. ચાર વર્ષ પછી વેપાર અર્થે મારા પતિ મુંબઇમાં આવેલા એટલે ' રસોઇ

કરવા માટે ' મનેયે સાથે તેડી લાવેલા. મુંબઈનું કલુષિત જીવન પ્રથમ તો ગમ્યું નહિ પણ પછી ઠીક લાગ્યું. મારા પતિ બહુ ઉદાસી અને કૂર સ્વભાવના હતા. ઘરમાં રહે તેટલો વખત મુંગામંતર બેસી રહે. કોઈ વાતચીત કે હસતું બોલવું એમને ગમતું નહિ. મારો સ્વભાવ વિનોદી અને શોખીન હતો. પણ ઘરમાં નિર્દોષ આનંદ કરવાની મને તક મળતી નહિ. એમનું મનરંજન કરવા માટે હુ ઘણાયે પ્રયત્નો કરતી, પણ તેથી ઉલટો એમને કંટાળો આવતો. હિન્દુ બાળા બિચારી શું કરે ? મન મારીને પણ જેને પનારે પડે તેને અનુકુળ થાય ત્યારે જ આરો આવે.

મારા પતિને સૌ કોઈ 'ભગત' કહીને બોલાવતા. કારણ કે તેઓ તંબુરાના તાર પર ભજન સારાં ગાઈ જાણતા હતા. સૌથી પહેલાં તેઓ આ ભજન ગાતા **"બહોત કહત મેરો કહ્યો ન માને, હું વારૂં તો મારૂં વાર્યું ન કીજે: દોડત પરઘેર જઇ, અલખ મેરી સુરતા સમજત નાંહિ રે...જી...હો...જી"** સ્થુળ અર્થમાં તો આ ભજન મારા પતિને જ લાગુ પડતું હતું. એમની 'સુરતા' સમજી નહોતી તેથી જ મુંબઈમાં આવ્યા પછી એમણે " પુરૂષોચિત્ત " ગુપ્ત દરદની કમાણી કરી હતી. તે માટે દવા કરાવવી જોઇએ પણ ડૉકટર તેલ મરચાં ખાવાની ને બીડી પીવાની મનાઇ કરે તેથી તે દવા કરાવતા નહિ. તેલ મરચાંના ખોરાક વગર અને બીડી પીવા વગર એમની ' સુરતા ' સમજતી જ નહિં. લગ્ન થયાને ૧૪ વર્ષ વીતિ ગયાં તોય તેનું દરદ મટયું નહિ. પછી તો એમને તાવ લાગુ થયો. એટલે બરાબર દવા લેવા માંડી; પરંતુ રોગ અસાધ્ય થઈ પડવાથી દવા કંઈ અસર કરી શકી નહિ. હવાફેર માટે દેશમાં જઇ પાછાં મુંબઈમાં દવા કરાવવા આવ્યાં પણ ફેર પડયો નહિ. ૨૨ વર્ષની આશાભરી અવસ્થામાં મને રખડાવી, મારા પતિ દેવલોક પામ્યા. અમે પ્રથમ મુંબઇમાં આવ્યાં ત્યાર પછી મારાં સાસુ સસરો પણ મૃત્યુ પામ્યા હતાં. દીયર જેઠ કે નણંદ મારે હતાં નહિ. હવે

## મહારાજોની લીલા:



" અહી પવિત્રતાને નામે પ્રપંચો ચાલે છે. મંદિરોમા કોઇ જિતેન્દ્રિય નથી બુદ્ધિશૂન્યભકતો મહારાજોને પૂજે અને મહારાજો અનેક વિધવાઓને ખાસાસેવકીઓના રૂપમા ઉપપત્નીઓ તરીકે રાખી તેઓના જીવનનો ઉદ્ધાર કરે ! "

હું એકલી પડી. મને માત્ર રાંધી ખાવાનું જ આવડતું હતું. બહારની દુનિયા મેં જોઇ નહોતી. હાથનો ઉદ્યોગ કે બીજું કમાઈ ખાવાનું કંઈ પણ સાધન હું જાણતી નથી. મારા પતિની મુડી થોડીક હતી તે એમની માંદગીમાં અને પાછળની એમની ક્રિયામાં બધું ખપી ગયું. ગમે તેવો તોય તેનો આધાર જતાં મને વસમું લાગ્યું- ક્યાંથી કમાઇ લાવવું ? કેમ કરી નિર્વાહ ચલાવવો ? તેની મને કંઈ ગમ પડી નહિ. હું કેવળ હતાશ થઇ ગઇ. સૂકું પાકું જે કંઇ ઠેબાઈ કર્યું હોય તે ખાઇને હું દેવદર્શનમાં મારો સમય વિતાવવા લાગી. એક દિવસ હવેલીમાં મને એક વિધવા બાઇએ કહ્યું: " તમારો કોઈ આધાર ન હોય તો આ મંદિરમાં 'ખાસાસેવકી' થઇને રહો. દરરોજ મહાપ્રસાદ મળે છે. હુંયે ' ખાસાસેવકી' છું. શ્રી મહાપ્રભુજીની સેવા પૂજા કરીને જીવન સફળ કરૂંછું. વિધવા બાઇનું બીજું કંઇ સંસારમાં છે ? " એ બાઇની વાત મને ગમી ગઇ. તેથી મેં મરજાદ લીધો ને સેવા કરવા માટે મંદિરમાં રહી.

" ખાસાસેવકીઓ " માટે કેટલાક વિચિત્ર નિયમો છેઃ જેવા કે: " ખાસાસેવકીએ ચણીઓ ચોળી પહેરવા નહિ, માત્ર આછા ઉપરણાની સાડી પહેરવી. માથાના વાળ રાખ્યા હોય તો તે છુટા રાખવા. દિવસના પાંચ વખત માથાબોળ નહાવું, શ્રીમહાપ્રભુજીની સેવા કરવી અને મહાપ્રસાદ મહારાજનો અજીઠો આરોગવો" વગેરે. પેટને ભાડું આપવાનું મળતું એટલે હુંયે તે પ્રમાણે કરતી. પ્રભુ જાણે શાથી, પણ હું અહીં અડધી ગાંડી જેવી થઇ ગઇ. થોડા વખત પછી અનુભવથી ચોક્કસ રીતે જણાયું કે અહિં પવિત્રતાને નામે પ્રપંચો ચાલે છે. **મંદિરોમાં કોઈ જીતેન્દ્રિય નથી.** બુદ્ધિશૂન્ય ભક્તો મહારાજોને પૂજે ને મહારાજો અનેક વિધવાઓને ' ખાસા સેવકીઓના ' રૂપમાં ઉપપત્નીઓ તરીકે રાખી તેઓના જીવનનો ઉદ્ધાર કરે! આજકાલ આવા પ્રપંચો ઓધરે છે એ જ નવાઇની વાતછે.

જ્યાં ધર્મભુલી સ્ત્રીઓ મહારાજોના પગ સ્પર્શતી પરવારે નહિ ને જ્યાં અઢળક ધન સંપત્તિના વૈભવો ભોળા ભક્તોના પ્રતાપે ઉભરાતા હોય ત્યાં ભોગવિલાસને રંગરાગ વગર બીજું શું હોય ? ઘણીયે વિધવા બ્હેનો આવી રીતે અહીં રહીને અપવિત્ર વ્યવહારને પવિત્રતામાં ખપાવી જીવનનું સાર્થક કર્યું માને છે ! એ, શી વિચિત્રતા ! આં પણ એક પરાવલંબી મલીન જીવનનું રૂપાન્તર નહિ તો બીજું શું ? અહીં મેં એક પણ આદર્શ બાઇને જોઇ નહિ. અને મનને શાંતિ થાય એવું કંઇ જ્ઞાન પણ મને મળ્યું નહિ. જ્ઞાનની અહીં કોઇને પડીયે નથી. ઠાકોરજીનેયે રંગરાગમાં મસ્ત રાખવા વખત ખોવો પડે છે. સમાધાની મંડળના મહાપ્રસાદ આરોગનારાઓ પણ એક એકથી વિચિત્ર છે. મારા જેવી કેટલીયે રખડતી બાઇઓનાં સજીવ ખોળીયાંઓને વેચી તેઓએ ગજવાં ભર્યાં હશે ! ખેર, વધારે કહેવામાં કંઇ સાર નથી. જમાનો સૌની ખબર લેશે. અહીં મને અંધશ્રદ્ધાવાળું જીવન ગમ્યું નહિ તેથી મે મરજાદ મૂકી દીધી. પાછી મારે ઘેર આવી બેઠી. મારા ઉદ્ધાર કે નિર્વાહની કંઇ સુઝ પડી નહિ.

એક દિવસ ભૂલેશ્વરમાં મને એક ડોસીમા મળ્યાં. તેને મેં પ્રથમ એક બે વખત જોયાં હતાં. મારી દશા જોઇને તેને શોક થયો હોય એવું મને લાગ્યું. તેણે શાન્તવન આપતાં મને કહ્યું: “મારી દીકરી થઇને મારી પાસે રહે. કંઈ વાધો નહિં. મારે કોઈ ખાનારૂં નથી. પ્રભુએ દાંત આપ્યા છે તો ચાવવાનુયે દેશે,” સ્ત્રીહ્રદય વિશ્વાસુ તો હોય છે જ. તેને લાંબો ટુંકો વિચાર ક્યાંથી ? મેં ડોશીની માગણી સ્વીકારી. તેની સાથે હું રહી. થોડા દિવસ મને બહુ માનપાન સાથે રાખી. પરંતુ પછી અહીંયે મને જુદો અનુભવ થયો. આ ડોશીનો એક પાત્રૈયાના કુટણખાનામાં ભાગ હતો. તે મારા જેવી અનેક અનાથ બાઇઓને આશરો આપતી ને દરરોજ એ કુટ-

ણુખાનામાં મૂકી આવતી. તેમાંની આવકનો અડધોઅડધ ભાગ પાવૈયો ને ડોશી વ્હેંચી લેતાં હતાં.

મારૂં મન કંઇક સંસ્કારી હતું. તેથી એક જ દિવસના આવા અનુભવથી હૃદય કકળી ઉઠયું. હું ડોશીને ત્યાંથી નાશી છૂટી. મારી કાચી બુદ્ધિ માટે મને ખેદ થયો. ખરેખર સ્ત્રીઓનું કોઇ ઉદ્ધારક નથી. મલીન વાસનાની ચોતરફ આગ સળગી રહી છે. તેનાં જ સૌ કોઇ ગુલામ છે. તેમાં પણ વિધવાઓની દશા તો નહિ વાટની કે નહિ ઘાટની એવી જ છે. મંદિરોમાં કુટડી થઈ દોડતી વિધવા બ્હેનોપર મને ગુસ્સાને બદલે દયા આવે છે. આ જમાનામાં આવાં મંદિરો હવે દેવમંદિરો નથી રહ્યાં પણ ભોગ ભોગવવાના મહાલયો થઇ રહ્યાં છે, એમ કહેવામાં મને અયોગ્ય લાગતું નથી. પેટનો ખાડો પૂરવા માટે પણ કેટલી બધી અનીતિ ચાલી રહી છે? પુરૂષના ગત થયા પછી ખાવાનાયે સાંસા પડે એવી સ્ત્રીઓની અપંગ-દશા પુરૂષો શા માટે કરી મૂકતા હશે? વિધવાઓના પોષણ માટે સમાજ તરફથી કોઈ બંદોબસ્ત હોય તોય આવું પરિણામ ન આવે. આવી દશામાં મારા જેવી આવડત વગરની વિધવાઓ આડે અવળે રસ્તે ચઢે તેમાં તેનોયે શો દોષ? આ ડોશી પાસેથી છૂટીને હું એક રેંટીયાશાળામાં કાંતવાનું શીખવા જવા લાગી. એક રતલ સુતરના ચાર આના કંતામણ મંજુરી મળતી હતી. હું તો ૦। રતલ પણ કાંતી શકતી નહિ એટલે તેમાં મારૂં પૂરૂં કયાંથી થાય? મેં તે પણ છોડી દીધુ.

હવે કોઈ દિશા સુઝતી નથી, કોઇનો વિશ્વાસ પણ આવતો નથી. જગત્‌માં મને બધું દુ:ખરૂપ લાગે છે. ક્યાં જાઉં? શું કરૂં? કંઈ ખબર પડતી નથી. કોઇ મને સુખનો માર્ગ બતાવતું નથી. જયાં જુઓ ત્યાં કામિની કાંચનમાં સૌ કોઇ લચીપચી રહેલાં છે. મંદિરોમાં દોડવાનુયે મેં તો હવે છોડી દીધું. અખા ભગતે ઠીક જ

કહ્યું છે કે:—" જ્યાં જુઓ ત્યાં કુડે કુડ, સામે સામાં બેઠાં ધુડ" તેમજ "ધન હરે ધોખો ન હરે તે ગુરૂ કલ્યાણ શું કરે ?" ધર્મના નામે કુડકપટ—પ્રપંચ એટલો બધો ચાલે છે કે તે નજરે જોયો ન જાય. ધર્મગુરૂઓ ભોગવિલાસમાંથી જ પરવારતા નથી તો તેઓ કોનું કલ્યાણ કરે ? અને તેવા ગુરૂઓ આત્મતત્વનું જ્ઞાન પણ ક્યાંથી આપી શકે ? છતાં પણ જમાનાની બલિહારી છે. છતી આંખે દીવો લઈ કૂવામાં પડવાની મૂર્ખાઇ જો ક્યાંય હોય તો તે હિન્દુસમાજમાંજ છે.

મારા જેવી એકલવાઇ—સાધન વગરની વિધવાઓને સમાજ આશરો આપે ને કોઈ ઉપયોગી ધોરણપર ચઢાવે તો જીવન કંટાળા ભર્યું ન લાગે, ને સાથે સાથે સમાજોપયોગી કંઇ કામ કરીનેયે આત્મસંતોષ મેળવાય; પણ એવું કંઈ છે જ નહિ. જગત્માં જન્મીને આજ દિન સુધી સુખની કોઇ ધન્ય ઘડી મેં જોઇ નથી. હવે પછી મારૂં જીવન ક્યાં અને કેવી રીતે પસાર થશે તે પ્રભુ જાણે ! પ્રભુ ! અમારો ઉદ્ધારક કોણ ! જન્મથી જ મનુષ્ય પ્રાણી સ્વાર્થી તો છે જ, છતાં થોડાક સ્વાર્થનો ત્યાગ પુરૂષો કરે અને દરેક પોતાની પત્નીને સ્વાવલંબન શીખવે—પોતાના પગપર ઉભી રહેતાં શીખવે, ઉપરાંત એમને આ અટપટા સંસારવહેવાર સામે ઝુઝી પોતાનું રક્ષણ કરી લેતાં શીખવે તો બહુ રૂડું થાય. મનુષ્ય સ્વભાવને ઓળખ્યા વગર માત્ર ઉપર ઉપરનું જોઇને સ્ત્રીઓ મોહી પડે છે—ભોળવાઇ જાય છે તેવું પરિણામ પછી નહિ આવે. પ્રારબ્ધ ! તુ હવે જ્યાં દોરે ત્યાં મારે દોરાવાનું છે. સંસારમાં મારો કંઇ ઉપયોગ નથી. જીવનમાં મારે હવે કોઈ આશા નથી, ઉત્સાહ નથી ને આનંદ પણ નથી. મને હવે કોઈ ચીજમાં મોહ પણ નથી રહ્યો. મારૂં જીવવું તે મરણ બરાબર જ છે. પ્રભુ ! જીવનદોરી ખેંચી લે, તો ભાગ્યશાળી થઈ જાઉં. "

---

# ૧૪: મણીગૌરીની મહાકથા.

"બ્હેન સુમતિ! તારો પત્ર મળ્યો. પરમ સંતોષ થયો. પૂર્વે પાપ કરતાં કંઇક પાછું વાળીને જોયું હશે તેથી જ આ જન્મે મને તારા જેવી દુઃખમાં ભાગ લેનાર સખી મળી છે. આજની મારી ૨૮ વર્ષની ઉમરમાં જાણે મારા જીવન-નાટકના અનેક પડદા પડી ગયા હોયની! એવુ મને લાગે છે. છતાં મારૂં જીવન તો તું જાણે છે તે જ છે. મનુષ્ય જન્મ મળ્યા છતાં મને મારી ઉન્નતિનાં કઈ ચાન્સ મળ્યાં નથી, પરાધિનને સ્વપ્નેય સુખ હોય? ખારા સમુદ્રમાં મારે એક તું જ મીઠી વીરડી છે. તું અહીં ત્રણ મહિના રહીને મને અક્ષરજ્ઞાન આપી ગઇ છે તેથી કાલા ઘેલા શબ્દોમાં તને આ કાગળ લખું છું.

તું આજન્મ કુમારિ રહેવા ઇચ્છે છે, તેમાં હું રાજી છુ. તારી જોખમદારી તું સમજે છે. તું મન જેવી ચંચળ વસ્તુને ઓળખી શકી છે, દેહ અને દેહીનાં વિભકતપણાને પરખી શકી છે, એટલે મારે તને કંઇ શીખામણ આપવાની ન હોય. ને હું શીખામણ આપવાને લાયક પણ નથી.

"ગુલામી મનોદશા પ્રવર્તતી હોય તેમાં લગ્ન કરવું એ પાપ વધારવા જેવું છે." આ તારૂં વાકય સોનેરી છે. મને તારી માફક

કેળવણી મળી હોત તો હુંયે કાઠિયાવાડમાં એક આદર્શ બાળા થઈ જાત. પણ મારૂં પ્રારબ્ધ મને કયાં જઈને પછાડશે તેની એ-છીજ કંઇ ખબર હતી ? અજ્ઞાનીનું કોણ ? અજ્ઞાનથી પ્રભુયે પર છે. ત્યારે અજ્ઞાનીની ઉન્નતિ કયાંથી ? તું અહીં આવેલી ત્યારે તને પૂછતાં સંકોચ થયો હતો તે હું જાણું છું. આ પત્રમાં તું લખે છે કે:— "તમારૂં દુઃખી જીવન જોઇને મને લાગી આવે છે. મને તમારા જીવનની કંઈક હકીકત લખશો ? હું જાણું તો કંઇ ઉપાય કરૂં. રોગનું મૂળ જાણ્યા પછીજ તેની ચિકીત્સા થઈ શકે." બ્હેન ! તારા આ શબ્દો મને ઉન્હાળાના પ્રખર તાપમાં શીતળ છાંયડીની ગરજ સારે છે, તારામાં મારો પૂર્ણ વિશ્વાસ છે. તને મારી જીવનકથા સાંભળીને દુઃખ જ થવાનું, વખતે તું મને ધિક્કારી કાઢે તો તેમાંયે નવાઇ નહિં, મારા દેહનો કોઇએ સ્નેહભર્યા ભાવથી સત્કાર કર્યો નથી, તું સત્કારી શકીશ ? પાપીને કોણ સંઘરે ? પાપના સંજોગોમાં મુકનારનો કદાચ આ સમાજમાં બચાવ થતો હશે, પણ પાપીનો બચાવ કયાંથી થાય ? મારૂં પાપી જીવનવૃત્તાન્ત સાંભળીને પણ તારૂં સંસ્કૃત હૃદય દયાળુ રહેશે, તોય હું પ્રભુની કૃપા સમજીશ. આપણા થોડા પરિચયથી તું જાણે છે કે મને દુનિયાનો અનુભવ નથી. તેમ અટપટા સંસારની આંટીઘુંટીવાળી ગલીકુંચીઓનું મને જ્ઞાન નથી. અલ્પ પ્રેમને માટે હું મારૂં સર્વસ્વ આપી દઉં એવી ભોળી અને ભાન વગરની છું. દુઃખથી ડઘાયલું હૃદય એવું જ થઇ જાય તેમાં કંઇ નવાઈ છે ? મને કંઈ બુદ્ધિની કેળવણી મળી નથી. નીતિ અનીતિનું શાસ્ત્ર મને કોઇએ સુણાવ્યું નથી. મારો સ્ત્રીધર્મ શું હશે તે હું જાણતી નથી. મારાં વડીલોએ શિક્ષણ આપવાનો શ્રમ લીધોયે નથી, ને એવા સંજોગો મળ્યાય નથી.

તારા મમતા પૂર્ણ આગ્રહને વશ થઈને હું પ્રથમથીજ તને મારા જીવનની દુઃખદ વાત કહું છું, મારા ગડબડીયા અક્ષરો તું સુધારીને વાંચી લેજે.

કાઠિયાવાડમાં આવેલાં 'સતાપર' નામનાં ગામડામાં બરડાઈ બ્રાહ્મણ જ્ઞાતિમાં મારો જન્મ થયો છે. મારા પિતાની આર્થિક સ્થિતિ બહુ નબળી હતી. તેઓ સીધા સરામણાંમાંથી જે કંઈ લાવતા તેમાંથી ગુજારો થતો હતો. કાઠિયાવાડમાં દીકરીઓને 'પથરા' રૂપે લેખવામાં આવે છે. મારાં માબાપને પ્રભુએ અનુક્રમે ૯ 'પથરાઓ' ની ભેટ કરી હતી ! પરંતુ અમારી જ્ઞાતિના રિવાજ પ્રમાણે મારા પિતાને તેમાં લાભ હતો. કારણકે દીકરીઓનાં મ્હોં માગ્યાં દામ મળે છે. એટલે મારા પિતાની સીલકમાં અનુક્રમે ૯ 'કરન્સી' નોટો હતી ! હું સૌથી મોટેરી હતી એટલે મને પહેલી વટાવવાની હતી ! જે બહુ દુ:ખી થવાનું હોય તે બહુ મનોહર હોય. કાઠિયાવાડની કઠણ ભુમિમાં હું ધાન ખાઇને ૧૧ વર્ષની થઇ. મારી ચપળતા–ચંચળતા અજબ જાતનાં હતાં. હવે મારી દેહરૂપી કરન્સી નોટને વટાવવા માટે મારા પિતા તલપાપડ હતા. કોઇ મહાતબર મેળવવાના નિરંતર પ્રયાસો કરતા હતા. ૭ મહિના પ્રયાસ કર્યા પછી પોરબંદર શહેરમાં સ્વજ્ઞાતિનો એક મુરતીયો મળ્યો. તેની ઉમ્મર ૬૮ વર્ષની હતી ! પાંચ પત્નીનો પતિ થઈ ચૂકયો હતો ! ધનનો પાર નહોતો. પાછળ કોઇ ખાવાવાળું નહોતું. તેથી છઠી વખત વરઘોડે ચઢવાના તેને કોડ હતા. તે કોડ મારા પિતાએ રૂ. ૪૦૦૦) લઇને પુરા કર્યા ! અહીંથી જ મારાં કમનસીબ જીવનની શરૂઆત થઈ. પિતાએ રૂા. ૪૦૦૦ ) માં મારૂં સાટુ કર્યાની મને ખબર પડી ! પણ મારૂં શું ચાલે ? ઘરમાં અઢાર હાથનો વાંસડો ફરતો હતો એટલે મારા પિતાએ તો પોતાનું કામ કરી લીધું ! પછી હું ભલે ભિખારણ થઇ જાઉં કે વટલી જાઉં તેની તેને દરકાર નહોતી. ભુખ કાઠિયાવાડમાં પૈસા એ તો અચરજ જેવી ચીજ ! મારાથી "હા" "ના" નો ઉચ્ચાર કંઈ થઇ જ શકયો નહિ. અને કરૂં તોપણ ચાલે એવું નહોતું. ટુંકામાં એ પોરબંદરના પુરાતન ભાભા (ભટજી) સાથે મારૂં સગપણ થઇ ગયું ! ગોળ ધાણા વેચાયા. રૂ. ૨૦૦૦) મારા પિતાએ

પ્રથમથીજ લીધા અને મહાઆનંદ પામ્યા ! સગાઇ થયા પછી ત્રણ મહિનામાં લગ્ન થયાં. મૃત્યુ માટે દિવસો ગણી રહેલો બુઠ્ઠો ખખ્ખ મને ૧૧ વર્ષની ફુલ જેવી બાળાને પરણવા આવ્યો ! આ મારૂં લગ્ન નહોતું પણ મારૂં બળિદાન હતું. બાકી રહેલી રૂ. ૨૦૦૦) ની રકમ મારા પિતાએ વસુલ કરી લીધી. અને લાકડીના ટેકે ચાલતા એ વૃદ્ધના હાથમાં મને વેચાતી આપી દીધી ! આ વખતે મારા હૈયામાં હુલ્લાસ (હોળી) કેવા હશે તેનો તુંજ વિચાર કરી લેજે. 'પૈસા જોઇને મુનિવર ચળે ' તેમ મારાં જન્મદાત્રી માતા પણ રૂપીઆની રકમ પર રાચ્યાં ! મારૂં જીવનનાવ કયા ખરાબે અથડાઇને ભુક્કા થશે તેનો તેઓને વિચાર નહોતો, ઉલટાં તેઓ આ પ્રમાણે કહેતાંઃ " મારી મણીને તો ગોડણુ સમાણો રોટલો મળ્યો છે. ઘી સાકરની તો ઘરમાં કોઠીઓ ભરી છે. પૈસા તો મારી મણી દટાઇ જાય એટલા છે. કોઇની ઓશીયાળી કે ભુખી દુઃખી રહેશે નહિ, ધનની આંગત ધણીયાણી છે. " વગેરે માત્ર તેઓને ધનદોલતમાં જ સર્વ સુખ ભાસતું હતું. પણ હું ખરૂં કહું છું કે તેથી મારૂં હૃદય પ્રફુલ્લિત બનતું નહિ. કારણ કે મને મારૂ ભવિષ્ય ભડકાવી રહ્યું હતું. મારા પિતાનાયે પિતા થવા લાયક મારા માલેક સાથે હું પોરબંદર આવી. ઘરમાં અમો બે શિવાય ત્રીજું માણસ નહોતું, મારા ડોસાજી હવે બધા ખેલ ખેલીને પરવાર્યા હતા; એટલે કુદરતી રીતે શરીરમાં રોગને દાખલ થવાના રસ્તા ખુલ્લા હતા. હું પ્રથમ બહુજ મુંઝાતી, પણ પિતાને ઘેર લુખું ધાન ખાધેલું ને અહીં દૂધ ઘીના ખોરાક ખાવાના મળવાથી ગમી ગયું. મારા યૌવનની વસંતપ્રભા ખીલતાં વાર લાગી નહિ. મારા ડોસા શરીરે ભારેખમ જેવા હતા. દમનો વ્યાધી અતિશય પીડતો હતો. જમી રહે એટલે શ્વાસે ધમોધમ થઇ રહે, બોલીયે શકે નહિ. ખાઇને તુરત પાટ ઉપર ગોદડી નાખી પડી રહે. સાંજના પાંચ વાગ્યા સુધી ઉઠી શકે નહિ. મને એથી બહુ કંટાળો આવતો. તેઓ હસતા નહિ.

કંઈ ગાતા નહિ તેમ આનંદથી વાત પણ કરતા નહિ. કંઈ દરદ થાય તોય છુપાવે. ઘરમાં રંગ બેરંગી કપડાંનાં કબાટો ભરેલાં હતાં. કારણકે મારા ડોસા પાંચ પત્નીઓને મારી અગાઉ પરવારી બેઠા હતા ! તેઓનાં ભાતીગર કપડાં હવે મારે માટે હતાં. મારૂં ચઢતું લોહી, ચંચળતા, મોહકતા અને યૌવનનો મદ, તથા તેને મદદ કરનારાં ઘરમાં સાહિત્ય એ બધુંય હતું. પણ હું શણગાર સજી—મેનકા અપ્સરા જેવી થઇને કોને મોહીત કરૂં ? મારા ડોસાની આંખે ઝાંખ આવતી હતી, તેથી તેઓ મારી મોહકતા જોઈ શકતા નહિ. તેમ મને પ્રસન્ન કરવા માટે કંઇ રંગરાગ કરવાની યે હવે તેનામાં તાકાત નહોતી. વૃદ્ધાવસ્થામાં અનેક રોગો—વ્યાધીઓનો દરોડો પડવા લાગ્યો. હું અભણ અજ્ઞાન હતી. સારાસાર વિચાર કે ધર્મનીતિનું જ્ઞાન મારામાં નહોતું. તેમ 'જુવાની તે દિવાની જ છે' એ ગદ્ધા—પચ્ચીસીમાંથી ભાગ્યેજ કોઇ સંયમી જીવ બચ્યો હશે. મને તે દમીયલ ડોસો કાળ જેવો લાગતો હતો. મને જ્યારે તેઓ કહેતાઃ—"અલી નવી ! પાણીનો લોટો આપી જા" ત્યારે હું દાંત કચકચાવતી. દિવસે જમ્યા પછી શ્વાસની ધમણ ધમવા તેઓ ઉપલે માળ પાટ ઉપર પડી રહેતા. અને જંપી જતા ત્યારે હું નીચલા ખાનગી માળમાં ઉતરી જતી. પડોશના એકાદ છેલબટાઉ ભણેલાની મારા પર નજર હતી. તે જાણતો હતો કે અહીં રાંડીરાંડનાં ખેતર જેવું છે, કોઈ આપણને પૂછનાર નથી. તેથી તે મારા અનુકુળ ટાઇમે નીચલા માળે હીંચકા ઉપર આવીને બેસતો. હું નીચે આવીને ત્રણ કલાક તેની સાથે ગમ્મત કરી, ડોસો ઉઠવાના ટાઈમે પાછી ઉપર પહોંચી જતી. આવુ છ મહિના ચાલ્યું. દરમ્યાન ડોસાએ મ્હોતનું બિછાનું કર્યું. ૧૦ દિવસની સખ્ત બિમારી બાદ દેહ પીંજરમાંથી તેનો આત્મા સદાને માટે ઉડી ગયો ! લગ્ન પછી ૯ મહિનામાં જ હું વિધવા થઇ ! મૃત્યુ પહેલાં તેણે એક ટ્રસ્ટડીડ તૈયાર કરેલું હતું. તેમાં પોતે એવું લખ્યું હતું કેઃ 'સ્થાવર જંગમ બધી મિલ્કતની

વ્યવસ્થા ટ્રસ્ટીઓ કરે. તેમાંથી મહિને રૂ. વીસ મને ખોરાકી ખર્ચના ટ્રસ્ટીઓ આપે અને દર મહિને કોઇ ધર્માદા સંસ્થાને અમુક રકમ દાન તરીકે મોકલાવી આપે. આવી બધી વ્યવસ્થા તેઓ એ અગાઉથી જ કરી લીધેલી. મારૂં ઉછળતુ અભિમાન તેઓ જાણુતા હતા. તેમાં આટલી મિલ્કત હાથમાં આવે તો હું ગાંડી થઇ જઈશ અને ગમેતેમ તેનો ઉપયોગ કરી નાખીશઃ એ ખ્યાલ પણ એમના ધ્યાન બહાર નહોતો. મારા જેવી અભગ્રુ અવિચારી સ્ત્રીના હાથમાં એટલું ધન આવે તો જરૂર તેનાં ભેજાંનુ સમતોલપણ્ નરહે એ પણ દેખીતી વાત છે. એમની ઉત્તરક્રિયા વગેરે થઈરહ્યા પછી તેઓ લખી ગયા હતા તે પ્રમાણે ટ્રસ્ટીઓએ હિસાબના ચોપડા, રોકડ રકમ, અને બીજો કિમ્મતી સામાન વગેરે બધું પોતાને કબજે લઇ લીધુ. ને મહિને રૂ. ૨૦) આપીને મારા મકાનમાંજ મને રહેવા દીધી. મારો એ માલેક ડોસો મરી જતાં મને વિરૂપા કરવામાં આવી. સૌભાગ્ય-ચિન્હ અને મારો ફેન્સી શણુગાર એ બધુંય નવ મહિનાના અરસામાં લૂંટાઈ ગયું. એક વર્ષની અંદર ઘર માંડીને રાંડી પણ તુરત. રાંડવા માટે જ મારાં માતાપિતાએ મને આવા પરવારી ગયેલા સાથે પરણાવી હતી, એમ કેમ ન કહેવાય ? આ દુઃખદ પડદો પડતાં હું પુરેપુરી ગભરાઇ ગઇ, મુંઝાઇ ગઇ. " મારાં માતાપિતાએ પૈસાને ખાતર મને આવા સંજોગોમાં મુકતાં વિચાર ન કર્યો ! હવે મને કોણ સંભાળશે ? મારે માટે આનંદ સુખ કયાં ? શું હું આ રીતે જીવન પુરૂં કરી શકીશ ? શું મ્હેં કંઈ દંપત્તિ જીવનનો લ્હાવ દીઠો છે ? મારો ધર્મ શું હશે તે મારાથી સમજાતું નથી. ખરેખર હું આવી રીતે કદી પણ રહી શકીશ નહિ. સૌભાગ્યના છાંયા તળે હું ગમેતેમ કરતી હતી તેથી મને ઓછી બીક રહેતી હતી. હવે સૌ કોઇ આંગળી ચીંધશે. ત્યારે હવે કેમ કરૂં ? કયાં જઇને રહું ? મને કોણ સુખી કરશે ? મારી ઉગતી વયમાં હું આવું વૈધવ્ય દુઃખ સહન કરી શકીશ નહિ. પણ ત્યારે હવે મારો રસ્તો કોણ કરે ? એ ડોસો કંઇ મારો પ્રાણાધાર નહોતો

કે તેના પ્રેમને ખાતર હું યોગ ધારણ કરૂં ! તેણે મને વેચાતી લીધી હતી એટલે એક નોકર પોતાના શેઠ ઉપર માયા રાખે એટલી માયા હું રાખતી હતી અને તેને રાંધી ખવડાવતી હતી. તે મારા પેટનું પોષણ કરતો હતો પણ શાસ્ત્રો કહે છે તેવાં આદર્શ લગ્ન ઓછાં જ મારાં થયાં હતાં ! કહેવાતી બ્રાહ્મણ કોમમાં જન્મ લેવાથી હું પુનર્લગ્ન કરૂં તો જ્ઞાતિ અને સમાજ વીખી ખાશેઃ પણ જો છુપાં અપકૃત્યો કરીશ તો તેઓ આંખ આડા કાન કરી જશે ! કેવું સરસ સમાજ બંધારણ ! હું શું કરૂં ? મારી મચડીને કોઇ વૈધવ્ય ધર્મ પળાવી શકશે ? મારો ગુન્હો શો ! શા માટે મને મારી ઉમરના યુવક જોડે ન પરણાવી ? આવાં મડાંને મીંઢળ બંધાવતા શા માટે જ્ઞાતિ અને સમાજે અટકાવ્યાં નહિ ? હવે મારો પગ ઉંચો નીચો પડે તો તે પાપ માટે જ્ઞાતિ અને સમાજને આભાર ધટે છે. સમાજ ક્રૂર થાય તો ભલે થાય. શા માટે તેઓ મને ન્યાય ન આપે ? મારા ડોસાએ શું મને પતિદેવ તરીકે સુખ આપ્યું હશે ! એવા વૃદ્ધને મારો પતિ બનાવતા પહેલાં મારાં માતા પિતાએ ભોંયમાં સમાઈ જવું જોઇતું હતું ! પેટ ભરાતું ન હોત તો તે પેટને ફોડી નાંખવું'તું ! મારા સ્થૂળ દેહને વેચીને પરાણે તેઓએ મને અનીતિમય જીવન પુરૂં કરવાના સંજોગોમાં મૂકી છે. મારાથી કંઇ અણછાજતું કામ થઇ જતાં જરૂર હું અળખામણી થઇશ. ભલે થાઉં અને ભલે મરી જાઉં. પણ ત્યારે મને આવી દશામાં જાણી જોઇને મૂકી શા માટે " ? આવા વિચારોની ગડમથલમાં મેં એક વર્ષ ખુણો પાળ્યો. ત્યાર પછી હું દેવદર્શનમાં, કથા વારતામાં તથા પડોશીઓને ત્યાં બેસવા જવા લાગી. એટલે કે એક વર્ષ પછી હું ઘર બહાર નીકળી. સાદાં પણ મુલાયમ વસ્ત્રો પહેરવાનો શોખ મેં છોડ્યો નહોતો. મને વાંચવા લખવાનું કે કંઇ અન્ય ઉદ્યોગ આવડતો નહિ. તેથી ખાઇપીને નવરી પડયા પછી રસ્તા ઉપર પડતી મારા ઘરની બારી ઉપર બેસતી. અને રસ્તામાં સૌભાગ્યવતી નશીબદાર બાઇઓ ચાલી જતી તેને

જોઇ મારાં કમભાગ્ય પર આંસુ સારતી. મારા હૃદયનો તાપ ઓલવવા જેટલી કોઇનામાં દયા નહોતી. સંસાર ખારો ઝેર જેવો લાગતો હતો. આવા નિર્દય સમાજમાં હું યે લાગણીશૂન્ય બનું તેમા નવાઇ નહોતી. કેદીની માફક ઘરમાં પડયાં પડયાં હું અકળાતો હતી. મને કોઈ સ્નેહીહૃદયનો સહવાસ ગમતો હતો. પ્રેમ માટે હુ પીડા પામતી હતી. પ્રેમભીનું વહાલ મેં જોયું નહોતું. મારો એ અધિકાર પણ હવે સમાજે ઝુટવી લીધો હતો. મને દેવી–સાધ્વી બનવાના વિચારોજ આવતા નહિ. કોઇ પણ પ્રકારે મારા દીલને શાન્તિ આપવા હું મથતી હતી. તેથી મેં એક વ્યક્તિની મૈત્રી કરી. મારા સંજોગો પ્રમાણે ગુપ્ત રીતે તે વ્યકિતનો મારા ઘરમાં અવર જવર થયો. થોડાક સમય પછી, સ્ત્રીપુરૂષના સંયોગથી જે બાબત બને છે તે મારે માટે પણ બની. સમાજના ભયથી છૂપી રીતે એક વખતતો બાળહત્યા કરવી પડી ! બીજી વાર એવો જ સંજોગ આવ્યો ! ટ્રસ્ટીઓએ અંદર અંદર મસલત કરી, ને મને એક વિધવાશ્રમમાં મોકલી દેવાનો પ્રબંધ કર્યો. એટલુંજ નહિ પણ હવે પછી મને ખોરાકી ખર્ચ નહિ આપવાનો અને પોરબંદરમાં પગ નહિ મૂકવાનો સાફ હુકમ સંભળાવી દીધો ! એક ટ્રસ્ટી મને સારાં ગણાતા એક વિધવાશ્રમમાં મૂકી ગયો. આ વિધવાશ્રમ પોતાના ખરચે વિધવાઓને સંભાળે છે. હું દુઃખના ભારથી સીઝેલી, અહીં ન છુટકે રહી. પણ આ વિધવાશ્રમના નિયમો એવા કંઠણ છે કે એ નિયમો ઘડનારે દયાનો અંશ પણ દાખવ્યો નથી. આટલા નિર્દય નિયમો કોણ પાળી શકે? અને તે પાળીને કોણ ઉંચે ચઢી શકે ? આત્માનું ખુન કરી, યંત્રવત્—નકામાં જીવડાં જેવું જીવન અહીં ગાળવાનું હતું. છતાં મારો કોઈ આધાર નહિ એટલે શું કરૂં ? બે મહિના અહીં રહી, તે દરમ્યાન સંચાલકોને મારા શરીરના વિચિત્ર ફેરફારની ખબર પડી ગઈ ! તુરત જ મારા ટ્રસ્ટીને કાગળથી ખબર આપી મને પાછી તેડી જવાનું જણાવ્યું. પરંતુ તેઓ આવ્યા નહિ એટલે સંસ્થાના એક મહેતા સાથે મને પોરબંદર

મોકલાવી આપી. અહીં મેં મારા ટ્રસ્ટીઓની ઘણીય દયા માગી, કાલાવાલા કર્યા. દાંતમાં તરણા લઇને પગમાં પડી. અને મને આ દશામાંથી મુક્ત કરવાનું કહ્યું. હવેથી હું સાવચેત રહીશ એમ પણ કરગરીને જણાવ્યું છતાં તેઓએ કંઇ સહાનુભૂતિ દર્શાવી નહિ. બીજી જ રાત્રે મને પંઢરપુરની એક સંસ્થામાં લઇ ગયા. પરંતુ ત્યાં તરતનાં જન્મેલાં બાળકને રાખે છે.બાળકનો જન્મ થતાં સુધી–એ ત્રણ મહિના કોઇ સ્ત્રીને તેઓ નિભાવતા નહિ હોય, તેથી ત્યાંથી ઉપાડી મને મહીપતરામ અનાથાશ્રમમાં મુકી ગયા. અહીં પ્રથમ કંઇક ફી લેવામાં આવે છે. તે મારી ડોકની એક ઝીણી સાંકળી વેચીને મેં આપી. તેઓ આવા સંજોગોમાં આવી પડેલી સ્ત્રીઓને આશરો આપે છે. તે સંજોગમુક્ત થતાં ત્રણ મહિના પછી બાળકને અનાથાશ્રમમાં રાખીને સ્ત્રીને રજા આપી દે છે. મેં મારા અંતરથી આ સંસ્થાનો મોટો ઉપકાર માન્યો. સંઘરેલાં પાપથી છુટી થયા પછી કયાં જવું તેની સુઝ પડી નહિ. હવે હું શું મ્હોં લઇને પોરબંદર જાઉં ? ત્યાં મારૂં ઘર હતું. પણ હવે તમાંનું કંઇપણ મારે માટે નહોતું.

શાણી સુમતિ! મારા જીવનનાં વિતક તેં સાંભળ્યાં ? ત્યાંથી રખડતી રખડતી હું વીસનગરમાં આવીને રહી છું. મારા ટ્રસ્ટીઓ મને કંઈ આપતા નથી. ઉલટા તેઓ મારા દુશ્મન થઇને ઉભા છે. અહીં વીસનગરમાં મારૂં કોઈ સગું નથી. હુ પતિત થઇ ચુકી. અઢળક ધનની સ્વામિની થવા માટે જ મારા માતપિતાએ મને એક વૃદ્ધને વેચી હતી, પરંતુ એજ ધનની સ્વામિનીને આજે સુકી ભાખરીનાયે સાંસા છે. પેટપોષણ માટે અનીતિ શિવાય બીજો રસ્તો મને જડતો નથી. કોઇપણ ઉદ્યોગમાં મને ધ્યાન પડતું નથી. હિન્દુસમાજના નિયમો એવા છે કે પેટનો ખાડો પુરવા માટે મારા જેવી વિધવાઓ વેશ્યાઓ જ બને. તે વગર તેનો છુટકો જ નહિ. તું વિચારી જો, કે માત્ર પોતાના સ્વાર્થને માટે જ મારાં માતાપિતાએ મને આ સ્થિતિમાં મુકી છેને ? ભલે પાલી બાજરી કમાઇ લાવનાર પણ એક સંસ્કારી યુવક સાથે મને પરણાવી હોત તો હું આટલી હદ

સુધી ઉતરી જાત ખરી? ત્યારે ખરી રીતે આમાં જવાબદાર કોણ છે તે તુંજ કળી લેજે. શું આવી અધમ બાળા તરફ તું સદ્‌ભાવ દાખવી શકીશ? જ્ઞાતિ અને સમાજને મારી દયા આવતી નથી. તેઓ તો શત્રુની ગરજ સારે છે. હવે મારાં માબાપ પણ મને સંઘરવા તૈયાર નથી. ક્યાંથી સંઘરે? હવે ઓછો કંઈ તેઓનો સ્વાર્થ છે? આજ દિન સુધી મેં મારાં વિતકો પેટમાં સમાવ્યાં છે. આવી પાપછુટી ખુલ્લી વાત આજે તનેજ લખી છે. મારા ઉદ્ધાર માટે કે મારા અંતકાળ માટે હવે તને જેમ યોગ્ય લાગે તેમ કરજે. મારો ઉદ્ધાર તો હવે અશક્ય છે. કાઠિયાવાડમાં મારા જેવી અનેક દુઃખી વિધવાઓ પડેલી છે. જ્ઞાતિ અને સમાજ અપ્રગટ બાળહત્યાઓ સાંખી રહે છે પણ મારા જેવી વિધવાઓ પુનર્લગ્ન કરે તો સમાજનાં પૂર્વજો રૌ રૌ નર્કનાં અધિકારી થઇ જાય છે! એ વખતે તેઓનાં શાસ્ત્રો એક સામટાં હૈયે ચઢી બેસે છે! લગ્નની પદ્ધતિ સુધારવા માટે સમાજને કોઈ કાયદો કરવો નથી. જ્ઞાતિઓમાં સત્યાનાશ વાળનારી રૂઢિઓ પેઠી છે તેની હોળી કરવા માટે કોઇને બહાર આવવું નથી. માત્ર ગરીબને ગોળીથી વીંધવામાં હિન્દુસમાજનું શૂરાતન છે! આવી વિચિત્ર સમાજ વ્યવસ્થામાં મારા જેવી વિધવાઓની પતિત દશા થઇ જાય, અને તેનાં પાપ સમાજને ચોંટે એમાં કંઇ નવાઇ છે? બ્હેન! તું યોગિની—કુમારિકા રહીને અમારા જેવી બ્હેનો માટે કંઇ રસ્તો કરજે. અમારી અભણુની દાદ કોઇ સાભળે તેમ નથી. અભણ સ્ત્રીને તો કોઈ રસ્તો જ જડતો નથી. તેને કોઇપણ કૃત્રિમ પ્રેમ બતાવી ભોળવી જાય છે અને અધમતાની ગર્તામાં ધકેલી દે છે. સમાજ મોટે ભાગે અનીતિથી ખવાઇ ગયેલો છે. તેઓને ઉન્નતિની ઉષા જોવાના મનોરથ ક્યાંથી હોય? જો આજની તરૂણ પ્રજા માત્ર બાળલગ્નો અને અયોગ્ય વૃદ્ધલગ્નો—કજોડાંઓ થતાં અટકાવે તોય તેઓએ અબળા સમાજ માટે ઘણું કર્યું એમ હું તો માનું. બ્હેન! આથી વિશેષ હું તને કાંઈપણ લખી શકતી નથી. તું મને માફ કરજે, હું તારી દયા માગું છું."

લી૦

સંજોગોના પ્રતાપે પાપમાં પડેલી

**મણીગૌરી.**

# ૧૫: એક વૃદ્ધાની આત્મકથા.

તેના માથાના વાળ તદ્દન ધોળા થઇ ગયા હતા. આંખો હતી તો ખરી, પણ ડોસીમાને તેનાથી કંઇ દેખાતું નહિ. કાન, નાક વિગેરે ઇન્દ્રિયો પણ પોતાની ફરજ પૂરી થઇ હોયની, તેમ સૌ સૌનાં કામમાંથી વિરામ પામતાં હતાં. ગાલમાં ચરબી, કે માંસ નહોતું. મુખ માત્ર પેટ ભરવા માટે કંઇક માગતું હતુ અને કોઇવાર બહુ દર્દ થતાં ભગવાનનું નામ ઉચ્ચારી શકતું હતું. જરા અવસ્થાએ પહોંચેલું શરીર કેવળ હાડકાંનાં પાંજરા જેવું થઇ ગયું હતું. છતાં પેટનો ક્ષુધાગ્નિ શાન્ત કરવા માટે હાથ પગ પોતાની પ્રવૃત્તિ કરી સંસારની અસારતાનું દિગ્દર્શન કરાવતા હતા. બિચારી લાકડીને બરોબર ટેકો ન આપે તો તે એક ઇંચ પણ ચાલી શકે નહિ, એવી તેની દશા હતી. તેની ઉમ્મર ૬૦ વર્ષની હતી અને એટલા ગાળામાં તેણે અસહ્ય દુ:ખોને અપનાવી લીધાં હતાં. આજે સંસારમાં કોઇપણ તેનું અંગનું સગું નથી. 'મારૂં' કહી બોલાવનાર કોઇ નથી. અને તેથી જ તે મૃત્યુને ભેટવા આતુર હતી, પરંતુ મૃત્યુએ તેને લઇજવામાં પોતાનું શ્રેય જોતું નહોતું.

હું એક દિવસ બજારમાંથી પાછી આવતી હતી. તે દરમ્યાન આ ડોશીમા એક શેઠની દુકાને લાંબો હાથ કરીને ઉભાં હતાં. દુઃખ અને દર્દ ભર્યા તેના શબ્દો ખરેખર દયા ઉપજાવે એવા હતા. પરંતુ તે શેઠને તો દયા ન આવી. તેણે કંઇક ઉત્તર દઇ દીધો. તુરત બીજી દુકાને જવા લાગી. તે દરમ્યાન એક બાજુથી મોટર ભોં ભોં કરતી આવી અને બીજી બાજુએથી એક વિકટોરીયાવાળો ઘંટી વગાડવા લાગ્યો. ડોશીએ રસ્તા વચ્ચેથી ખસી જવાનો પ્રયત્ન કર્યો–લાકડી ટેકવીને દોડી, પરંતુ શરીર સંભાળી શકી નહિ તેથી પડી ગઇ. ગાડી અને મોટરવાળા તો પોતાની કાર્ય કુશળતા પ્રમાણે રસ્તામાંથી પસાર થઇ ગયા. તે વૃદ્ધાને કંઇ વાગ્યુ નહોતું પરંતુ ગભરાટમાં તે પડી ગઇ તેથી કળ ચડી ગઇ હતી. તે મરી તો ન ગઇ પરંતુ અચેત અવસ્થામાં થોડો સમય પડી રહી. જ્યારે તે ઉઠી, ત્યારે તેને જોવા માટે ઘણાં માણસો ભેગાં થઇ ગયાં. એક બે ભલાં માણસોએ તેને ટેકો આપી ઉઠાડી.

તેને પડી જવાથી જેટલું દુઃખ થયું તેનાથી અધિક દુઃખ તો તેનાં ફાટેલાં કપડાંમાં બાંધેલા ચોખા અને લોટ રસ્તામાં વેરાઇ જવાથી થતું હતું. મહામુશીબતે ઉઠયા પછી પણ તે દુઃખ દર્દ ભરી, આંખો ખેંચતી ખેંચતી એ વેરાઇ ગયેલું અનાજ ભેળું કરવા લાગી. ઘુંટણમાં અને હાથમાં તો લોહી ચઢી આવ્યું હતું. તેનું મન એ ચિન્તા ભુલી જઇ પેટની જ્વાળા શાન્ત કરવામાં એકાગ્ર થયું હતું. આ દશા જોઇ મને એકદમ દયા ઉપજી, તુરત એક વિકટોરિયા ભાડે કરી, વૃદ્ધાને તેમાં ઠીક રીતે બેસાડીને ઇસ્પિતાલમાં મોકલાવી આપી. ને એમને માટે સાનુકુળ સગવડ કરી. કમ્પાઉન્ડરને પણ યોગ્ય ચિકિત્સા કરવાની મેં સુચના આપી દીધી. તેને જોવા માટે દરરોજ હું ઇસ્પિતાલમાં જતી હતી. ડોકટર અમારા ખાસ ઓળખીતા માણસ હોવાથી ડોશીમાની ખાસ કાળજી લેવાનો મેં પ્રબંધ કરી દીધો. જ્યારે તેને તદન આરામ થઇ ગયો ત્યારે હું તેને ઘેર પહોંચાડી

આવી. તેથી તે બિચારી બહુ ખુશી થઇ. પેટ ભરવા માટે અન્ન અને અંગ ઢાંકવા માટે કપડાં બાબત પણ હવે તેને ચિન્તા નથી. દયાળુદાતા તરફથી મળે એવી સગવડ કરી આપી છે. અને એથી અધિક તેને કશી જરૂરીઆત પણ નથી

એક દિવસ મેં તેને પૂછયું, તેથી તે દુઃખોની વરાળમાં રંધાઇ રહેલી વૃદ્ધાએ મને પોતાની આપવિતિ કરી સંભળાવી. તેણે મને કહી છે તેવી જ હું જનતાને કહી સંભળાવું છું આ આપવીતિ સ્ત્રીઓની દુર્દશાનો ચિતાર ખડો કરે છે. સાંભળો, ત્યારે હું તેના જ શબ્દોમાં કહેવા માંડું છું.

"રૂપ અને રૂપીઆની મારે ખોટ નહોતી પણ આજે તેમાંનું કશુંય નથી. નાટકના પડદા પડે તેમ મારા જીવનમાંયે અનેક અવનવા પલટા થઈ ગયા. મને ૯ વર્ષની મૂકીને મારા પિતા અકસ્માત મૃત્‌ થયા હતા. મારી માતાનું આક્રંદ નજરે જોવાતું નહોતું ૬ મહિના થઇ ગયા. મારા કાકાની માન્યતા એવી હતી કે મારા પિતાનાં અવસાનના પહેલા જ વર્ષમાં મને પરણાવી દેવામાં આવે તો એ કન્યાદાનનું પૂણ્ય મારા મૃત પિતાને પહોંચે, ને એથી તેની સદ્‌ગતિ થાય. અને તેથી કરીને ઉતાવળે મને કયાંય પરણાવી દેવાનો તે જોગ કરવા લાગ્યા.

આશરે ૧૦ મહિના પહેલાં એક નાનું કુટુંબ અમારા ગામમાં આવી ને વસ્યું હતું. ઘણું કરીને તે મા દીકરો લાગતાં હતાં. તપાસ કરતાં તેઓ અમારી પ્રશ્નોરા બ્રાહ્મણ જ્ઞાતિનાં નીકળ્યાં તેથી મારા કાકાએ એ ડોશીના છોકરા સાથે મારો વિવાહ કરી દીધો, અને તુરતા તુરત કન્યાદાન પણ આપી દઇને મારા પિતાની વરસીવાળી એ પૂણ્ય તેને અર્પણ કર્યું. થોડા સમય બાદ મારાં સાસરાંએ એ ગામ છોડયું. એકાદ દૂરનાં ગામમાં અમે રહ્યાં. આશરે દોઢ વર્ષ તો મેં સુખમાં ગાળ્યું. તે દરમ્યાન ન જાણી શકાય તેવી રીતે એકાએક મારા પતિનું મૃત્યુ થયું ! મારી અવસ્થાની વાત ન પૂછો. હું ખાસી જુવાનીમાં

પગ મુકતી હતી. જ્ઞાતિની બ્રાહ્મણી તેથી વિધવા થતાં ભાગ્યની શરણાગત બની.

મારા પતિનાં અવસાન બાદ એક ડોશી ઘરમાં રહી. તેણે મને ન તો મારાં પીયર જવા દીધી કે ન તો મને પેટ ભરીને રોવા દીધી! જ્યારે હું રડતી ત્યારે તે મારી શાન્ત્વના બહુ સારી રીતે કરતી. સૌ કોઇની પાસે તો પોતે રડતી અને એકાન્તમા મને કહેતી કે "તને કોઈ જાતનું દુઃખ પડશે નહિ. શા માટે જીવ બાળે છે? એક મરી ગયો તો બીજા એકવીસ તારી સેવામાં હાજર કરી દઈશ!" મને કંઇક દગો લાગ્યો, હું ભયભિત થઈ ગઇ અને ડોશીને ગાળો દેવા લાગી. ને મારી મા પાસે જવાને હઠ કરવા લાગી. પણ તેણે મારૂં કંઇ ચાલવા દીધું નહિ. મારા કાકા અને મારા ભાઈ મને ધીરજ આપવા આવ્યા હતા તેઓને કઇનું કઈ સમજાવીને પાછા મોકલાવી દીધા. મને તેઓની સાથે કંઇ વાત કરવાનોયે પ્રસંગ ન આપ્યો. મારી દશા શું કહું? આ વખતે મને વજ્રાઘાત થયો! સંસાર અંધકારમય થઇ ગયો, મારી ઉપર! નીચે, અને આજુ બાજુ કંઈ હું દેખી શકી નહિ. મારા હૃદયની વેદના કયાં જઈ વર્ણવું?

એક દિવસ તે ડોશી મને કઇક વાત કહેતી કહેતી રોઇ પડી. મને કહ્યું: "ચાલો ગયાજી જઇએ, પ્રયાગરાજ જઇએ. તીર્થ સ્થાનમાં આપણા જીવને શાન્તી મળશે. ત્યાં સેવા પૂજા કરશું ને દિવસો પૂરા કરશું." મને આ વિચાર પસંદ પડયો પણ કોણ જાણે શાથી! ભયનું માર્યું મારૂં હૃદય ધડકતું હતું, તેની મને કશી ખબર પડી નહિ. મારી સાસુ–ડોશી, ને હું, અમારૂં ગામ જબલપુર છોડી યાત્રાર્થે નીકળ્યાં. જબલપુરથી ઇટારસી અને ઇટારસીથી મુલતાન આવીને મારી ડોશીએ મને કહ્યું. "અરે! અહીં ક્યાં આવી ચડયાં?" મેં કહ્યું: "જ્યાં તમે લઇ આવ્યાં ત્યાં? હું તો કોઇ ગામનું નામ જાણતીયે નથી અને આજ દિન પર્યંત કોઈ શહેરમાં ગઇ

પણ નથી." તેણે કહ્યું: "ઠીક હવે ઘેરથી તો નીકળ્યાં છીએ જ. રૂપીઆ એક હજાર અને કંઇ ઝવેરાત પણ સાથે લીધેલ છે. તેથી મુંબઇ અને કલકત્તા પણ જોઇ આવીએ. આજકાલ એ પણ કંઇ જેવાં તેવાં તીર્થસ્થાન ન કહેવાય. નવા કારીગરોની કારીગરીમાં ભગવાનની સુંદર ને આકર્ષક મૂર્તિઓ મંદિરો-હવેલીઓમાં શોભી રહી છે."

મેં કહ્યું "હવે જ્યાં તમે લઇ જાઓ ત્યાં હું તો આવવા તૈયાર છું." મારા પરાવલંબી શબ્દો સાંભળી ડોશી બોલ્યાં "ચાલો ત્યારે પ્રથમ મુંબાઈ જઇ આવીએ." મને બીક લાગતી હતી. દુઃખતો હતું જ અને એ દુઃખરૂપી આભમાં કયારેક કયારેક વીજળીના ઝબકારાયે થતા હતા. ગાડીમાં એક મુસાફરે અમારી વાત સાંભળીને કહ્યું: "તમે કહો છો તે ખરૂં છે ડોશીમા ! જીવન રહસ્યની સમસ્યાઓ બહુ વિકટ છે. દુઃખ સુખ એ માત્ર મનની કલ્પનાઓ છે. અને સ્ત્રી પુરૂષના સંયોગ વિયોગ એ પણ મનની એક ધારણા જ છે-બંધન છે. આસક્તિ અને મમતા એ વિયોગની યંત્રણા છે. સ્ત્રી કે પુરૂષ પોતપોતાની જાત મહેનતથી ઉપાર્જન કરી શકે તો દુઃખ ઓછું. સ્ત્રી તો પુરૂષને આધીન છે, પણ એવાયે દાખલા મળી આવે છે કે પુરૂષ પોતાની પત્નીને આધીન થઇ જાય છે, અને જ્યારે પત્ની મરી જાય છે ત્યારે પુરૂષ પણ વિધવા સ્ત્રીની માફક વિલાપ કરતા વિયોગમાં ઝુર્યા કરે છે."

હું ઘરમાં ઘુંઘટો કાઢતી તેટલો મોટો ઘુંઘટો ગાડીમાં કાઢયો નહોતો. તે મુસાફર-આદમીની વાતોમાંયે મને તો કાંઇક ભેદ લાગ્યો. મે બીજું તો કંઇ ન કર્યું પણ ઘુંઘટો જરા ઉંચો કરી મારાં દુઃખી વદન પર હાથ ફેરવવા લાગી, અને બારીની બહાર મ્હોં રાખી કંઇ જોવા લાગી. મારી સાસુ તે આદમીની વાતોમાં તન્મય બની હતી.

જ્યારે મેં મારૂં મુખ ઘુંઘટામાંથી જરા બહાર કાઢયું ત્યારે તે મુસાફરે મારી સાસુને કહ્યું: "તારી" વહુ તો ભારે ખુબસુરત છે હો ?" મારી સાસુએ માથું ધુણાવીને કહ્યું "પણ તે સારાં પગલાંની નથી. ઘરમાં તેનાં ભમરાળાં પગલાં થયાં તેથી મારો ફુલ જેવો જુવાન દીકરો એકદમ મરી ગયો." આમ કહેતી કહેતી મારી સાસુ રોઈ પડી. હુંયે દુઃખોના ભડકામાં ભુંજાઈ રહેલી, ઉપરોક્ત શબ્દો સાંભળીને રોઇ પડી. અને લાંબો ઘુંઘટો કાઢી મારાં છૂપાં ઉષ્ણ અશ્રુઓ લુછવા લાગી.

તે મુસાફરને ઉતરવાનું સ્ટેશન આવ્યું. તેણે બહુ વિનિતભાવે મારી સાસુને કહ્યું. "તમારૂં દુઃખ તો હું કંઇ મટાડી શકતો નથી, પણ જો તમે આજનો દિવસ અમારે ઘેર રહી જાઓ તો હું બહુ ખુશી થઇશ. આજની રાત તમારી સેવા કરીને કાલની ગાડીમાં પાછાં હું તમને બેસાડી જઇશ" મારી સાસુએ મારા સામું જોયું તો ખરૂં. પછી તે માણસની વાતમાં સંમત થઇને મને ઉતરવાનો હુકમ કર્યો.

અમે તે યાત્રી સાથે ઉતરી પડયાં. સંધ્યાનો સૂર્યદેવ પણ અસ્તાચલ પર પહોંચી ગયો હતો. તેથી સ્વાભાવિક વિશ્રામ લેવાની જરૂર હતી.

તે યાત્રીના ઘરમાં પણ એક ડોશી જ હતી. મારી સાસુની અને તે ડોસીની ઉમ્મર સમાન હતી. અમને જોઇને તે ડોશીએ કહ્યું. "મંગળ ?" મંગળે-તે યાત્રીએ તેની પાસે જઇને કંઇક કહ્યું. શું કહ્યું તે અમે સાંભળ્યું નહિ. ત્યારબાદ તેની માતા અમારી સારી સરભરા કરવા લાગી.

ખાઇ પીને હું જલદી સુઇ ગઈ. મારી સાસુએ મંગળની માતા પાસે કેટલી, સુખ દુઃખની વાતો કરી તેની મને કંઇ ખબર નહોતી; ને એ દાંત વગરની ડોશીઓની ગડબડ ગોટાવાળી વાતો સાંભળવામાં મને રસ પણ પડયો નહિ. મંગળ મારી બાજુમાં આવીને

બેઠો હતો. તે જરા જરા વારમાં મારા સામુ જોતો અને વળી બન્ને ડોશીઓની વાતચીતમાં પણ ભાગ લેતો હતો.

અળધી રાત્રી વિત્યા પછી હું જાગી, તે વખતે મંગળ મારી પાસે આવીને ઉભો હતો. જે ખંડમાં હું સુતી હતી ત્યાં મારી સાસુને કે મંગળની માતાને મેં જોયાં નહિ. હું ભયભિત થઈ ગઇ. ચક્કર આવ્યાં. તેણે જે કહ્યું તે નતો હું સમજી કે નતો મેં સાંભળ્યું. હું ગાભરી બનીને "બા ! ઓ માજી" ! કહી મારી સાસુને બુમો પાડવા મંડી.

મંગળે કહ્યું—"શા માટે ગભરાય છે ? તારી સાસુની સલાહ લઇને જ હું અહીં આવ્યો છું !" હું ધ્રુજવા લાગી. બેબાકળી થઇ ગઇ પણ હિંમત એકઠી કરી બોલી: "ખસી જા, ધૂર્ત ! તું અમારી સાથે કપટ કરવા ઇચ્છે છે ? હુ અબળા છું ને તું બળવાન છે તેથી શું અત્યાચાર કરવા ચાહે છે ? ભલા આદમી ! તારે માટે તે ઉચીત છે?"

મંગળ નીચું જોઇ રહ્યો ખરો, પરન્તુ તે શા માટે ડરે ? શીકાર તો હવે ચુંગાલમાં આવી ચુકયો હતો. તેથી તે નિર્ભય થઇને બોલ્યો. "વ્હાલી મધુરી ! પ્રેમની ઉપાસના કરી કરીને મેં તને મેળવી છે. તું ગમે તેમ કરીશ છતાં હું તને છોડવાનો નથી. તારી સાસુ હવે પ્રસન્ન થઇ ચૂકી છે. કારણ કે મેં તેના હાથમાં એક હજારની રકમ મૂકી છે. તેથી હવે તું મારી થઈ ચૂકી. તું રાજી હો ચાહે કરાજી હો છતાં તું મારી જ થઇ ગઈ છે, તે હવે નહિ મટે."

મેં જે કંઈ સાંભળ્યું તે અંધકારમાં વિલીન થઇ ગયું. જે કંઇ જોયું તે દીવાની જ્યોતમાં સમાઇ ગયું. આંખે અંધકારના પડદા અથડાયા ! હૈયું એકદમ ધબકવા લાગ્યું ! હું બેભાન થઇ ઢળી પડી. ત્યારપછી શું થયું તે ભગવાન જાણે.

જ્યારે મારી મૂર્છા વળી ત્યારે મારી સાસુ અને મંગળની માતા મારી પાસે બેઠી હતી. પ્રાતઃકાળનો ઉજ્જ્વળ પ્રકાશ સમસ્ત

સંસારને ઉત્સાહીત કરતો હતો, ને તે પ્રકાશ હું અભાગણીના ઓર-ડામાંયે આવતો હતો.

મેં મારી સાસુને કહ્યું.—" માજી ! "

તુરત મારી સાસુએ મારૂં મુખ ચુમ્યું. મને તેનાપર કેટલો બધો ગુસ્સો આવ્યો હશે, તે કહેવું કઠીન છે. ફક્ત એક હાથના ઠોંસાથી મેં તેને એવો ધક્કો માર્યો કે તે ચાર હાથ દૂર જઇને ધડાક થતી પડી ! તેના પડવાના ધબકારાથી મારામાં વિશેષ શક્તિનો સંચાર થયો. ફરીથી હું ઉઠી, ને તેને માથે ચઢી બેઠી; પણ મંગળ દોડી આવ્યો. તેથી મારી એ અભિલાષા અધુરી રહી ગઈ. હું ફરી પાછી લાચાર થઇ પડી.

મંગળે કહ્યું–" તેને ગુસ્સો ચઢયો છે. "

મંગળની માએ કહ્યું–" તેની આંખો કેટલી બધી લાલ છે ! "

મારી સાસુએ પણ કહ્યું–" કેવી ડાહી ડમરી મારી વહુ હતી ! અરેરે, આજે તેને શું થઇ ગયું ! તે આવી કેમ થઇ ગઇ ! "

મેં કહ્યું–" મારામાં ભુત ભરાયું છે ભુત ! "

ત્યારપછી એ બધાં એ ભેગાં મળી મને એક ઓરડામાં પૂરી દીધી. તે ઓરડાને એકેય બારી નહોતી. કેવળ એક બારણું હતું. તે બહારથી બંધ કરી તાળું વાસેલું હતું.

આ વખતે મારૂં તન, મન, ધન પરાધીન થઈ પડયું. તે ઘડીએ મને શો વિચાર આવ્યો, ને મારા હૃદયમાં શી શી વેદના થતી હતી તેનું અત્યારે વર્ણન કરવું અતિ કઠીન છે.

ઘટીત ઘટનાઓ જ વિચારોને માટે પર્યાપ્ત છે. આખો દિવસ હું ભુખી તરસી, રડતી કકળતી, માથુ કૂટતી, પછડાતી રહી. જે બાજુ હું જોતી હતી તે બાજુ આભ ફાટી ગયો હતો ! પાતાળમાં પાણી નહોતું ! મારા માટે સહાનુભુતિનો સંદેશો ક્યાંથી ? સૂર્ય ભ-ગવાનનો પ્રકાશ કમાડની સન્ધોમાંથી આવતો હતો. પરંતુ હૃદયનો અંધકાર કેમે કર્યો ભેદાઇ જતો નહોતો આંખે અંધારાં આવતાં હતાં.

મૃત્યુ મારો સ્વીકાર કરે તો સહર્ષ હું તેનું શરણ લેવા તૈયાર હતી. મૃત્યુને પોકાર કરી બોલાવ્યા છતાં ન આવ્યું. તેને ત્યાં મારે માટે જગ્યા નહોતી. કદાચ મારૂં રૂપ અને અવસ્થા જોઇને મારી પાસે આવવાનું સાહસ નહિ કર્યું હોય ! આ વખતે હું અબળાનું કોઈ પણ રક્ષણ કરે એમ નહોતું. પાછી કાળસ્વરૂપીણી સંધ્યા થઇ ગઇ. રાત્રિનો અંધકાર સારી રીતે પથરાઇ ગયો. બારણું ખુલ્યું. મંગળ એક થાળીમાં ખાવાનું અને એક લોટામાં પાણી લઇને મારી પાસે આવ્યો. તેની માતા પણ દીવો મૂકીને ચુપચાપ ચાલી ગઇ. મેં કહ્યું—" મારી સાસુ, અરે મારી બા કયાં છે ? "

મંગળે કહ્યું—" એતો રેલગાડીમાં બેસી ગઈ ને ચાલી ગઇ." હું માથું પછાડતી રડવા લાગી. આખો દિવસ રોઇ રોઇને મારી આંખો સુઝી ગઇ હતી. ભુખી તરસી તો હતી જ. પરંતુ એ ખાવા પીવાની ઇચ્છા જ ખાઈ પીને સંતુષ્ટ થઈ ગઇ !

મેં કહ્યું—" લઈ જાઓ, આ ખાવા પીવાનો સામાન ! અને તમે પણ અહીંથી ચાલ્યા જાઓ " એટલું કહી હું ઘરમાંથી બહાર નીકળી ગઈ. ને નાશી જવાનો પ્રયત્ન કર્યો. પરંતુ મંગળે મને પકડી લીધી. ને તેની માએ જલદી મને ઓરડામાં ધકેલી દઈ બહારથી બારણું બંધ કરી લીધું.

મેં મનમાંને મનમાં શું કહ્યું અને તેઓએ શું સાંભળ્યું તે કંઇ મને યાદ આવતું નથી. પરંતુ મારૂં નૈતિક બળ જરાય ક્ષીણ થયું નહિ. મે એવો મનસુબો ઘડી રાખ્યો હતો કે જો તે માણસ બળાત્કારથી મને વશ કરવા આવશે તો હું જમીન અને ભીંત સાથે પછડાઇને માથુ ફોડી નાખીશ. શું એમ કરવાથીયે મારૂં મ્હોત નહિ આવે ?

મંગળની દશા પણ જોયા જેવી હતી. તે મારા પગમાં પડયો અને બોલ્યો. " વ્હાલી ! તું કોઈ પણ બાબતના ચિન્તા ન કર. જેટલી તું ડરે છે તેટલી તું દુઃખી થાય છે. હું આ ગામનો મા-

લેઠ—જમીનદાર છું. હજારોની તો મારી મિલ્કત છે. મારૂં કોઈ નથી. આ ડોશી છે તે પણ મારી મા નથી. એક આશ્રિત થઇને કેટલોક વખત થયાં મારૂં કામકાજ કરે છે. અને તેની માયાળુ લાગણીથી મને દીકરા જેવો ગણે છે. પરંતુ તે ડોશીયે હવે થોડા દિવસમાં ચાલી જવાની છે. તું મને અનુકુળ થઈ જઈશ તો આ આખા ગામની તું સ્વામિની થઈશ. તારો પૂર્ણ અધિકાર જામશે. તું ભયભિત શા માટે થાય છે? અને તારે મરી જવાનો વિચાર પણ શા માટે કરવો જોઇએ? વળી જે ડોશીને તું તારી સાસુ ગણે છે તે પણ તારી ખરી સાસુ નથી એ બધી વાત હું તને કોઈ સમયે કહીશ. તે કોઈ સોનેરી ટોળીમાંની એક છે અને લોહીના વેપાર કરે છે. તેથી જ રૂ. ૧૦૦૦) મારી પાસેથી લઇને કોણ જાણે ક્યાંયે પલાયન કરી ગઈ!"

મારા હૃદયમાં બમણો આઘાત થયો. પરંતુ આ વખતે ન તો હું બેહોશ થઇ કે ન તો વધારે વિચાર વમળમાં પડી. મારૂં મગજ જડભરત જેવું થઇ ગયું હતું. છતાં એક ઉંડો નિશ્વાસ ખેંચીને આપત્તિઓનો સામનો કરવા તૈયાર થઈ ગઇ. મારાં માતપિતા ભાઇ બ્હેનો વગેરે બધો પીયરનો સાથ સાંભરી આવ્યો. હાય! અંધશ્રદ્ધાળુ હિન્દુ જનતા! મારા પિતાને કન્યાદાનનું પૂણ્ય પહોંચાડવા માટે મને એક કસાઇવાડે બાંધી દેતાં વિચાર ન કર્યો! અહીં મારૂં દારૂણ દુઃખ સાંભળનાર જો કોઈ હોય તો તે મારાજ કાન, અને મારાં રંધાઇ રહેલાં હૃદયની ઉન્હી વરાળ ઝીલનાર જો કોઈ હોય તો તે એક મારૂં મન. ત્યારપછી મંગળે આગળ ચલાવ્યું: "તે ડોશી એમ પણ કહેતી હતી કે તેણે કપટથી તારો વિવાહ કર્યો હતો તેઓ પ્રશ્નોરા બ્રાહ્મણ નથી પણ કાયસ્થ છે. તેનાં એક ગ્રાહક ને એકાદું સ્ત્રી બુલબુલ જોઇતું હતું તે મેળવવા માટે તેઓ તમારાં ગામ તરફ એકાદ વર્ષ થયાં આવ્યા હતાં, ત્યાં તો અકસ્માત તારા કાકાએ તે ડોશીનાં ગ્રાહક સાથે તને પરણાવી દીધી. એટલે તેઓએ ગામ

છોડયું. ત્યારપછી તેનાં બીજાં ગ્રાહકને અદેખાઈ આવી તેથી તારા પતિને ઝેરનો પ્યાલો પાઈને મારી નાંખ્યો. અને હવે તારા શરીરને જ્યાં ત્યાં વેચીને તેમાંથી કમાણી કરવાનો એ ડોશીનો વિચાર હતો. તે તને મુંબઇ લઇ જતી હતી તે શા માટે? તને વ્હાઇટલેનમાં વેચી દેવા માટે! સમજી? પણ એ તો અહીં સોદો પતિ ગયો. રેલ્વેમાં બેઠાં હતાં તે વખતે જ વાત ચોક્કસ થઈ ગઈ હતી. અહી આવીને સોદો પૂરેપૂરો પતી ગયો, ને તું મારી થઇ ગઈ! નહિ તો મુંબઈ જઇને હજારો 'રેગ્રેડ' પુરૂષોની ઠોકરો ખાઇ ખાઇને ચાર દિવસમાં જ તું રામશરણ થઈ જાત!"

આ બધી વાતોએ મારા પર ગજબ કર્યો! હું આમાંનું કંઈ પણ જાણુતી નહોતી. હું તો જનમની ભોળી, રાંક અને વિશ્વાસુ હું. મને આવાં કારસ્તાનની ગમ કયાંથી હોય? મને ભારે ગુસ્સો આવ્યો, ને તે વાત કહેનાર મંગળ ઉપરજ ઉતર્યો. મેં કહ્યું "બસ બહુ થયું! હવે મારે વધારે કંઇ સાંભળવું નથી. બસ, ચાલ્યા જાઓ!" મંગળે વચમાં જ કહ્યું "નહિ તો તું શું કરી લઈશ!" મેં કહ્યું "માથું ફોડી નાખીશ! અને પ્રાણ કાઢી નાખીશ!" મંગળ બોલ્યો: "પણ હું માથું તારે ભાંગવા દઇશ ત્યારેને?" ખરેખર મારા ગુસ્સાનો પાર ન રહ્યો. મારી પાસે ભોજન પીરસેલી થાળી પડી હતી તે એકદમ મેં મંગળ ઉપર ફેંકી. તે બચી ગયો છતાં દાળભાતથી તેનું આખું શરીર ભરાઇ રહ્યું. તુરત મેં લોટો ઉપાડીને તેના ઉપર ફેંકયો. પણ તેના ઘામાંથીયે તે બચી ગયો. લોટો દિવાલ સાથે અફળાઇને ફૂટી ગયો, ને થાળીના ટુકડે ટુકડા થઈ ગયા.

આટલા ધમપછાડા કરીને હું એક ખુણામાં ચુપચાપ બેસી ગઈ. આ વખતે મંગળનો ક્રોધ પણ ભભુકી ઉઠયો. તેણે મને પકડીને બે ચાર ધુંબા—ઠોંસા મારી લીધા. હું નિઃસાસા નાંખતી પડી ગઈ. મને ભય લાગ્યો તેથી મરી જવા માટે હું માથું પટકવા મંડી, પણ મંગળે તેમ કરતાં અટકાવી આખી રાત ઓરડામાં હું

ને મંગળ લડયાં જગડયાં, બુમો પાડીને જાગતાંજ રહ્યાં. બધુંય થયું પરંતુ એ માણસનો હેતુ પાર પડવા દીધો નહિ.

બીજે દિવસે પણ મને એ ઓરડામાં જ કેદ કરી દીધી. અત્યાચારોનાં અખંડ સામ્રાજ્ય આથીયે અધિક પ્રવર્તતાં હશે કે નહિ તેની મને ખબર નહોતી, છતાં મને જે વિતક વિત્યાં તે કંઈ ઓછાં ન કહેવાય. મને મનમાં વિચાર થયો કે હાલના ન્યાયી રાજાનાં રાજ્યમાં સૂર્ય આથમતો નથી તેમ અત્યાચારીઓના અત્યાચારનીયે કોઈ સીમા નથી અબળાઓપર સબળાઓની જબરજસ્તી એટલી બધી થાય છે, કે ભગવાન સસારમાં હોવા છતાંયે પ્રગટ થતા નથી. તે અંતરિક્ષ રહી નિહાળે છે ને પછી રોગ, દુકાળ, આગ, રેલ વગેરે પ્રલય કરનાર વસ્તુઓની સંસારને ભેટ આપે છે.

જો બીદિવસ પણ રોતાં કકળતાં ક્ષીણ હૃદયે – શક્તિહિન શરીરે પસાર કર્યો. માથું ભાંગી નાંખીને આ દેહથી છૂટકો કરી નાખવાની વાત ફરીથી યાદ આવી. પણ એટલામાં તો મંગળે બારણું ખોલ્યું ને તેની મા, અરે નહિ, નોકરાણી સાથે ખાવાનો સામાન અને પાણી લઇને આવ્યો.

આજે મારી ઇન્દ્રિયો શિથિલ થઈ ગઈ હતી. આખો દિવસ ભગવાનને સંભારવાથી તેણે મારી બુદ્ધિમાં કંઇક ધીરજ મૂકી દીધી હતી. ભોજન લઇને મંગળ આવ્યો ને મને વિનવવા લાગ્યો એટલે મેં તો ખાવા માંડયું. પહેલો કોળીયો ભરતાંજ મને જોરથી એક છીંક આવી. હૃદય ધડકવા લાગ્યું. થઇ રહ્યું. મારૂં પતન મારા હાથે જ થઈ ચૂક્યું. આજ રાત્રિના સંગ્રામમાં મારી હાર થઇ. ભોજનમાં કંઈક એવું નાખ્યું હતું કે જેના પ્રભાવથી હું મંગળના હાથનું ફુલ બની ગઈ! મારૂં અસલ ભાન ભુલી ગઇ. મારા પ્રથમના ને આજના સ્વભાવમા કટલા બધો ફરક પડી ગયો તે હું ને મારો ભગવાન જાણી શકીએ. મંગળ તો પ્રસન્ન થયો ને હું રડતી જ રહી.

મનની ભ્રષ્ટતાએ મારા ઉપર વિજય મેળવ્યો. ત્યાર પછી દિવસે દિવસે મારી પ્રસન્નતા માટે વિવિધ સામગ્રી તૈયાર થવા લાગી, ને હુંયે બધું ભુલીને તે સુખ સામગ્રીનો ઉપભોગ કરવા લાગી. મંગળે અગાઉ કહ્યું હતું કે તેની સાથે રહેનારી ડોશી તેની મા નથી એ વાત ખરી હતી. ડોશી તેની કોઈ સગી નહોતી. ધીમે ધીમે આખાં ગામમાં મારો અધિકાર જામી ગયો.—ગામની હું સ્વામિની બની. હું સુખેથી રહેવા લાગી. મંગળનો આનંદ મારામાં અને મારો આનંદ મંગળમાં એક તાર થઇ ગયો. જીવન રહસ્યની સુખી ઘડીઓ અનેક વર્ષનાં પેટમાં સમાઈ ગઇ.

મંગળ ને હું બન્ને વૃદ્ધ થવા આવ્યાં. મને સ્વપ્નેય ખ્યાલ નહોતો કે મંગળ ગુજરી જતાં મારી દુર્દશા થશે. પરંતુ કાળચક્રમાં ઘુમતો એ સમય પણ આવી પહોંચ્યો. બિચારો ભલો મંગળ આખરે મને મૂકીને મરી ગયો. તેનાં અવસાન પછી થોડા જ દિવસમાં મારા ઉપર સરકારની નોટીસ આવી. મેં જવાબ આપ્યો કે " મારે શું કરવાનું છે ? જ્યાં સુધી હું જીવું છું ત્યાં સુધી મારાં ભરણપોષણનો ખર્ચ રહેવાનો જ છે. જ્યારે હું મરી જાઉં ત્યારે બેલાશક આ જાગીરના કોઇ પણ માલિક બનજો. અમારે કંઇ બાળબચ્ચાં નથી કે જે પાછળથી જાગીરના ધણી થાય." આખરે આ વાત મંગળનો શિરસ્તેદાર કે જેનો આ ગામપર હક્ક હતો તેણે મંજુર કરી.

કેટલાંક વર્ષ પછી મારો વિચાર એવો થયો કે થોડું જીવવું છે માટે હવે તીર્થાટન કરી શાન્તિ મેળવું. તેથી રૂ. ૨૦૦) સાથે લઇને ઘેરથી નીકળી પડી.

જીવનમાં પહેલીવાર તીર્થ માટે બહાર નીકળી નષ્ટ થઇ ગઇ. જીવન, જુવાની ખોઇને, ધર્મને લાત મારીને બળાત્કારે ભ્રષ્ટ થઇ ગઈ. પ્રથમનો વિવાહ કપટથી થયો. કપટ કરી મને વિધવા બ-

નાવી તેથી સંસારની કપટ જાળનો હું ભોગ બની ગઈ. તો પણ એટલાં નશીબ સારાં કે ભલા ભગવાને મને મુંબઇ જવા ન દીધી. નહિ તો વ્હાઈટલેનપર ડોકીયાં કાઢવાની બારીઓમાં બેસીને અનીતિના વાવટાઓ ઉડાડવા પડત. રામ, રામ. ભગવાન ! એવા દિવસો કો-ઇનેય ન દેખાડીશ. પેલી ડાકણ મારી સાસુ નહિ પણ પેલા ભવની મારી વેરણ—રાક્ષસી હતી. તેણે દગો કરી મારો વિવાહ ર્યો કને ઝેરનો પ્યાલો પાઇને પેલા બિચારાનો જીવ લીધો. હું રડતી ત્યારે તે તેની માતા હોવા છતાં હસતી હતી. તે એટલા માટે કે મને જી-વતી જાગતી તીજોરી બનાવવાની તેની ઇચ્છા હતી.

રૂ. ૨૦૦) સાથે લઇ ઘેરથી નીકળ્યા પછી મને વિચાર થયો કે ચાલ મારાં માવિત્રોને મળી આવું. હું જબલપુર સુધી આવી. મેં મોટાં શહેરો કદી જોયાં નથી. હું બધું જોવા લાગી. ધુર્તતાથી હું કેટલીયવાર ફસાઈ ગઇ હતી. પરન્તુ હવે તો એવા ધૂર્ત લોકોથી નહિ ઠગાઈ જાઉં એવી મને ખાત્રી હતી. હું બહુજ સાવચેતીથી પગલું માંડતી હતી. પૂર્વ જન્મનાં પાપનું પ્રાયશ્ચિત ભગવાન સમક્ષ નહિ કર્યું હોય તેથી અનાથ વિધવા બનાવી દીધી, છતાં હવે મને કંઈ ખાસ વિપરિત યંત્રણા નહોતી. ગમે તેમ થાય પણ હવે તીર્થાટન તો કરવું એવો મારો ચોક્કસ વિચાર થઈ ગયો. ઘેરથી ની-કળ્યાને હું જબલપુરમાં ભટકવા લાગી. ત્યાં એક હરિનો લાલ મળ્યો તેણે કહ્યું. "ડોશી અમારે ત્યાં રહેવું છે ?

મેં કહ્યું—"દીકરા, મારે તો મારાં માબાપને ઘેર જવું છે."

તેણે કહ્યું—"ક્યાં જવું છે ?"

મેં કહ્યું—"દહાણું"

તેણે કહ્યું—"ત્યાં તારૂં કોણ છે ?"

મેં કહ્યું—"મારૂં પીયર"

તુરત તેણે એક ટાંગાવાળાને બોલાવ્યો. મને બેસાડીને પોતે પણ બેસી ગયો, ને બોલ્યો: "ચાલો ડોશીને હવા ખવડાવીએ. તે કહાણું જવાની છે. તેની પાસે રૂપીઆની રકમ છે તેથી તે કદાચ બદમાસોના હાથમાં ફસાઈ જશે."

મારૂં મન બદલાઈ ગયું. મેં કહ્યું. "ટાંગાવાળા! મને ઉતરવા દે." એમ કહી હું રડવા લાગી. રસ્તે જતાં લોકોએ મારૂં રૂદન સાંભળ્યું. હું સમજી જ ગઇ કે આ લોકો સોનેરી ટોળીના છે. ગાડીવાળે વેગથી ગાડી દોડાવી. કૂટતી, રોતી, કકળતી હું એક ભર બજારમાં ગાડીમાંથી કૂદી પડી. ગાડીવાળે તે વેળા ગાડી ઉભી રાખી. ગાડીમાં મારી સાથે બેઠેલો જુવાનીયો તે વખતે જાણે મારો સગો દીકરો થઈ પડયો! તે લોકોનાં ટોળાંને ગાળો દેવા લાગ્યો ને મારે માટે દયાની લાગણી બતાવવા મંડયો. મેં કહ્યું—"ટાંગામાં બેસી મારે હવા ખાવા નથી જવું. તમે બધા બદમાસ ટોળીના છો, ને મને લૂટવા માટે આવેલા છો." પેલા જુવાનીયે કહ્યું. "અરે, તમે તે ગાંડાં થઇ ગયાં છો માજી! ચાલો, ટાંગામાં બેસી જાઓ."

મેં તેની વાક્પટુતા સાંભળીને કહ્યું "હું વળી તારી માજી શાની? ખસી જા અહીંથી" પણ તેણે મારૂં કંઈ સાંભળ્યું નહિ. લોકોએ પણ તેને ટેકો આપ્યો. તેઓ પણ કહેવા લાગ્યા કે "ડોશીનું મગજ ફરી ગયું છે" હું વળી પાછી ભારે આફતમાં આવી પડી. મેં બહુ બહુ કાલાવાલા કર્યા પણ કોઇએ મારૂં સાંભળ્યું નહિ. મારે પાગલ બનવું પડયું ને ટાંગામાં બેસીને ભવિષ્યની યત્રણાઓ સામે ફુઝેડ મચાવવા માટે તૈયારી કરવી પડી. ટાંગામાંથી કૂદી પડવાથી મારાં હાડકાંઓમાં કળ ચઢી ગઈ હતી, તે વેદનાનું મને કોણ ઓસડ બતાવનાર હતું? આખરે જ્યાં માણસનો પગરવ નહોતો તેવી એક સાંકડી ગલીમાં મને ઉપાડી ગયા ને મારૂં બધું ધન (રૂા. ૨૦૦) લૂંટી લીધું! સૂર્ય ભગવાન જોઈ રહ્યા હતા. મકાનો ઉભાં ઉભાં દેખતાં હતાં. પવન દેવ પણ સુસવાટા કરી રહ્યા હતા. પોલીસે મને

ટાગામાંથી ઉતરતાં જોઈ હતી. બધાં લોકોએ મારૂ કહેવુ જૂઠું માન્યું ને પેલા ધૂર્તનું કહેવું સાચુ માન્યું. મને પુરેપુરૂં ભાન હોવા છતાં મને પાગલ ગણી કાઢી. આ ઉપરથી મને તો ખાત્રી થઈ ગઈ કે સંસારમાં ગરીબનું કોઈ ઠેકાણું નથી. અબળાઓનું કોઇ બેલી નથી. નથી તેઓને માટે ઉચ્ચ શિક્ષણનો પ્રબંધ કે નથી તેઓમાં આત્મબળનું ઓજસ. ડગલેને પગલે તેઓને માટે પરતત્રતાની બેડીઓ જ તૈયાર છે. તેઓના પર કોઇનો વિશ્વાસ નથી. તેમ ખુદ પોતે પણ પોતાનું રક્ષણ કરવા સમર્થ નથી. સ્ત્રીઓની બુરી દશાનું બ્યાન હું કેટલુંક કરૂં?

હું મારાં પીયરનાં ગામમાં તો જઇ આવી. ત્યાં કોઈ નથી. સાંભળ્યું છે કે તે લોકો શહેરમાં રહેવા ગયાં છે. તેઓને શોધવા માટે આજે છ, સાત વર્ષ થયાં રખડું છું. ભીખ માંગીને ખાઉંછું, ને મુંગીમંતર પડી રહુંછું. મને હવે કોઇનો મોહ રહ્યો નથી. એક વખત વિચાર આવ્યો કે ચાલ ફરી પાછી મંગળની લીલાભૂમિમાં જઇને રહું, પરંતુ ત્યાંયે હવે તો ભારે દુર્દશા છે. રૂા. ૨૦૦) આપ્યા પછી તેઓએ વર્ષાસન આપવાનું બધ કર્યું છે. મારી જાગીર સરકારે હાથ કરી લીધી છે. તેથી ભીખ માગીને ગુજારો કરૂંછું. ને મોત માગુંછું. આ મારી પાપ કહાણી તમને કહી નાખી. ઇસ્પિતાલમાં મરી ગઈ હોત તો મારી આ દુઃખદ કથા કહેવાની રહી જાત. બસ હવે મરી જઇશ તો કઈ વાંધો નથી. મારા પિતા કન્યાદાનનું પૂણ્ય કમાઇને સદ્ગતિ પામ્યા હશે. પણ સાથે આ જન્મમાં જ મારી દુર્ગતિ થઈ છે તેનો તેઓની પાસેથી કંઈ જવાબ લેવામાં નહિ આવે? બિચારી બાળાઓ દુઃખમાં સબડવાને જ અવતરે છે. હવે મારાં કર્મની કહાણીનો કરૂણ કાંડ અહીં પુરો કરૂંછું."



# ૧૬: રામબાઇનો રામકહાણી



"એકાદ અનુભવની વાત સાંભળશો ? પણ સાંભળીનેય શું કરશો ? જગત્ સુધર્યું નહિ ને સુધરવાનુંય નહિ. સબળાનો ભોગ નબળો એ આ જમાનાનું ધોરણ છે. હિંદુસમાજ ન્યાયી ક્યારે થશે ? મને ન્યાય નથી મળ્યો. શી રીતે ? સાંભળો મારી અંગત આપવિતી ! આમ પોતાની વાત જાહેર કરવી એ બહુ દુઃખદ પ્રસંગ છે પણ નછુટકે તે જનસમાજના કાને નાખ્યા વિના મારા આત્માને કળ નથી વળતી.

હું હાલાઇ લોહાણા જ્ઞાતિની એક વગર વાંકે ત્યજાયલી બાળા છું. હાલ મારી ઉમ્મર ૧૮ વર્ષની છે. કાઠિયાવાડમાં વરતુ નદીને કાંઠે આવેલાં એક ગામમાં મારો જન્મ થયો હતો. મારા પિતાજી રામના ભક્ત છે. એમને આધેડ વય સુધી કંઈ સંતાનસુખ પ્રાપ્ત થયેલું નહિં છતાં તેઓ કદી વ્યગ્ર થતા નહિ. "રામની માયા છે, બધું રામનું છે, તેને મારી ને આખા જગતની ચિન્તા છે." એમ કહી મારા પિતા, ભગવાન રામચંદ્રની અહર્નિશ ઉપાસના કરતા. આખરે રામને ચિન્તા પડી. ને એ રામની કૃપાનું ફળ તે હું. પુત્રીનો જન્મ તે પણ શત પુત્રના લાભ જેવો મારા પિતાને લાગ્યો. રામની કૃપાથી મારું મુખ જોયું માટે મારું નામ 'રામકુંવર' અથવા

રામબાઇ પાડયું, ને મને લાડકોડથી ઉછેરી મોટી કરી. પણ પછી રામની કૃપા વધારે ઉતરી. હું બીજી બે બ્હેનો ને બે ભાઇઓની બ્હેન થઈ.

હું સાત વર્ષની થઇ એટલે અમારા ગામની ગામઠી નિશાળે મને ભણવા જવાની તક મળી. ઘર આંગણે પણ મારા પિતાજી થોડું થોડું શીખવતા. ત્રણેક ચોપડી ભણી, ને વાંચતાં લખતાં સારી રીતે આવડી ગયું એટલે નિશાળ અને અભ્યાસ, બધું છોડી દેવાયું. ને મને 'પારકી' કરવા માટે પ્રયાસ થવા લાગ્યો. અત્રે મારે જણાવવું જોઇએ કે કાઠિયાવાડમાં એક અંધશ્રદ્ધા પ્રવર્તે છે. અને તે એ, કે ભલે એક પુરૂષ કીડાનો ખાધેલ હોય પણ એક સફર આફ્રિકાની કરી આવ્યો એટલે ખલાસ ! તેને માટે પછી ઝાઝી તપાસ કરવાની ન હોય. જે પરદેશ જઈ આવે તે "પરદેશીયો" કહેવાય. અને તે સર્વકળામાં પાવરધો થઇ ગયો લેખાય. તેથી કન્યાઓનાં માબાપ તેને જમાઇ કરી લેવા માટે આકળ વિકળ થઇ જાય! મારાં માતા પિતા પણ આ અંધશ્રદ્ધાથી મુક્ત નહોતાં.

અમારા ગામથી આઠેક માઇલ દુર, ત્રિવેણી સંગમપર આવેલાં એક ગામમાં મારા પિતાને 'પરદેશીયો' મૂરતીયો લાધ્યો ! વિશેષ કંઈ તપાસ ન કરી, માત્ર તે દોઢ વર્ષ પરદેશ (આફ્રિકા) જઇ આવ્યો, માટે મારાં માતાપિતા તે ન્યાતિલાનાં ઘરમાં સોનાનાં નળીયાં દેખી ગયાં! વેવિશાળની વાત દશ પંદર દિવસ ચાલ્યા પછી સગપણ થઈ ગયું. ને ત્રણ મહિનાના ગાળા પછી તો મારાં માબાપ બ્રાહ્મણ, અગ્નિ ને બન્ને પક્ષનાં મોટાં સાજનની સાક્ષીએ કન્યાદાન પણ દઇ છૂટયાં. આ વખતે હું ૧૧ વર્ષની હતી.

સગપણ વખતે કે લગ્ન સમયે કન્યાની સંમતિ લેવાનો રિવાજ હિંદુસમાજમાં નથી. કુમારિ દીકરી માબાપની મિલ્કત લેખાય છે, એટલે તેઓ દોરીને જેનાં હાથમાં સોંપે તેના આશ્રયે ભાવનાઓનાં ખુન કરી નાખીને કે પછી વિચાર વગરનાં થઇને પણ રહેવું જ

જોઇએ. અને તે પણ એક સુકન ઉચાર્યા વિના. આ વાતમાં કોઇ છોકરી માથું મારે તો તે વંઠી ગઇ કહેવાય.

મને સાસરે વળાવી. ને મેં મારા પિતાનું ગૃહમંદિર છોડયું. આજ દિન સુધી મેં એકેય પરગામ જોયું નહોતું. આજથી હું પરાયું ધન થઇ. પિતાનું ઘર, અને જન્મદાત્રી માતા તથા બાળ સખીઓને છોડીને જતાં જે દુઃખ થયું તે વર્ણનાતિત છે. રડી રડીને આખરે એ વિયોગનું દુઃખ શમાવ્યું. અને તે શિવાય પરાધીન જન્મેલી હિન્દુ દીકરીનો ક્યાં છુટકો છે ?

મારાં સાસરાંના ઘરમાં અમે બે માણસ, જેઠ જેઠાણી, અને એક વિધવા જેઠાણી, એટલાં માણસ હતાં.

વાંચવા લખવાનું આવડયા પછી કંઇકંઇ વાંચવાની મારી જીજ્ઞાસા વધી. પિતાને ઘેર એક પડોશી છાપા મંગાવતા. હું તેનાં જરીપુરાણાં છાપાં લઇ આવીને મારી પેટીમાં સંતાડી મૂકતી. ને તેમાં છાપેલી વિગતો સમજી શકું નહિ તો પણ વારીવારીને વાંચ્યા કરતી. ને અક્ષર સુધારવા માટે તેમાંનો એકાદ પેરેગ્રાફ સારા અક્ષરથી લખી નાખતી. બસ, મારા આ કાર્યક્રમમાં હું અનહદ આનંદ જોઇ શકતી, ને જગતને ભુલી જતી.

સાસરે આવી ત્યારે મારી પેટીમાં થોડાં છાપાં ચોપાનીયાં સંતાડીને લેતી આવી. કારણ કે એ મારા માનસિક આનંદ સાથે મને જીવ સટોસટનો સંબંધ હતો. સાસરે આવ્યા પછી એક બે દિવસ તો મેં વાંચ્યું. પણ સાસરીયાંને તે ન રૂચ્યું. મારા પતિને માત્ર કક્કાનું જ્ઞાન હતું. છાપાંમાંના કાળા અક્ષરને તે ભેંસ બરોબર સમજતા! તેથી મને ઉત્તેજન આપી શકે ખરા ? તોપણ ઘરમાં હું નવીસવી હોવાથી ખાસ કંઈ પ્રતિબંધ સાત દિવસ સુધી ન થયો. પછી મને ઘરકામ વધારે સોંપવામાં આવ્યું. વાંચવાની લગનીને લીધે ઢગલાબંધ કામ હોય તોપણ હું સપાટામાં કરી લેતી ને વાંચવાનો થોડોક પણ વખત મેળવી લેતી. આવી રીતે બીજા આઠ દિવસ વિત્યા પછી મારો એ માનસિક આનંદ

લુંટી લેવામાં આવ્યો. હું એક ખુણામાં ગુપચુપ વાંચતી બેઠેલી ત્યાં મારા પતિ આવ્યા ને બોલ્યા. "ફેંકી દે એ થોથારીયું?" બાયડી માણસને વાંચવું કેવું ? પાસે મારી મોટી ભાભી બેઠી છે તેની તો શરમ રાખ? તું ભણેલી છે એવી મને ખબર હોત તો હું ઘોળેધરમે પણ તને ન પરણત! હું જાણું છું કે ભણેલી બાયડીઓ, ભાયડાને ઉંઘતો મૂકીને નાશી જાય છે! અને તેઓને બધા રસ્તાઓની સુઝ પડી જાય છે. સારૂ કહું છું કે આવો અવિવેક નહિ ચાલે મારા ઘરમાં! કુટુંબનાં વાતો કરે છે કે આવતાંવેત બાયડીને ટીપણું સોંપી દીધું, એ ઘરની આથમતી દશા કહેવાય! બાયડીઓ કામ કરે કે થોથાં ઉકેલે ? આપી દે, જેટલાં હોય તેટલા! લાવ, કુંચી લાવ પેટીની! હું બધાંને દીવાસળી ચાંપી દઊં! કયાંય જુએ છે અમારા કુટુંબમાં આવો અવિવેક! તારો બાપ ભગત છે ને તને ભણાવી છે એ મે હવે જાણ્યું." "પણ નવરાશે હું ન વાંચું? હું બધુ ઘરકામ કરીને પછી જ વાંચીશ. મને પા કલાક પણ વાંચવા દેજો, હુ તમને બધાંને પગે પડું છું. તમે કહેશો તેટલું કામ હું કરીશ. અરર! મારૂ વાંચવાનું બાળી મૂકશો? શું કરવાને ? મને સારાં કપડાં દાગીના ન લઇ આપો તો મારે ન જોઇએ, પણ મારૂં વાંચવાનું મારી પાસે રે'વા દો. તમારી દયા માગું છું. તમે કહેશો તો હું કોઇના દેખતાં નહિ વાંચું." મેં પ્રણિપાત કરી કહ્યું તોય એમણે મારાપર રહેમ ન કરી.

"હં, ઠીક, આજે આટલું ને કાલે કહેશે કે મને ફરવા જવાદ્યો ને ? તું મારા સામું બોલે છે કેમ ? હું કહું તે જ કરવાનું છે. તું મને પરણી છે. આ ટીપણાંને નથી પરણી, સમજી! હું મુખત્યાર છું. ચાલ, અત્યારે જ કાઢી આપ એ તારૂં પેટ બળ્યું વાંચવાનું! અને નહિ તો વાંસો ધરવો પડશે, ને આંસુ પાડવાં પડશે તે જુદાં!" બળજબરીથી મારી પેટીની ચાવી લઇ લીધી, ને એ બધું મારૂં વાંચવાનું કોણ–જાણે ક્યાંય ગુમ કરી દીધું! પ્રભુ, પ્રભુ! મારા મનનો આ નિર્દોષ આનંદ લુંટી લેવાયો! હવે મારે કોના દીલાસે દુઃખ ભુલવું? આવું જીવવા કરતાં તો મરી જવું,

એ જ સુખકર છે. કુંવારિ હતી ત્યારે ગુન્હેગાર નહોતી. બસ, પરણી એટલે હું ગુન્હેગાર ઠરી, ને મારો માલેક મારી લાગણીઓપર ગમે તેટલો કાપ મૂકે, અપમાન કરે, અત્યાચાર કરે, બળાત્કારે લોહી ચુસી લે તોય મારાથી કંઈ ન્યાય ન માગી શકાય! અરેરે! આવા ઘરસંસાર કોણે કર્યા હશે? કોઈ હત્યારાંઓએ પ્રથમ ઘર માંડયું હશે. નહિ તો આવાં ખુન ન પીવાત! મારૂં મન ચકડોળે ચડયું. હું ભાન ભુલી ગઈ! મને સ્વમાન ઘેલીને વધારે લાગણી તો એ થઈ આવી કે મારી એક પણ દલીલ તેઓ કાને ન ધરે? શું મારી કંઈ ગણતરીજ નહિ? પણ હિન્દુ ગૃહસંસાર અમુક જાતમાં કતલખાનાં છે એવી મને ખબર નહોતી. આજ મારીયે—[મારી ભાવનાઓની] કતલ થઇ! આ વસમી ઘડી વિસારી વિસરતી નથી. ઘણીવારસુધી રડીરડીને હૃદય ખાલી કર્યું. હવે પછી પાંચ મિનિટ પણ મને ફુરસદ ન મળે એવી તેઓએ યોજના કરી. અને તે એ, કે કણુકું સાફ કરવા માટે ગુણીઓ મારે માટે મંગાવી. ચારમણની એક ગુણી. આ એક ગુણી કણુકું સાફ કર્યાનું મહેનતાણું સવા રૂપીઓ મળતું, તે તેઓ પરબારો લઈ લેતા. આ કણુકું એટલે ચાર છ જાતનો દાણો—કઠોળ વગેરે ભેળાં ભળી ગયાં હોય તેને ચાળી ઝાટકીને જુદાં પાડવાં. ઘરકામથી પરવાર્યા પછી હું આ ધુળ ફાકવા-કણુકું સાફ કરવા બેસતી, તે સાંજ સુધી. સાંજે પાછું રસોડું સંભાળતી. આમ રહેતે, રહેતે મારૂ જીવન એક પેટભરી ગુલામડીના જેવું થઇ રહ્યું, અને લુગડાં રોટલા મળતા એટલે હું બધું સહી લેતી—સહન કરવામે ટેવાઇ ગઈ. આટલું કર્યા પછી મારે માટે એક આશ્વાસનનો શબ્દ તો શું પણ નિર્દોષ હાસ્ય કરવાનોય મને હક્ક નહોતો. પછી લાગણીઓની કતલ થઈ ગઇ તેથી મારાં વાંચનનો વિયોગ પણ વિસારે પડયો. શું કરૂં? અહીં મારો કોઈ ઉપાય નહોતો. સમાજે મનાવેલો, ને માબાપે જીવતાં જીવત સોંપેલો પ્રભુ-મારો માલિક જે જે અત્યાચાર કરે તે સામે મારી દલીલ ન હોય.

પણ ઘરનાં વાતાવરણમાં હવે એક વિશેષ આંદોલન ઉમેરાયું. અને તે એ, કે હું નજીવું ભણેલી હતી તે માટે તેઓને બીક લાગવા માંડી અને તેથી બ્રિટિશ સલ્તનતની જેમ જાસાની નીતિ મારે માટે અખત્યાર કરવામાં આવી. એક સેકન્ડ પણ મને એકલી મૂકતાં નહિ. એકલી મૂકે તો વળી કદાચ હું મારા પિતાને કાગળ લખી દઉં, ને કોઇને ઘેર જવા દે તો કદાચ હું આવા જુલમની કોઇને વાત કહી દઉં, આવો તેઓને શક પેસી ગયો. જુલમીઓનાં હૃદય હંમેશ ફણીધરની પેઠે ડંખતાં જ હોય છે.

મારા જેઠ તો પરદેશમાં જ રહેતા. તે પરણીને ૬ વર્ષ થયાં ગયા છે તે હજુ આવ્યા નથી. મારાં જુવાન જેઠાણીને દેશમાં જ રાખી ગયા છે. અહીં લગ્નનું કામકાજ મારા કાકાજીના છોકરાઓએ ઉકેલી આપેલું.

હવે પછીની વાત જરા ચોંકાવનારી આવે છે, પણ તેથી કોઇને શંકાશીલ થવાનું કારણ નથી. અજ્ઞાન દેશમાં તે સાધારણ વાત મનાય છે. અને હિન્દુસમાજના અધઃપતનની એ ખાસ નિશાની છે !

બાબત એ છે કે હું પરણીને આવી તેની પહેલાંનો મારાં જેઠાણી સાથે તેના દીયર [ મારા પતિ ] નો અનિષ્ઠ સંબંધ હતો. ને મારા આવ્યા પછી પણ તેને આપેલાં વચન મુજબ મારા પતિએ, એ વ્યવહાર ચાલુ રાખ્યો. મારા પતિ મારી જેઠાણીની આંખે જોતાં, તેના કાને સાંભળતા, ને તેનાં જુઠાં વચનને પણ સોના મહોર જેવાં માની લેતા. મારાં પતિસુખમાં આ ઝેર પ્રથમથી જ રેડાયું હતું. મારાં વિધવા જેઠાણીનો પણ આ કાર્યમાં હાથ ખરો.

મારા જેઠને આ બીજીવારની સ્ત્રી છે. પહેલી સ્ત્રીની થોડી હકીકત આ ક્ષણે કહી દેવી ઉચિત છે. તે વખતે મારા સસરાજી હયાત હતા. પરણ્યા પછી મારા જેઠ પરદેશ ચાલ્યા ગયા. ચાર વર્ષ થઇ ગયાં તો પણ ન પોતે આવ્યા, કે ન મારાં જેઠાણીને તેડાવ્યાં. કાગળમાં એમ લખતા કે ' અહીં પરદેશમાં બૈરાંને સાથે રાખવામાં

બહુ ખર્ચ આવે છે. માટે હું થોડો વખત દેશમાં આવી જઇશ.' પણ લખ્યા મુજબ તે આવી શકતા નહિ. એટલે એક કમનશીબ બનાવ બન્યો !—મારાં જેઠાણીથી કયાંક ન ઇચ્છવા યોગ્ય કામ થઈ ગયું ! તેનાં શરીરના ફેરફાર ઉપરથી મારા સસરાજીને ખબર પડી ગઇ ! એટલે મારા જેઠને કાગળ લખ્યો કેઃ 'તું આવતો કેમ નથી ? તારો વાંક છે. ને તારૂં ઉંધું વળવા બેઠું છે ! તારા ઘરમાં આમની વાત આમ થઇ છે ! હવે શું કરવું ? તું જલદી રવાના થજે." બીજા બે મહિના વહી ગયા. પરદેશનો કોઈ કાગળ ન મળે ! પછી છેલ્લો કાગળ આ પ્રમાણે લખ્યો. 'તને કંઇ ભાન છે ? હું સાફ કહું છું કે મારા ઘરમાં બાળહત્યા કરાવી ને હું પૂર્વજોને નર્કગામી નહિ બનાવું ! પણ આ તારી વહુને સ્વજ્ઞાતિના બીજા કોઇ પુરૂષને આપી દઇશ, ને તે બાળકનાં પ્રાણ બચાવીશ ! આ બાબત હવે તને છેલ્લો પત્ર !"

મારા સસરાજી પરમદયાળુ હતા અને સંજોગોનું વાતાવરણ સમજી શકતા. વહુ આવાં સંકટમાં આવી પડી તેમાં મુખ્ય ગુન્હો તેણે પોતાના પુત્રનો ગણ્યો.

આખરે એક ગરીબ પુરૂષ સાથે આ બાઇનો સંબંધ કરી આપ્યો. અને તે મુળ મુદ્દાની ચોખી વાત તે પુરૂષને કહી દીધી, તે તેણે સ્વીકારી લીધી. અત્યારે તે બાઈ ત્રણ દીકરા રમાડે છે, ને સાધારણ રીતે સુખી છે.

આ કામ પાર પાડયા પછી મારા સસરાજીએ મારા જેઠને બધી હકીકત લખી જણાવી. કાગળ વાંચ્યા પછી તે જ દિવસે ઉપડનારી સ્ટીમરમાં મારા જેઠ આગળાં કરડતા દેશમાં આવ્યા. ને તે સ્રીનું તથા તેને રાખી લેનાર માણસનું ખુન કરી નાખવા માટે જીવ પર આવી રહ્યા. મારા સસરાજીએ ખરી સ્થિતિનું બ્યાન કરી શાન્ત પાડયા. ને ત્રણ મહીના પછી બીજીવાર પરણાવ્યા. છ મહિના દેશમાં રહ્યા બાદ એ બીજીવારની સ્રી [ મારી જેઠાણી ] નેય દેશમાં રાખી પોતે પરદેશ ચાલ્યા ગયા. તેને આશરે ૬ વર્ષ થઈ ગયાં. મારા સસરાજી પણ દેવલોક પામ્યા.

આ દીયર ભોજાઇ [ મારા પતિ અને જેઠાણી ] નાં વર્તનની છૂપી વાતો ગામમાં થવા લાગી. અને એ વાતો બંધ થાય એટલા માટે એક દેખાડવાની બૈરી રૂપે મારા પતિએ મારો સ્વીકાર કરેલો. અને પોતાનું પ્રથમનું વર્તન કાયમ રાખ્યું. લક્ષ્મણ જેવા દીયરો ને સીતા જેવી ભોજાઈઓ આ સમાજમાંથી સદા ને માટે વિદાય થઈ ગયાં છે. પ્રભુ ! પ્રભુ ! તું કાળ સ્વરૂપ થઇને હવે આ સમાજને ગળી જા ! તેના ફનાફાતીયા કરી નાખ ! નથી જોવાતું નજરે. હું મારી નજરે એ ઉભયનાં નખરાં જોઇ રહેતી. પણ એક હરફ ભણવા જેટલોય મને અધિકાર નહોતો. આવાં પશુઓને ભવિષ્ય ભયંકર નહિ ભાસતું હોય ?

તેઓને મારો વિશ્વાસ નહોતો. વાત ક્યાંય બહાર ન જાય તે માટે મને ઘરમાં ને ઘરમાં કેદ કરી રાખતાં. વાડામાં જવું હોય ત્યાંયે મારાં વિધવા જેઠાણી સાથે આવતાં. આ ભેદ કયાંક ખુલ્લો થઈ જશે તો ? એવી તેઓને દહેશત લાગતી. મારી સાથે મારા પતિને હસવા બોલવાનું નહોતું. બહારથી મારા માટે પારકું કામ લઈ આવતા તે, આજ્ઞા મુજબ મારે કરવાનું હતું. હૃદયમાં કોઇ અકથ્ય આગ સળગતી, પણ ચોમેર ભયંકર અંધકાર હતો ! હું અનાથ હતી. મારો પક્ષ નહોતો, પારકા ઘરમાં મારે જીવન પૂરૂં કરવાનું હતું. હું શું બોલું ? ને બોલું તો મુંઢ માર અને ભુખનો ત્રાસ વેઠવો પડે ! આટલા ઘુંટડા ઉતાર્યા છતાંય મારાં માનીતાં જેઠાણી મારી વિરૂદ્ધ કંઇ કંઈ વાતો કરી મારા પતિને ભંભેર્યા કરતાં, ને તે નરપિશાચ પોતાનું પુરુષત્વ મારા ઉપર અજમાવતો.

એકાદ પ્રસંગ અહીં કહી દઉં. એક દિવસ મારાં જેઠાણીએ મારા પતિને ઉશ્કેરવા માટે કહ્યું: " આ રાંડની જણી કેવી છે ! તમને ખબર છે ? આપણે એકલાં કંઈ વાત કરતાં હોઇએ તે સાંભળવા માટે તે ખુણે ખાંચરે ભરાઇ ઉભે છે. ને ક્યારેક મારા સામું જોઇને હસે છે. તેને તમારાથી કંઇ કહેવાતું નથી ? " ઉપરોક્ત વાક્યો મારા

પતિને ખણાનાં સુત્રો સમાં લાગ્યાં ! તુરત મારા સામે આંખો કાઢી. એક ઓરડામાં મને પરાણે ઘસડી ગયા, ને ડાબા પગની ચાર છ લાતો જોરથી લગાવી પોતે બહાર નીકળી ગયા. ઓરડાને તાળું વાસી દીધું. હું બેહોશ થઈ પડી ગઈ. ત્રણ દિવસ ને બે રાત ગઇ. મને કોઇએ અન-જળ ન આપ્યું. ત્રીજે દિવસે સાંજે પ્રભુએ ધા સાંભળી. વાત મારાં ફોઇજીએ જાણી હશે. તેઓ આવ્યાં ને મારા પતિને કહ્યું: "છોકરા, તારો દિ ફરી ગયો છે ! પારકી દીકરીને આમ મારી નાખીશ તો લોકો તને વીંખી ખાશે, ને તારૂં ઘર ધોવાઇ જશે ! ચાલ, ઉઘાડ તાળું ને કાઢ તેને બારણે ! તારાથી પેટ ન ભરાતું હોય તો તેને મારે ઘેર મૂકી જા ! અક્કરમી કંઇ અક્કલ છે તને ? છકેલ, ભામટા ! " મારાં ફોઇજી ખુબ ઉખડયાં.

"બસ બહુ થયું, ફૂઈ, જાઓ તમારે ઘેર. અમારા ઘરની પંચાત કરવા તમારે ન આવવું, બસ ન આવવું." મારા પતિએ રૂવાબબંધ સંભળાવી દીધું, પણ ફોઇજી ગાંજ્યાં જાય ?

"અરે જાને પંચાતવારીના ! તું મારા સામે બોલનાર કોણ ? ત્રણ બદામના વાંદરા !" કહી હોહા કરી મૂક્યું. ફોઇજીએ કેટલીક ફોજ ભેગી કરી. આખરે મને કેદ કરી હતી તે ઓરડાની ચાવી લઇ લીધી. લઇને તુરત ફોઇજી પોતાને ઘેર ગયાં, ને ધાટી છાશનું એક તાંસળું ભરીને ઝપાટાબંધ પાછાં આવ્યા. ઓરડો ઉઘાડયો, મને છાશ પી જવાનું કહ્યું. દૂધ જેવી મીઠી છાશ પીધા પછી પેટમાં ટાઢક વળી. બાદ અંધારી કેદમાંથી મને છોડવામાં આવી. બાજી બગડી ગયેલી તે સુધારી લેવા માટે મારા પતિએ ફોઇજીને નમી દીધું. સત્તાને કોણ નથી નમ્યું ? મેં સત્તા અજમાવી હોત તો આજે જુદું પરિ-ણામ જોત. પણ હિન્દુ દીકરી, વહુ થઇને આવતાં, તુરત જ તેની સત્તા, તેનું સ્વાતંત્ર્ય હણાઈ જાય છે તે પાછું ભાગ્યેજ સજીવન થતું હશે. હું એ હરોળમાં હતી. માત્ર વૈતરૂં કરવા માટે મને રાખવામાં આવી હતી, એ તો હું પ્રથમ કહી ચૂકી છું. મારાં જેઠાણી તણખલું

તોડીને એ ન કરતાં, તે માત્ર રંગરાગમાં મશગુલ રહેતાં. પરદેશમાં મારા જેઠને આ બાબતની ખબર પડી હશે કે નહિ,તે કંઈ જણાયું નથી. તેઓને કોઇ આ વાત લખે તો પણ માને નહિ. તેનું ધ્યાન માત્ર ત્યાંના વ્યાપાર વ્યવસાયમાં, ગુંચાઈ ગયું છે. પાછળનાં કોઇનો તે ભાગ્યે જ વિચાર કરતા હશે.

દરરોજ એ નફ્ટ જેઠાણીના પગ ચાંપવાની મારા પતિ મને ફરજ પાડતા ! એ પાપિણીના પગને હાથ લગાડતાં મારા હૃદયના ચુરેચુરા થઇ જતા, પણ કેમ કરવું? માલિકની આવી આજ્ઞાએ ભયની મારી કેટલીય હિન્દુ બાળાઓ શિરોધાર્ય કરતી હશે!

"તમારા પગ ચાંપવાની મારી ફરજ છે, એમના નહિ" આટલું પૂરૂં વાક્ય કહી સંભળાવવા જેટલીય મારામાં હિંમત નહોતી.

હું છેક હૈયાં વગરની થઇ ગઈ.

એમના (મારા પતિના) પગ ચાંપવાની હું ભિક્ષા માગતી ત્યારે સાફ ના કહીદેતા, ને મારાં જેઠાણીના પગ ચાંપવાની જોર જુલમથી મને ફરજ પાડતા. અને જેના બુરા પ્રતાપે મારા સંસારમાં વિષ વેરાયું હતું, તેના પગ પરાણે હસતું મ્હોં રાખી મારે ચાંપવા પડતા. આત્મા કકળી ઉઠતો, અમંગળ શંકાઓ થતી, ને જાણે મારૂં મ્હોત ભમતું હોય એવા ભય ભરેલા વિચારો, ને ભયંકર સ્વપ્નાં મને આવતાં. આવા સંજોગોએ મને ભુતડી જેવી બનાવી દીધી. વળી કયારેક વિચાર આવતો: 'શું પ્રભુ રાત ઉપર રાત પાડશે? મારો સમય કોઇ દિવસ નહિ આવે! સખ્ત તાપ પડયા પછી જ વરસાદ થાય છે – કસોટીથીજ માણસની કીંમત અંકાય છે. મારી કદર પણ પછી સમજાશે, ને પાપીલોકો મ્હોંતોડ પસ્તાવો કરશે. મારે પસ્તાવાનું નથી. મારી સ્થિતિ પવિત્ર હોવાથી ઉચ્ચ છે. દુઃખના ખારા મોળા દિવસો હવે કેટલો વખત ટકવાના? દુ;ખમાંય પ્રભુને કોઇ નવો પદાર્થપાઠ શીખવવાનો હશે, આવા વિચારે વળી ધીરજ ધરતી, ને ટાઢું શીળું જે કંઇ ખાવા મળે. તે પકવાન જેવું માની લેતી. "સાસરાનો

સુકો રોટલો સારો પણ પીયરનાં પકવાન ભુડાં! સાસરાની ઝુંપડી તે મહેલ ને પીયરના મહેલ તે ખંડેર.” એવું નાનપણમાં જ મારાં માતુશ્રીએ મને ભણાવ્યું હતું. તેથી સાસરાનું ઉતરી ગયેલું ધાન ખાઇને પણ હું મને નશીબદાર લેખતી. પણ ફોઇજી એ મારો પક્ષ લીધો તે દિવસથી મારા પતિની ને મારાં જેઠાણીની આંખોમાંથી મારાપર ખુન વરસતું, ને હવે પછી મારા માટે શું પગલાં લેવાં તેના વિચારમાં તેઓ હતાં. મારાં જેઠાણીને એક એ પણ બીક હતી કે કોઇ દિવસ પણ આ માણસ [મારા પતિ] તેનો (મારો) થઈ જશે, અને તે માટે મને અળગી કરવાની બાજી તેઓ રચતાં પણ હુંયે ટેવાઈ ગઇ એટલે મને પીયરથી તેડું આવે તો પણ જતી નહિ. બસ, અહીં મરવું ને અહીં તરવું એવો મેં દૃઢ સંકલ્પ કર્યો. કોઇ દિવસ પણ પ્રભુ નરસા માંથી સારૂં કરશે એવો મને વિશ્વાસ હતો. તેઓના જુલમો સામે ટક્કર ઝીલું એવી ખામોશ મારામાં વસી ગઇ. કામકાજનાં વૈતરાંથી હું કંટાળતી નહિ ને તેઓના છણકામાંથીય હું આત્મબળ સંપાદન કરતી. દરેક સ્થિતિમાં રહેવાનું ને દરેક પ્રકારનું દુઃખ સહન કરવાનું બળ પ્રભુ આપી રહે છે. મારી કમનશીબ આંખે મારા પતિનું વર્તન હું જોઉં છું એવું વર્તન પોતાની સ્ત્રીનું કોઈ પુરૂષ સાંખી શકશે? નહિજ. કારણ, તેઓને અધિકાર વરેલો છે; ને સ્ત્રીઓ તો પાળેલાં મનુષ્યાકારનાં પ્રાણીઓ છે! તેઓને અધિકારી પુરૂષ દેવોની લીલા આડે આવવાનો હક્ક હોય ખરો?

\+ + + + +

હા, હા, યાદ છે એ દિવસ મને યાદ છે. શ્રાવણ શુદ નોમનો દિવસ હજુ મારા સ્મરણમાં છે. તે દિવસે મારા પિતાજી મને પસલી આપવા આવેલા. ત્રણ વર્ષ થયાં અમે બાપ દીકરી મળ્યાં નહોતાં. પિતાને જોઇ હું રાજી થઇ ને તેઓ મને જોઈ ખુશી થયા. “તને પસલી આપવા આવ્યો છું બેટા!” કહી મારા પિતાજીએ એક સાલ્લો કમખો મારા હાથમાં આપ્યાં. ને “હું હજુ બે ત્રણ દિવસ

ગામમાં રોકાવાનો છું હો રામું," કહેતાકને તેઓ ક્યાંક બહાર ગયા. ઘેર આવ્યા પછી "ફલાણા ઠક્કર ( મારા પતિ ) કયાં ગયા છે ? " એમ મારા પિતાજી એ કહેલું. જવાબમાં મારા વિધવા જેઠાણીએ જણાવ્યું. "ક્યાંક પરગામ ગયા છે " ખરી રીતે આ વખતે મારા પતિ ઘરમાં જ ભરાઇ બેઠેલા હતા.

અમારી જ્ઞાતિમાં માબાપ દીકરીના ઘરનું પાણી સુદ્ધાં ન પીએ. તેથી મારા પિતા તેના કોઇ ઓળખીતાને ઘેર જમી લેતા. તે ત્રીજે દિવસે મારી પાસે આવી બોલ્યા: " કાલે સાંજે એક ગાડાં સાથે હું જઇશ. રામું ! આ વખતે તારા વરને મળાયું નહિ. વળી કયારેક આંટો આવી જઇશ. " મારાં વિતકની વાત બહારથી મારા પિતાએ સાંભળી હશે. પણ પોતે મને કહેલું નહિ ને મેં પણ એમને લેશ માત્ર મારી દશા ન કહી.

મારા પતિને ને જેઠાણીને આ પ્રસંગ મ્હોત જેવો લાગ્યો. તેઓ કંઇ ખાનગી મસલત કરી ને એકમત થયાં. મારા પિતાજી જવાના હતા તે દિવસે ચાર વાગ્યાને સુમારે મારા પતિએ મને એક ઓરડામાં બોલાવીને કહ્યું: " તારો બાપ તને તેડવા આવેલો છે. ને તારે આજે જ જવાનું છે.

તેં જે દાગીના પહેર્યા છે તે ઉતારી નાખ. "

" મારે હમણાં નથી જવું. મારા બાપા તો રાત્રે એક ગાડાં સાથે જશે. "

" બસ, ચુપ કર, વળી પાછું સામું બોલી ? હું કહું તેમ કરવાનું છે. લવારો નથી સાંભળવો મારે. ઉતારી નાખ કાનની વાળીઓ, ને નાકની ચુંક સુદ્ધાં "

મેં બધું ઉતારી દીધું. હાથમાં માત્ર એકેક કાચની બંગડી રહેવા દીધી, ને પહેરેલું કપડું. પછી મારા હાથમાં એક ચીઠ્ઠી આપીને કહ્યું.

" જા, તારો બાપ પેલા અમૃતલાલને ઘેર છે ત્યાં."

"નહિં જાઉં, અથવા શા માટે જાઉં ? તમને પરણીને આવી છું. અહીં રહેવાનો મારો ધર્મ છે, મારો હક્ક છે." આટલું કહેવાના મારા

હોશકોશ રહ્યા નહોતા. હું ચાલી નીકળી. જીવ ન રહ્યો.—રસ્તામાં જ પેલી ચિઠ્ઠી વાંચી. તેમાં આ પ્રમાણે લખેલું હતું.

ઠા. સુંદરજી ભગત,

જત આજના દિ'વારથી તમારી દીકરી રામકુંવરને ને મારે કોઈ જાતનો સંબંધ નથી. ને તમારી સાથે પણ કશો સંબંધ નથી. મારી પોતાની મરજીથી હું આ ફારગતી લખી આપું છું. ને તમે તમારી દીકરીને સાતેસાસરે આપી દેજો. મને કંઇ પણ લેવા દેવા નથી. તા. સદર.

લી. રામજી ઠક્કરના રામ રામ.

ચિઠ્ઠી વાંચતાં વંચાઇ ગઇ. હૈયું હાથ ન રહ્યું. આંખે અંધારાં આવ્યાં. લોહી ઠરી ગયું. જેમ તેમ મારા પિતાજી પાસે પહોંચી. ચિઠ્ઠી એમના હાથમાં આપી ને હું ઢગલો થઈ ગઇ!—બેશુદ્ધ થઇ ઢળી પડી! મારા પિતાનાં ઓળખીતાંઓએ મારાં મોઢાંપર પાણી છાંટયું ને કંઇક સુધાડયું એટલે હું શુદ્ધિમાં આવી. પણ ડુમો શમ્યો નહિ. હું પોશ પોશ પાણીએ રડી પડી! ઉંડી હાય લાગી ગઈ. અરર; કેટલી નામોશી! સૌ કોઇ મને જ ગુન્હેગાર ગણશે! હે પ્રભુ, કયાં જાઉં, ધરતી માતા મને તારા ઉદરમાં સમાવી લે. મારે શું મોઢું લઇને પીયરમાં જવું? લોકો કહેશે કે ઘર ભાંગીને આવી! હાય, હાય તેના કરતાં તો મરવું ભલું. આવું કંઈ કંઇ મેં લવ્યાં કર્યું. મારા પિતાજીએ આશ્વાસન આપતાં કહ્યું. "દીકરી જેવાં તારાં નશીબ! તારો શો દોષ? આવા દિવસો અમારે પણ જોવાના હશે ને? કંઇ નહિ, તું રડ નહિ. મારાથી જોવાતું નથી, મેં જ તને ઉંડામાં ઓરી હતી ને હવે હું જ તેનાં ફળ ભોગવી લઇશ. તું શાન્તથા, પ્રભુ બધું સારૂં કરશે." આવો દિવસ તે હિન્દુ દીકરીનો કતલનો દહાડો કહેવાય.કેળવાયલો માણુમ આમ કાળી વાઘરીની માફક કાગળીયું હાથમાં પકડાવી ન દે. પણ અફસોસ! મારા પતિનો જીવ પારકાં પેટમાં હતો. મારાં જેઠાણીના હાથનું તે રમકડું હતા. 'કાળી વાઘરીઓ સાંયે આવાં લખણાં ગામબહાર નિર્જન સ્થાનમાં થાય

છે. આ કામ હિન્દુસમાજ માટે ભારેમાં ભારે અનુચિત ગણાય છે. ધરતી સવા ગજ નીચી ઉતરી જાય એવું નાપાક કર્મ આ લેખાય છે !

અમારી જ્ઞાતિમાં આવાં લખણાં ભાગ્યે જ થતાં હશે. પણ જેઓ હલકટ હોય તેને શું છે ? મારા પતિને આ રીતે રોકડું પરખાવતાં સમાજનો કે ધર્મનો એકેય કાયદો આડો ન આવ્યો, કે ન તેના વડીલોની આબરૂનો વિચાર આવ્યો.

સાંજના ૬ વાગ્યા. મારા પિતાજીને એક વિચાર સુઝ્યો ને તેના ઓળખીતાઓને કહ્યું: "એક વાત છે. અને તે એ, કે આ ગામનું મહાજન હું ભેગું કરૂં ને તેઓને જણાવું કે આ માણસે છુટાછેડા લખી આપ્યા તે શા માટે ? મારી દીકરીનો વાંક શો ? ન્યાત પાસે હું તેનો ખુલાસો માગું છું. હું મારી દીકરીને પસલી આપવા આવેલો, તેડવા માટે નહિ." પાસે બેઠેલાઓએ વાતને ટેકો આપ્યો એટલે પ્રથમ તો મારા પિતા મારા કાકાજીના છોકરાઓ કે જેઓ પ્રતિષ્ઠિત વેપારીઓ છે તેને ત્યાં ગયા. બધી વાત કહી. જવાબમાં તેઓએ કહ્યું કે: "તે મનસ્વી માણસ છે અમારૂં માનતો નથી ને તેના ઘરની પંચાતમાં અમે પડતા નથી. પરદેશમાં તેનો મોટો ભાઈ છે તે તો કોઈ કામનો નથી. અમે કશુંય કરી શકીએ નહિ; તમે મહાજનમાં આ વાત નાખો. મહાજન કંઇ ખુલાસો આપશે." ગામમાં બધે વાત ફેલાઇ ગઇ. મારા પિતાએ ન્યાત ભેગી કરી. શ્રાવણ શુદ બારસને દિવસે રાત્રે નવ વાગે ન્યાત મળી. અગાઉથી એ મારા ભુત માલેકને ખબર પડી ગઈ તેથી ઘટતો પ્રબંધ થઇ ગયો. એટલે કે ન્યાતના મુખ્ય મુખ્ય પટેલોને ઘેર રૂપીઆ પચીસ પચીસની કોથળી અગાઉથી પહોંચી ગઈ !

હવે પટેલીઆઓ કેવો ન્યાય આપે છે તે જુઓ. કામકાજ શરૂ થયું. પ્રથમ જે કહેવાનું હતું તે મારા પિતાજીએ કહી સંભળાવ્યું. બાદ ન્યાતના મુખ્ય પટેલની ને મારા એ ભુતપતિની વચ્ચે આ પ્રમાણે પ્રશ્નોત્તર થયા.

" આ બાઇ સાથે લગ્ન કર્યાને તમને કેટલાં વર્ષ થયાં ? "

"સાડાચાર વર્ષ "

"તેને તમે ફારગતી શામાટે લખી આપી?"

" મારા મનની મરજીથી "

" શું તેનો કંઈ વાંક આવેલો ? "

" હા, એક વાર નહિ પણ સાડીસાત વાર. "

" એવો કયો વાંક તમે જોયો ? "

" કારેલાંનાં શાકમાંથી કીડા નીકળ્યા !"

" કારેલાંનું કેવું શાક ? "

" આખાં કારેલાંનું. "

" શાક સુધારેલું કોણે ?"

" ગમે તેણે સુધાર્યું હોય પણ રાંધનાર તો એ જ. "

" તમે કેવે ટાણે કીડા જોયા ?"

" રાત્રે વાળુ કરતી વખતે. "

" શાક ક્યારે કરેલું ? "

" બપોરે બાર વાગે. "

" તે વખતે તમે કીડા ન જોયા ?"

" મેં શાક ખાધું નહોતું. "

" ત્યારે રાત્રે તમે જ કીડા જોયા ?"

" હા, હા, મેં પોતે જોયા. "

" ભલા માણસ, મસાલો ભરાઇ ગયા પછી ને રંધાઇ ગયા પછી વળી રાત્રે કીડા જોવામાં આવતા હશે ?"

" કેમ ન આવે, આવે જ. "

" ત્યારે આ એક જ ગુન્હો કે બીજો કોઇ છે ? "

" એક જ, અને તે અનેક જેવો. "

" રાંધનાર કરતાં શાક સુધારનાર વધારે ગુન્હેગાર ઠરે છે. "

" હું તે ન માની શકું. આજે કીડા ખવડાવ્યા તો કાલે સોમલ ન ખવડાવે તેની ખાત્રી શી ? "

" ત્યારે આ કામ કરવાથી તમને કંઈ પસ્તાવો થાય છે ? "

" ના, બીલકુલ નહિ. "

" તો ન્યાત તમારો દંડ કરશે તે ભરી શકશો ? "

" બેશક. "

" ઠીક ત્યારે રૂા. ૧૦૧ તમારે ન્યાતને દંડના આપવા જોઇશે. "

" તે હમણાં જ આપું છું. "

થઇ રહ્યું ન્યાયનું નાટક પૂરૂં ! હું હવે જન્મારા સુધી ભટકું તેની ચિન્તા ન્યાત્તને નહોતી. અમે બાપ દીકરી તેજ રાત્રે ભગ્ન હૃદયે ગાડાં સાથે ચાલી નીકળ્યાં.

જો અગાઉથી પટેલીઆઓને ભેટ ધરવામાં ન આવી હોત તો તેઓ તેને ન્યાતબહાર મૂકી દેત. કારણ કે લખણાંની અધમ પ્રથા અમારી જ્ઞાતિમાં નથી. ને તેથી આ માણસ ગુન્હેગાર હતો. પણ આજ કલદાર આગળ કોણ પાગલ નથી બનતું ? ન્યાતના પટેલોનો તો એ કાર્યક્રમ રહ્યો.

અમે પિતાપુત્રી રાતોરાત ઘેર પહોંચ્યાં. નશીબનો વાંક સમજી મારાં માતુશ્રીએ મને ધીરજ આપી. ગામનાં લોકોએ વાત જાણી, ત્યારે ઓયકારો કરી ગમે તેવા વિચારો બાંધી મારે માટે વાતો કરવા લાગ્યાં. કેટલાંક સમજુ લોકોએ મને આશ્વાસન પણ આપ્યું.

અમારી જ્ઞાતિમાં કન્યાઓની બહુ છતછે. અને તેનું આ એક પરિણામ છે. વળી કન્યાના કંઈ પૈસા લેવામાં આવતા નથી. એટલે પછી સ્વાર્થી—જુલમગારપુરૂષોની કરપીણુતાને કોણ આંટે ? જે પુરૂષના ત્રાસથી અબળા બિચારી ઘાંસલેટ છાંટી બળી મૂઇ હોય, કે વાવ કૂવામાં પડી આપઘાત કર્યો હોય તે જ પુરૂષને પુરા પાંચ દિવસની અંદર બીજી કન્યા જોઇતી હોય તો એક નહિ પણ એકવીસ મળી રહે ! અને એકનું કરપીણુ ખુન થયું હોય, તેને ઠેકાણે બીજીનું

બલિદાન આપવા માટે પણ અમારી જ્ઞાતિમાં કન્યાનાં માબાપ તૈયાર જ હોય. તેઓની બરછટ બુદ્ધિ એમ જ માને છે કે 'જેવાં જેનાં નશીબ!' તેનું મ્હોત એ રીતે લખાયું હશે. તેમાં બીજાં શું કરી શકે?' બિચારૂં નશીબ પણ એવું ખમતલકર છે કે તેનાપર અયોગ્ય આક્ષેપો મૂકાયા છતાં કોઇ દલીલમાં જ ઉતરતું નથી! મારે માટે ન્યાતે જે ન્યાયનું નાટક ભજવ્યું, તે વાત જ્ઞાતિના છાપાંઓમાંય પ્રગટ થવા નથી દીધી.

પિતાને ઘેર આવ્યે દોઢ બે વર્ષ થઇ ગયાં. ઘરની અંદરનાં કામ-કાજમાં ને કંઇ કંઈ વાંચવામાં દિવસો મારા જલદી ચાલ્યા જતા.

અમારી જ્ઞાતિમાં પુનર્લગ્ન–ઘરઘરણું થઇ શકે છે. અને મારા પિતાજી પણ ક્યાંક વાત ચલાવતા હતા એટલે મને બીક લાગી.

હવે પછી કોઇની પણ ગુલામી ન સ્વીકારવાનો મેં મારા મન સાથે નિશ્ચય કર્યો. કારણ કે પરણેતરે પાર ન ઉતારી તો હવે પુનર્લગ્નનું થીગડું ક્યાં મને સ્વર્ગદ્વાર દેખાડવાનું હતું! ત્યાં વળી નવા જુલમને તાબે થવાનું હતું. અને ત્યજાયલી બાળાનું બીજું સારૂં માગું આવેય નહિ; તે હું દીવા જેવું જાણતી હતી. જ્યાંસુધી સમાજમાં એકહથ્થુ અધિ-કાર વરેલો છે, ને જુલમી પ્રથા પ્રવર્ત્તે છે ત્યાંસુધી હિન્દુ ભગિનીઓએ પરણવાનું હરામ કરીદેવું જોઇએ, ને માબાપનાં એ જાતનાં દબાણને તાબે ન થવું જોઇએ. હવે વધારે વખત અહીં રહેવાનું મને ન રૂચ્યું. કારણ કે વરની, ઘરની, અઘરણી આણાંની, અને માંડવા, રાંડવાની જ વાતો કાઠિયાવાડનાં દરેક ઘરમાં થયાં કરે છે. તેમાં મારૂં કંઇ ભવિષ્ય ન સુધરે. વળી એક બીક એ હતી કે કદાચ હું નરમ થઈ શરમમાં પડી જઇશ તો જરૂર મારા પિતાજી પસંદ કરશે તે પુરૂષને મારે ગુલા-મીખત લખી આપવું પડશે. ને વળી ચુલામાંથી નીકળીને ઓલામાં પડવા જેવું થશે. જો હું તેઓની ઇચ્છા વિરૂદ્ધ મારો મત સાંચવીશ તો લોકો મારે માટે મનભાવતી વાતો કરશે. અને હિન્દુ માબાપ એક ત્યજાયલી દીકરીને જન્મારાભર રોટલા પુરા પાડે એવાં ઓછાં જ તેઓ ઉદાર હોય છે? માટે હવે નશીબ અજમાવવા મારે અહીંથી

નીકળી જવું એજ ઉત્તમ છે. મેં વારંવાર મારી પરિક્ષા લીધી, ને આખરે એ વિચાર જ મને ઉત્તમ લાગ્યો.

પણ હા, પ્રભુ કેવો દયાળુ છે! ખરે જ તે અનાથોનો નાથ છે, એવો મને પ્રત્યક્ષ અનુભવ થયો. તેણે એક પ્રસંગ યોજ્યો ને તેના પ્રતાપે હું મારા વિચારમાં વધારે મક્કમ થઇ.

વાત એમ બની, કે એક દિવસ હું ઘીવાળી બરણી સાફ કરીને મારા ચીકણા હાથ બાજરીનો લોટ લઇને પાણીથી ધોતી હતી. મારાં માતુશ્રી ઓટલે બેઠાં બેઠાં પાડોશણ જોડે કંઇ વાત કરતાં'તાં. "શામું, શામું શું કરછ?" એક પાડોશણે હાંક મારી.

"ઘીવાળા હાથ ધોઉં છું, કેમ મારૂં કંઈ કામ છે?" મેં જવાબ આપ્યો

"નારે, કંઈ કામ નથી. તું તારે હવે સાબુથી હાથ પગ અને મોઢું ધો. કારણ કે વળી કોઈ વધારે સારા મૂરતીયાને લલચાવવો પડશેને?" અરર! આ સમાજનાં લોકો કેવાં નિર્દય છે! હું હાથ પગ ધોતી નહોતી, ને ધોઉં તો પણ શું કોઇ પુરૂષને લલચાવવા માટે કે? ભગવાન! આવા ક્લીષ્ટ સંસ્કારો અમારા સમાજમાંથી કયારે દુર કરશો? મારાપર કેવા અક્ષમ્ય આક્ષેપ! અને આ આક્ષેપથી મારૂં હ્રદય બહુ દુભાયું. પણ તેનું પરિણામ સારૂં હતું. આ અણમૂલ ક્ષણે મેં એક ઉત્તમ પણ લીધું. બસ, જીવ સટોસટ સંકલ્પ કર્યો કે મારે પુનર્લગ્ન કરવું હરામ છે. એ ગુલામીમાંથી અળગી રહીશ તો જ મારા જેવી દુઃખી બ્હેનોનાં આંસુ લૂછી શકીશ. તેઓને માટે મારાથી બનતું કરવાની તક હવે નહિ જવા દઉં. મારો આ વિચાર મારાં માતુશ્રીને જણાવ્યો. પણ તેઓએ મને ગાંડી ગણી કાઢી. આખરે મારો નિશ્ચય નજ ફર્યો એટલે તેઓએ આગ્રહ છોડી દીધો.

હવે મારાપર વધારે જોખમદારી આવી. કર્તવ્ય બજાવવા માટે જીવનની પ્રત્યેક ક્ષણ મહા મૂલ્યવાન લાગી, પણ એકદમ કોઇ યોજના ઘડી શકી નહિ. હું કાઠિયાવાડી બાળા ખરી, પણ કયાંય બહાર

નીકળેલ નહિ એટલે ગામ છોડતાં મન ખંચાતું. શુ કરવું ને શું નહિ, તેની અહીં સુઝ પડે એમ નહોતુ. વળી રોટલા ખાવા ને વૈતરાં કરવાં એ હવે મારાં જીવનનો મંત્ર રહ્યો નહિ. તેથી યાત્રા કરવાને બ્હાને હું મારા પિતાને ઘેરથી નીકળી. જીવના જોખમે પણ હું મારૂં રક્ષણ કરી શકું એવી શક્તિ પ્રભુએ આપી દીધી હોય એમ મને લાગ્યું. ઘેરથી નીકળી ગયા પછી યાત્રાએ તો ન ગઈ પણ મુંબઇ ઇલાકાની સ્રીસંસ્થાઓનું અવલોકન કર્યું. દરેક સંસ્થાની વ્યવસ્થા, અભ્યાસ, વાતાવરણ વગેરેનું નિરિક્ષણ કરવા માટે પ્રત્યેક સંસ્થાઓમાં હું અમુક દિવસ રહી. જમાના પ્રમાણે ઠીક ચાલી રહ્યું છે પણ દેવતાઇ વાતાવરણના બધે વાખા જોયા. પક્ષપાત અને રાગદ્વેષરહિત વાતાવરણ બીલકુલ જોવામાં ન આવ્યું. ને તેથી આત્મવિકાસ ન થાય એ તો સમજી શકાય એવી વાત છે. આવું જોઇને કોઇપણ સંસ્થાને જીવન અપર્ણ કરવાનું સાહસ મેં ન કર્યુ. હજુ નશીબને વધારે અજમાવવાનું ચાલુ રાખ્યુ. સસ્થાઓ જોઈ આવ્યા પછી મુંબઇમાં એક મારાં ધર્મભગિનીને ઘેર નિવાસ કર્યો. તેઓ મારા જેવીઓને કંઇક દિશા સુઝાડે એવાં છે. તેઓ મારા વિચારો જાણે છે. તેથી મેં તેને કહ્યું: “ વિચાર થાય છે કે મારા જેવી દશાનો ભોગ થયેલી બ્હેનોને માટે આ કાઠિયાવાડની મરૂભૂમિમાં જ એક સંસ્થા ખોલું. પણ પૈસાની મુસ્કેલી પડે. કાઠિયાવાડમા પૈસો નથી, ને મારી લાગવગ પણ કયાં ચાલે? જાહેર જીવનથી હું વંછિત છું તેમ મારામાં પૂરતી વિદ્યાયે નથી. ” “વિદ્યાના કરતા હૃદયબળની જ ખરી જરૂર છે. ડીગ્રીઓ મેળવ્યા વિના કોઇ મહત્વનુ કામ ન થાય એવું કંઇ છે જ નહિ. સ્રીઓમાં પુરુષોના જેટલી જ શક્તિ છે પણ તેના વિકાસની તક નથી મળતી. પુરુષોએ એ તક નહિ મળવા દેવા માટે આડા પૂલ બાંધ્યા છે. ને તેથી જ આજે આપણને “અબળા” નું વિશેષણ લાગુ પડી ગયું છે. સ્વાધીનતા આપણા હાથમાં હોય તો આપણી શક્તિઓનો વિકાસ થતાં વાર ન લાગે. તારૂં વાંચન વિશાળ થશે એટલે બુદ્ધિની કેળવણી પણ સ્વયં મળી રહેશે.” મારાં ધર્મ ભગિ-

નીએ મારા વિચારને ટેકો આપ્યો. અને તેની વાત પણ મને સાચી લાગે છે. એકડે એકથી ભણવામાં હવે મારો જીવ લાગે નહિ. કાઠિયાવાડમાં પૈસો તો નથી પણ સહૃદયતાયે નથી રહી. મારા વિચારને તેઓ મગજનો રોગ ગણી કાઢે છે. ત્યજાયલી અને સંસારના સંતાપથી ત્રાસેલી બ્હેનોને માટે એક આશ્રમની કાઠિયાવાડનાં ગામડાંઓમાં ખાસ જરૂર છે. ત્યાં કેળવણી નથી, ઉદારતા નથી. ધર્મ ટેક પણ નથી. હું હવે સમાજનું ધન છું. ને મારી હરોલની ત્યજાયલી અબળાઓ પણ સમાજનું ધન કહેવાય. કોઇ ગિરિકંદરામાં બેસીને યોગાભ્યાસ કરવામાંયે આજ હિન્દુ દીકરીઓની સલામતી નથી. તેથી તેઓએ તનમનથી સમાજ સેવા કરવાની જ રહી. ત્યજાયલી અબળાઓ ફરીથી ગુલામી સ્વીકારવાનું નહિ ઇચ્છે. માટે તેઓ જ ખરી રીતે સમાજ સેવામાં ઝુકાવી શકશે. અને તે માટે સમાજે તેઓને સેવાના માર્ગ બતાવવાનો પોતાનો ધર્મ સમજવો જોઇએ. તેઓએ કરવા ધારેલાં મહત્વનાં કામોમાં યથાશક્ય મદદ આપવા તૈયાર રહેવું જોઇએ. મારી યોજનામાં મદદ કરવા માટે પણ હું સમાજને વિનવું છું. આ સમાજની સેવામાં હવે મારૂં જીવન સમર્પણ કરી દેવાના મારા કોડ છે. ત્યજાયલી બ્હેનો માટે કાઠયાવાડમાં "**સધવાશ્રમ**" ખોલવાના ધરખમ વિચારમાં છું. મારા આ વિચારને અનુમોદન આપી યોગ્ય કાર્યક્રમ બતાવે એવી બ્હેનોની અહીં ઓળખાણ કરૂં છું. શરૂઆતમાં જોઇતી આર્થિક મદદ માટે પણ પ્રયાસ કરૂં છું. એકાદ મહિનામાં અહીંનું કામ પતાવ્યા બાદ કાઠિયાવાડમાં જઇને મારા મંતવ્ય પ્રમાણે કાર્ય કરીશ. મેં દુ:ખ જોયું છે તેથી દુ:ખીની વેદના હું જાણી શકીશ. મારામાં સ્વાર્થ કે પક્ષપાત નહિ જ વસે એવી હું ખાત્રી આપું છું. શરૂઆત અઘરી લાગશે પણ ભવિષ્યમાં આ સંસ્થા સાચી સમાજસેવિકાઓ—ઉપદેશીકાઓ પેદા કરશે એવો મને દૃઢ વિશ્વાસ છે. હજુ સુધી ત્યજાયલી અબળાઓને માટે ખાસ કોઇએ સંસ્થા ખોલી નથી. મારા આ મનોરથ પ્રભુ ફલિત કરે એવું ઇચ્છું છું ને હિન્દુ સમાજનીયે મદદ માગું છું."

# ૧૭: એક વનિતાનાં વિતક.

"શરમ આવે છે. શું કહું મારી વાત? બ્હેન! તને કે બીજા કોઇનેય તે સાંભળવામાં મઝા નહિ પડે. મારી છઠ્ઠી અભડાઇ ગઇ હશે, ને તેથી જ વિધાતા મારી વેરણ થઇને અવળા લેખ લખી ગઇ હશે. નહિ તો મારી આ દશા થાત નહિ. તું મારી જાતિ—સ્ત્રી જાતિ છે એટલે તને વાત કહેતાં નહિ શરમાઉં. મારા દુઃખમાં તારાથી કંઈ ભાગ લેવાય તો ખુશીથી લેજે. તારાજેવું ઉજળું સૌભાગ્ય મને પ્રાપ્ત નથી થયું. તું મારી વિશ્વાસુ બ્હેન છે છતાંય હું તને મારી જ્ઞાતિ, મારૂં નામ અને મારા પિતાનું નામ નહિ કહું. તે માટે મને ક્ષમા કરજે.

હું બે ભાઇઓની બ્હેન છું. મારા પિતાનું વતન નડિયાદ. તેઓ ત્યાંની એક નિશાળના હેડમાસ્તર છે. ગામમાં એમની સારી પ્રતિષ્ઠા છે. વળી મારા પિતા સાહિત્યરસિક છે.

મારી જન્મદાત્રી મને ત્રણ વર્ષની મૂકીને ગત્ થઇ છે. મારા બે ભાઈઓ મારાથી મોટા છે. તેઓનાં, અને મારાં માતા તરફનાં લાડ આમ એકાએક લૂંટાઈ ગયાં.

ઘરમાં રાંધી ખવડાવવાની બહુ મુશ્કેલી નડતી હતી, તેથી મારા પિતાએ બીજી સ્ત્રી કરી. એ અમારી ઓરમાન માતા કંઈ અમારા દુઃખમાં ભાગ લેવા આવી નહોતી. મારા પિતાની નજરમાં

અમને અળખામણાં કરવા માટે તે રાતદિવસ અમારાં વગોણાં કર્યા કરતી. ખાવાપીવામાંય મારા પિતાની કાળજી રાખતી તેટલી અમારી ન રાખતી. મને તો ઘરનાં કામકાજમાંથી નવરી જ થવા ન દેતી. પોતે માત્ર રાંધવાનું કરી આપે. તે શિવાયનું બધુંય કામ મારે કરવુ પડતું. ને આવું વૈતરૂં કરાવીને મને ભણવા ન દીધી. હુ ૧૩ વર્ષની થઇ એટલે મુંબઈ શહેરમાં અમારી જ્ઞાતિના એક યુવક સાથે મારા પિતાએ મને પરણાવી. અને મેં પણ આ સાવકીમાની શૂળીમાંથી છૂટકારાનો દમ ખેંચ્યો.

સાસરાંમાં મારે ત્રણ દીયર, એક જેઠ, સાસુ સસરો, ને અમે બે માણસ, એટલાં જણ હતાં. મારા પતિ મુંબઇની મેડીકલ કૅાલેજમાં અભ્યાસ કરતા, અને પોતે ડૅાકટર થવાના હતા.

અરે, પણ બેન, તને શું કહું? એ દુઃખ ન વર્ણવાય એવું છે. મેં તને પ્રથમ જ કહ્યું છે કે હું જન્મની દુઃખીયારી છું. વૈભવ દેનારાં પૂણ્યો ખવાઇ ગયાં હશે ત્યારે જ મને મનુષ્ય લોકમાં દીકરીનો અવ તાર આવ્યો હશે.

પરણીને હું મુંબઈ આવી. બે દિવસ વહી ગયા. મારા સસરાના ઘરમાં એવો રિવાજ હતો, કે મીંઢળ છોડયા પહેલાં વહુથી પોતાના પતિને મુખ ન બતાવાય. કુળ દેવ કે દેવી સમક્ષ મીંઢળ છોડાવ્યા પહેલાં જો પતિ પત્ની એક બીજાનું મુખ જોઇ લે, તો તે દેવ-દેવી કોપાયમાન થઇ જાય. ને બહુ બુરી વલે કરી નાંખે! તેથી ત્રીજે દિવસે અમો બન્નેને કુટુંબનાં બધાં મહાલક્ષ્મીના મંદિરે લઇ ગયાં. સાથે એક કુળગોર પણ હતો. તેણે કંઇ કંઇ શ્લોકો ભણીને મહા-લક્ષ્મીજીના મંદિરમાં મીંઢળ અને છેડા છેડી છોડયાં. નાળિયેર વધેર્યા ને ગોરજીએ છેલ્લી દક્ષિણા લીધી. ત્યારબાદ કુટુંબનાં બધાં, મંદિરની પાછળ બેસવાની ઓટલી (બેઠક) છે ત્યાં મહાલક્ષ્મી'નો પ્રસાદ આરોગતાં બેઠાં. મારો ઘુંઘટ પણ મેં અહીં જ ખોલ્યો. મારા પતિ

દરિયાની હવાખાવા માટે મંદિરની અગાશીપર ચઢયા, ને તે અગાશીના થાળાપર બેઠા.

મારા પતિનું શરીર અને મગજ બહુ નબળાં હતાં. એમને વાઇ આવતી હશે તેની મારાં સાસરીયાંને ખબર હશે. મને માલુમ નહોતું. તેઓ અગાશીના થાળાપર બેઠા બેઠા પ્રસાદ આરોગતા હતા, તે દરમ્યાન એમને વાઇ આવી ! તુરત જ થાળાપરથી છેક નીચે દરિયા કાંઠે ભેખળમાં ઉડી પડયા! ઉપર તેની પાસે બીજું કોઇ નહોતું. તેથી કોઇએ બુમ મારી નહિ. જોસથી ધબાકો થયો. મારાં સાસુ સસરાએ જોયું, ને હાય હાય થઈ રહ્યું ! મારૂં લોહી ઉડી ગયું! બધાં, તે ભેખળના છરી જેવા પથરાઓ પર દોડયાં. મારા પતિને ખોળામાં લઇ લીધા. હૃદયપર હાથ મૂકયો. પણ હાય, મારૂં નશીબ ફુટી ગયું હતું! એકાએક પડી જવાથી એમનું હૃદય બંધ થઇ ગયું, ને પ્રાણ પંખેરૂ ઉડી ગયું ! આતે સ્વપ્ન કે સત્ય, તેની મને કંઇ ખબર પડી નહિ. વડીલોની મર્યાદા છોડીને ત્યાં મારાથી બહુ રડાયું યે નહિ. પરણીને આવ્યા પછી મારા પતિ સાથે કઇ વાત ન થઇ. એમનું મુખ–દર્શન મહાલક્ષ્મીની કૃપા મેળવ્યા પછી જ થવાનું હતું. એટલે આજની રાત્રી અમારાં સંભાષણ અને વિનોદ માટે પહેલી જ હતી. પણ અરે રે, કરમ કરે તે કોઇ ન કરે. આજે મેં ફાટી આંખે મારા પતિનાં શબનું જ દર્શન કર્યું. કેટલું હૃદયવેધક દૃશ્ય!

મહાલક્ષ્મીનાં મંદિરેથી અમે કૂટતાં પીટતાં ઘેર આવ્યાં, ને મારૂં ચુડી કર્મ પણ તે જ દિવસે થયું! થઇ રહ્યું. ત્રણ દિવસ હજુ પુરા ન્હોતા થયા. મારાં શરીરે ચોળેલી પીઠી હજુ એમ જ દીપી રહેલી. પિતાને ઘેરથી અખોવન[1] સ્ત્રીએ મારા કપાળે કાઢેલી પીંયળ, ને પુરેલો સેંથો પણ જેવાં ને તેવાં જ હતાં. મીંઢળ તો આજે જ છુટયો. હજુ તો મારા હાથ કંકુવાળા હતા, ત્યાં તો મારૂં પ્રણયી જીવન સંકેલાઇ

[1] જે સ્ત્રીનું એકેય બાળક મરી ન ગયું હોય તે અખોવન કહેવાય છે

ગયું ! ને હું વિધવા (?) થઇ ગઇ! અરર ! આ કારમો કેર કેમ થયો હશે ! આ જીવનમાં મેં કોઇનુંયે બગાડયું નથી છતાં મારૂં કેમ બગડી ગયું હશે ? મારે હવે શું કરવું ? ક્યાં જવું ? દિવસો કેમ કરીને વિતાવવા ? અને કોના આધારે વિતાવવા ? આનંદ ગયો, ઉલ્લાસ ગયો, વિનોદ ગયો, મારૂં તેજ ગયું, ચતુરાઇ ગઈ, મારી કીંમત ગઇ અને હવે મારૂં બધુંય ગયું, સંસાર ભયાનક જંગલ જેવો મારે માટે થઈ પડયો. પુરૂષ ગત્ થતાં સ્ત્રીની કીંમત કોડીનીયે નથી રહેતી. મારા હૃદયમાં એવો જબરો આઘાત થયો, કે તેનું વર્ણન ન થઇ શકે.

મારા પતિનાં અકાળ મરણથી મારા સાસુ સસરાને પણ ઘણું જ દુઃખ થયું. પણ તેઓનું દુઃખ મહિને છ મહિનેયે વિસારે પડત. કારણકે તેઓનાં મોઢાં આગળ બીજા ચાર દીકરા ઉભેલા હતા. માત્ર જે ગયું તે મારૂં જ ગયું. મારી ઉજ્જળી આશાનું કીરણ એકાએક આથમી ગયું. એમની આકર્ષક મુખમુદ્રા હજુય મારી નજરે તરી રહી છે, ને તેની મધુરી વાણીના રણકાર જાણે મારા કાનના પડદાપર અથડાઈ રહ્યા છે. પણ હવે આ બધી ભ્રમણા જ હતી. મારી આજની દુઃખદ ઘટના વર્ણનાતિત હતી. નથી કહેવાતું—નથી વર્ણવી શકાતું, એ વસમી વેળાનું જીવલેણ દુઃખ. મને આવડયું તેવું રડી કુટી, માથાં પછાડયાં, માથાના વાળ વીંખ્યા, ને આસું સારી સારી, આંખોનાં તેજ ખુટાડયાં. આખરે ભયંકર સૃષ્ટિ મારી દૃષ્ટિ સમિપ ખડી થઈ.

મારા પિતાને તાર મળ્યો હશે, ત્યારે મારો માંડવોય છોડયો નહિ હોય. આકાશ તૂટી પડવાથી જેટલું સંકટ આવી પડે, એવાં સંકટનો અનુભવ તેઓને, મારૂં ભાગ્ય ફુટી જવાથી થયો, ને તે જ દિવસે મારાં માતાપિતા મુંબઇ આવવા નીકળ્યાં. સવારની મેલટ્રેઈનમાં તેઓ મુંબઈ ઉતર્યાં ને અમારે ઘેર રડતાં કુટતાં આવ્યાં. મ્હોં ઉઘાડયા પછી વાતચીત કરી, ને આખરે વિધિનો વાંક સમજી મારાં માતાપિતા સાંજની ૯ વાગ્યાની ટ્રેઈનમાં ચાલ્યાં ગયાં. કારણ

કે, કાણે આવેલું હોય તેનાથી રાત ન રહેવાય એવો અમારી જ્ઞાતિમાં રિવાજ છે.

ઉઠમણાને દિવસે મને સોળે શણગાર છેલ્લીવારના સજાવ્યા, ને થોડી જ વારમાં એ શણગારોએ રાજીનામું આપી દીધું ! અને તેનાં સ્થાને રાંડીસાડાનો કાળો સાલ્લો આવ્યો !

સગાં સંબંધીઓમાં જે કોઇ ખરખરો કરવા આવતાં તેમાનાં કેટલાંક બૈરાં આ પ્રમાણે બોલતાંઃ "બાઇ કીધું તો ભગવાનનું થાય છે, પણ વહુની ચુંદડીએ મંગળ હશે ! એમાં તો કંઇ શક નહિ. આવો દેવનાં ચક જેવો જુવાન છોકરો ફાટી પડે તે કંઈ કારણ વગર ન હોય. ઘણીયે બાયડીઓની ચુંદડીએ મંગળ હોય છે ! ને તેઓ ધણીઉપર ભાર લઇને આવે છે. ને તેથી ધણીનો ઘાત થાય છે ! બાપુ, દીકરો તો તમારો ગયો. બીજાંને કોને પીડ પડી છે ? પારકી જણીઓને ઓછો જ કંઇ કાળજે ઘા લાગવાનો હતો ?" વગેરે. આ લોકો કોઇપણ મારા અંતરની વેદના સમજી શકતાં નહોતાં.

મુંબઇમાં મારા પિતાજીના કેટલાક મિત્રો રહે છે. તેઓએ મારા સસરાજીને કહેલું કેઃ " આ બાઈ હજુ બાળકુંવારી કહેવાય. પરણ્યા પછી તેણે તેના પતિને મુખ સુદ્ધાં બતાવ્યું નથી. માટે તેનું મુંડન અમે કરાવવા નહિ દઇએ. જો તમે આપખુદ થઇને તેને વિરૂપા બનાવવાની કોશેશ કરશો, તો વાત અમે છાપાંઓમાં છપાવી શું, ને તમારી છડે ચોક ફજેતી કરીશું. "

"પણ મુંડન કરાવ્યા વગર તેના હાથનું પીંપળે રેડેલું પાણી મરનારને પહોંચે નહિ. માટે મુંડનની ના તમારાથી કહેવાશે નહિ." મારા સસરાજીએ કારણ બતાવ્યું.

"ગમે તેમ હોય, અમે કંઈ જાણીએ નહિ. માત્ર એટલુંજ જાણીએ કે આ બાળકીને વિરૂપા કરવામાં તમે સાર નહિ કાઢો, ને પછી અમે જે જે કરીએ તે તમે જો જો. "

મારા સસરાજી સમજી ગયા, ને સમાધાન કરવા માટે બોલ્યા.

"હા, ભલે તેમ કરીશું. પણ જુઓ, અમારા ઘરમાં કલોયું મરણ થઇ ગયું છે—પીઠી ભરેલો જુવાન, વહુનો વર ઉડી ગયો છે, તેથી અમારા જીવને સુખ નથી. તો વહુનો બાપ એક વર્ષ સુધી તેને તેડવા ન આવે એવું તમે નડિયાદ લખી નાખજો."

"ભલે તેમાં કઈ વાંધો નહિ" કહી મારા પિતાજીના મિત્રોએ નડિયાદ પત્ર લખી નાખ્યો.

પણ, મુજ હત ભાગિનીનાં માથાના વાળ રહ્યા તોય શું, ને ન રહ્યા તોય શું? તેના ખોરાક માટે ઓછું જ કંઇ તેલ મળવાનું હતું? આવતાં વેંત જ મારૂં ભાગ્ય રૂઠયું. ઘરમાં હવે મારૂં માન કે વજન હોય ખરૂં? વિધવાઓનાં દુઃખી જીવન તરફ માન અને મમતાની નજરે જ્યારે જોવાશે, ત્યારે હિંન્દુ સમાજની હિન દશા નહિ રહે. મારા પતિનું દેહાવસાન જે રીતે નિર્માણ થયું હશે તે રીતે થઇ ગયું. પણ તેમાં ખરાબ પગલાંની તો હું જ ગણાઈ ગઈ! હું થઇ હવે વિધવા! સંસારનો કોઇ આનંદ લ્હાવ, મારે માટે નહોતાં. ઘરનાં બધાંય ભાવે તેવાં ભોજન જમતાં. મારા વાસ્તે ટાઢી રોટલી ને વધારેલું મીઠું! બધાં બિછાનાં ઉપર સુતાં. મારા માટે એક જ ફાટેલી ચટાઈ. મારાથી દુધ દહીં ખવાય નહિ. મિષ્ટાન્ન જમાય નહિ, સૂર કાઢીને કંઇ સંગીત ગવાય નહિ, અળધું મ્હો ઢંકાય એટલો ઘુંઘટો કાઢી જ રાખવો જોઇએ. પુરેપુરૂં મ્હો ઉઘાડીને કોઇના સામું જોવાય નહિ. મારાથી ઉતાવળે કે, પગનો અવાજ થાય એવી રીતે ચલાય નહિ. માથામાં તેલ લગાડાય નહિ. કોઇ ઘેર આવે તો 'આવો' એમ મારાથી કહેવાય નહિ કારણ કે મારો આવકાર અપ- શકનીયો ગણાય! ઘરનાં ચાર ભૈરાં બેઠાં હોય તેની જોડે મારાથી બેસાય નહિં. મારૂં કાળું લુગડું ક્યાંય આડું ઉતરે તો અપશકન કરી મૂકે! ઘરમાં મને કોઇ હસીને બોલાવે નહિ. મારો એ, એક આધાર અલોપ થતાં "ભમરાળી" "ખરાબ પગલાંની," શંખણી, ગોઝારી

ડાકણ, વગેરે અનેક વિશેષણોની ભેટ મને મળી ગઈ! મારૂં દુઃખ મારે મનમાં જ શમાવવાનું હતું. મારા અંતરનો આરામ મને એકાએક રખડાવી ગયો. એટલે મારો હૃદયભાર હલકો કરવાનું કયાંય સ્થાન નહોતું.

વખત મળતો ત્યારે રસોડાંની અંધારી ઓરડીના એક ખુણામાં હું બેસી રહેતી, કારણ, મારે એક વર્ષ સુધી ખુણો પાળવાનો હતો. ઓરડીમાં જરાય પ્રકાશ નહોતો, કેમકે ગીચ લત્તામાં ભોંય તળીએ આ ખોલી આવેલી હતી. સામે મુસલમાનોની કટલરીની દુકાનો હતી. તેથી ઓરડીનાં ઉંબર સુધી પણ મારાથી આવી શકાતું નહિ. દિવસે પણ દીવો કર્યા વગર ઓરડીમાં કંઇ સુઝતું નહિ. ઉપરના બે ખંડ ઉજાસવાળા હતા, ત્યાં ઘરનાં બધાં સુતાં બેસતાં. માત્ર અંધારામાં મારે જ ઘુવડનો અવતાર છૂટવાનો હતો.

મારાં સાસુ દેવદર્શને જતાં. હવેલીમાં દરરોજ એક ડઝન કેળાં ધરી આવતાં. ઘરમાં પૂજાપાઠ કરતાં, પણ એમને પેટ દીકરીઓ પડી નહોતી, તેથી મારાપર એમને લગારે દયા નહોતી. હું તેના પુત્રનો જીવ લેનારી છું. એવું તેના મનમાં વસી ગયેલું.

ગરમીના દિવસોમાં મારા શરીરપરથી પરસેવો સુકાતો નહિ, ને ચોમાસામાં કપડાં સુકાતાં નહિ. આખા શરીરે ફોલ્લા ને ચાંદા પડી ગયા. માથામાં દર્દ થયાં કરતું. ખાધેલું મને હજમ થતું નહિ. તેલ વગર માથાના વાળ ખરી પડતા, ને જુંઓ પડી ગઇ. એક વર્ષ સુધી જેટલું મને વિતાવાય તેટલું મારાં સાસુએ વિતાવ્યુ.

કામકાજમાં કંઈ ખામી આવે તો મારાં સાસુ માથામાં માર્યા વગર રહેતા નહિ. દરરોજ મારે તીખાં શબ્દબાણ સહેવાં જ પડતાં. મારાથી ચું કે ચાં થાય જ નહિ. મારી જીભ શીવાઈ ન જાય તો મારૂં આવી જ બને! મારા શરીરનો વ્યાધિ પણ મારાથી કોઇને કહેવાય નહિ, તો મારે માટે ઉપચાર તો કયાંથી જ થાય? મને એવી અકળામણ થતી કે જાણે આપઘાત કરી નાખું.

મારા જેઠ બે વખત પરણ્યા છે છતાં અત્યારે પત્ની વીનાના છે. એક સ્ત્રી બિચારી આવાં ગંધાતાં ઘરમાં સડી સડીને ક્ષયરોગથી મરી ગઈ, ને બીજી પત્ની ત્રાસીને નાશી ગઈ! તે અહીં–મુંબઈમાં વેસ્યાના રૂપમાં રહે છે. મને પણ એવું થઈ ગયું કે આમેય હું આ ત્રાસમાં મરી તો જઈશ, માટે નાશી છુટું. પણ અધર્મના વિચારે હું કમ્પી ઉઠતી. પિતાની પ્રતિષ્ટા, ને ધર્મનું બંધન, મારા એ અયોગ્ય વિચારોને અળગા કરી દેતાં; અને પ્રાણનો લોભ આપઘાત પણ કરવા ન દેતો. જીવન અકારૂં લાગતું. કૂતરાં બિલાડાંનું માન હોય એટલુંય મારૂં માન નહોતું તેથી મને જીવવાનું ગમતું નહિ.

મારાં સાસુની આજ્ઞા મુજબ મારા પતિને પહોંચાડવા માટે મેં એક વર્ષ સુધી ભીનાં કપડાં પહેરીને, અને દાંતમાં તરણું રાખીને પીંપળે પાણી રેડયું. એક વર્ષની એકાદશીઓ કરીને તે પૂણ્ય મારા પતિને અર્પણ કર્યું. મહિને મહિને માસીસો સરાવ્યો ને વર્ષ દહાડે વરસી વાળી લીધી. ત્યારબાદ મારાપિતાજી તેડવા આવ્યા. મારા પિતાને કોઈએ આવકાર આપ્યો નહિ. છેવટે હું મારા પિતાને ઘેર–નડિયાદ આવી. મારા જીવન નાટકનો એક અંક અહીં પૂરો થઈ ગયો. હવે પછી બીજો અંક શરૂ થાય છે.

અહીં મારી સાવકી મા મને સુખે ધાન ખાવા દે એવી ન-હોતી. પણ મારા પિતાજી બહુ દયાળું થયા. તેણે મને ભણવા માટે ઘર ખુણે સગવડ કરી આપી.

મારા પિતા અને તેનું મિત્રમંડળ નવા વિચારનું હતું. અમારી જ્ઞાતિમાં પૂનર્વિવાહનો ચાલ નથી. પણ વારંવાર મારા પિતા-ના મિત્રો તેને કહેતા, કે 'અક્ષતયોની બાળવિધવાનો પૂનર્વિવાહ કરવાની શાસ્ત્રોયે મના કરતાં નથી. માટે તમારી પુત્રીનો ફરી વિવાહ કરવામાં કોઇ જાતનો વાંધો નથી. તમે આવી શુભ શરૂઆત કરશો તો તે દાખલો અન્યને અનુકરણીય થઈ પડશે."

મારા પિતાજી જૂના વિચારના નહોતા, તેથી એ વાત ગળે ઉતરી.

મુંબઇથી આવ્યા પછી હું મારા પિતાને ઘેર એક વર્ષને એક મહિનો રહી. ત્યારબાદ અમદાવાદમાં સારાં ગણાતાં કુળવાન કુટુંબના એક નબિરા સાથે મારો પુનર્વિવાહ થયો. મારા પતિનું વય ૩૦ વર્ષનું હશે. તેઓ ગુજરાત કૉલેજમાં ભણવા જતા. ઘરમાં અમે બે, અને સાસુ, સસરો એમ ચાર માણુસ હતાં. પૈસે ટકે આ ઘર સુખી ગણાતું. મારા પતિ ઘણા સુશીલ, ને અભ્યાસમાંય તીવ્ર છે. ગામમાં પણ એમની પ્રશંસા થતી. પ્રભુ પ્રતાપે હવે મારા સુખનો દિવસ આવ્યો, ને હવે પછી મારાં શરીરનીયે કંઇક કિમ્મત હતી તેથી મારૂં હૃદય આનંદમાં ને આનંદમાં ફૂલી જતું. હું ઇશ્વરનો ઉપકાર માનવાનું ભુલતી નહિ.

પરણીને આવ્યા પછી એક મહિનો રહીને હું નડિયાદ ગઇ. ત્યાં હું એક વર્ષ રહી તોય મારા સાસરેથી કોઇ તેડવા ન આવ્યું. વગર તેડયું જવાય નહિ. કારણ કે તેમાં બાપની આબરૂ જાય. સાસરીયાં એમ જાણે કે તેના બાપને રોટલો ન જડયો! તેથી પ્રથમ મારા પિતાને કહીને, મારા સસરાજી ઉપર કાગળ લખાવ્યો. જવાબ મારા સસરાજીનો આ પ્રમાણે આવ્યો.

"સુંદરલાલનો અભ્યાસકોર્સ બહુ અધરો છે. હાલ તમારી દીકરીને અહીં તેડી લાવીએ તો 'સુંદરનો' જીવ અભ્યાસમાં ન રહે. વળી થોડા વખતમાં પરીક્ષા થવાની છે. માટે હજુ થોડો વખત રહીને પછી તેડવા આવશું." ત્યાર પછી આશાને તાંતણે હું દિવસો પૂરા કરવા લાગી. ને મેં ભણવામાં મન પરોવ્યું. મને એમ થયું, કે મારા પતિ આટલું બધું ભણે છે ત્યારે હુંય થોડુંક વધારે ભણી લઉં તો કેવું સારૂં? તેને કાગળ લખું. ને કંઈ કંઇ વાંચી નેય આનંદ મેળવું. વિચાર આવ્યો તેવો જ અમલમાં મૂકયો. મારા ભાઇઓને પૂછીપૂછીને ત્રણ મહિનામાં તો મેં થોડું થોડું વાંચવાનુંય શીખી લીધું. મને રામાયણ વાંચવાનો બહુ શોખ હતો. તેથી એ પુસ્તક વાંચવા

એક વૃદ્ધ બ્રાહ્મણ પૂજા પાઠ કરાવવા આવતો, તે મને વાચતા શીખવતો ને સમજ પાડતો. હુ ધ્યાન પુર્વક રામાયણનુ અધ્યયન કરતી. ૭ મહિના પછી એ ઘરડા બ્રાહ્મણનો દેહાન્ત થયો. ત્યાર બાદ તેનો એક યુવાન પુત્ર આવવા લાગ્યો. એ પંડિતનો પુત્ર બહુ ભણ્યો નહોતો. છતાં ઘણો શોખીન માણસ હતો. હંમેશાં દિવસના પાછલા પહોરે અમારા ઘરના પાછળના ખંડમાં આવીને તે બેસતો, ને મને રામાયણ વાંચવાનું શીખવતો. મારા પિતા સ્કુલમાસ્તર હતા તેથી તેઓ નિશાળે જતા. મારા બન્ને ભાઇઓ અભ્યાસ કરતા, તેથી તેઓ પણ નિશાળે જતા. મારાં સાવકીમા ઓળખીતાં પાડ પાડોશીને ત્યાં બેસવા જતાં, એટલે હું ને આ પંડિતનો પુત્ર, ખંડમાં એકલાં જ રહેતાં. એકાન્તવાસ ભયંકર હશે એવું મને ભાન નહોતું. ચંચળ મનની હુ પરિક્ષક નહોતી. ટુંકામાં મને કાંઇ પણ તત્વજ્ઞાન યાદ આવ્યુ જ નહિ. મારી ઉમર આ વખતે ૧૭ વર્ષની હતી. બીજું એક વર્ષ પસાર થઈ ગયું ત્યાર પછી મારા સાસરાનું તેડું આવ્યું.

તમે મારાં ધર્મનાં બ્હેન છો. તમારાથી છુપાવાને હું શું કરૂં ? આ વખતે મને બે મહિનાનો ગર્ભ હતો ! સાસરે ગયા પછી એક માસ સુધી તો કોઇને કઇ માલુમ ન પડયુ. પણ મહિના પછી મારાં સાસુને વહેમ પડયો ! તેણે વાત મારા સસરાને કહી, ને તેના ગુસ્સાનો પાર ન રહ્યો. બાદ, મને મારા પિતાને ઘેર પાછી ધકેલી આવવાનો તેઓએ નિશ્ચય કર્યો. ઘરમાં કંઇ ધોંધાટ નહિ કરતાં યુક્તિથી મને દુર કરવાની બાજી, તેઓએ અગાઉથી ગોઠવી રાખી. આ વાતની મને પ્રથમથી જરાય ખબર પડવા ન દીધી. મારા તરફની મમતામાં તેઓએ ઉણપ બતાવી હોય એવું મને માલુમ ન પડયું. ભવિષ્યની ચિન્તાતો મને રહ્યા જ કરતી. પણ જ્યાં સુધી ગડગડાટ મારાપર તૂટી ન પડે, ત્યાં સુધી સ્મશાન શાંતિના જેવું સુખ માનીને, પગલાં ભરતી.

" વહુ ! નડિયાદથી તાર આવ્યો છે ! તારો બાપ બહુ જ

બિમાર છે. મ્હોં જોવા માટે તને તેડાવે છે" વાત જાણ્યા પછી બીજે દિવસે ૧૧ વાગે મારાં સાસુએ યુક્તિ પુર્વક મને કહ્યું.

"અરર ! પણ હું એકલી શી રીતે જાઉ ?" મેં વાત્ત સાચી સમજીને અધિરાઇમાં જ બોલી દીધું.

"આજે જ બાર વાગ્યાની ગાડીમાં જા, તારા સસરાજી મુકવા આવે છે." મારાં સાસુજીએ નક્કી પ્રોગ્રામ કહી દીધો.

મારા પતિતો કોલેજમાં ચાલ્યા ગયેલા. આ બાજીની તેને જાણ હશે કે નહિ તેની કશી ખબર ન પડી. સસરા સાથે હું મારા પિતાને ઘેર આવી. રવિવારનો દિવસ હોવાથી મારા પિતાજી ઘેર જ હતા. તેઓ માંદા નહોતા. હવે મને આ ભેદ સમજાયો. ઘેર જતાંવેંત જ; "તમારી દીકરી અમારા કામની નથી રહી" એટલું મારા પિતાને કહી, મારા સસરા આવ્યા તેવા જ પાછા ચાલ્યા ગયા. મારા પિતાના ઘરનું પાણી સુદ્ધાં પીધું નહિ. આખરે આ ગોઝારી વાતની જાણ ઘરનાં બધાંને થઇ, ને મારા પિતાની વ્યાધિનો પાર ન રહ્યો. મારાં કપડાં દાગીના બધું જ સાસરાને ઘેર રહ્યું. માત્ર પહેરેલા કપડે જ હું મારા પિતાનું મ્હોં જોવા આવેલી. હાથમાં સોનાની એકેક નાજુક બંગડી અને નાકમાં ચુંક, એટલો દાગીનો મારાં અંગ ઉપર હતો. આ બંગડી અને ચુંકની મારા સસરાએ માગણી કરી નહિ.

મારો જીવનભાર વધતો ચાલ્યો. તેનાં નિવારણાર્થે મને કેટલીક દવાઓ ખવડાવવામાં આવી, પણ કશીય અસર ન થઈ. મને મારા પોતાના ઉપર અતિશય ધિક્કાર છૂટયો. પણ હવે થયું ન થયું થવાનું જ નહોતું. અને મને હવે જીવવા કરતાં મરવું જ ઉત્તમ લાગ્યું. કોઈ પણ પ્રકારે આ પાપી શરીરનો અંત લાવું, એવા નિશ્ચય ઉપર હું આવી. છૂપી રીતે ૬ આનાનું અફીણ મંગાવ્યું. ને ભગવાનનું સ્મરણ કરી ઘોળીને પી ગઈ. છતાં આ પ્રભુની અકળ ગતિ તો જાઓ !

મને અફીણુનીયે અસર ન થઈ! પ્રભુ મને જીવાડવાનું કેમ ઇચ્છતો હશે ? મને પાપીણીને સંઘરતાં કાળ પણ કેમ જાણે બ્હીતો હોય! જેની અહીં જરૂર નથી તેની પ્રભુના દરબારમાં પણ જરૂર નથી. એ વાત મને સત્ય લાગી. પ્રભુ કરે તે ભલા માટે એમ વિચારીને મેં વધારે ઓસડ વેસડ કર્યાં નહિ. એક ક્ષણે એવો પણ વિચાર આવ્યો, કે આમ કરવાથી મારા શિરે બાળહત્યાનુંય પાતક આવશે, પણ ત્યારે કરવું કેમ ? મારાથી અહીં રહેવાય તેમ નહોતું. ને મને સલાહઆપનાર પણ કોઇ નહોતું. પેલો ચંડાળ પંડિતનો પુત્ર તો ગામ છોડીને ક્યાંક ભટકવા ચાલ્યો ગયો, અને તે હોત તોય હું તેને હડ-હારત નહિ. મને તે જમ જેવો જ લાગ્યો. તેણે મારા સાલસ-પણાનો ગેરલાભ લીધો તેથી પ્રભુ તેને રૌરૌ નર્કમાં નાખે એવા શ્રાપ મારૂં અંતર વર્ષાવે છે. મારી આ ભુલ મારો ઘાત કરાવશે ને તે પિશાચને કોઈ જાતનું બંધન નહિ! અરર, આવાં જગતમાં કેમ કરીને રહેવાય! મારો જીવ ઉંડો ઉડો ઉતરી જતો, ભુખ લાગતી નહિ. ઉંઘ આવતી નહિ. કળતરથી આખુય શરીર તૂટતું, હું કોઇને મ્હોં બતાવી શક્તી નહિ. ઘરનાં કોઈ મને ઇચ્છતાં નહિ. મારી સાવકી મા, મેણાં મારીને મારો જીવ લઇ લેતી. મારા પિતાજી અને ભાઇઓ બહુ મુંઝાતા. ગામમાંય ગુપ્ત રીતે વાતો થવા લાગી. ને વધારે ખાત્રી કરવા માટે લોકો ચાહીને અમારે ઘેર આવતાં ને મને નીરખીને જોતાં. મારાથી આ બધુ ન ખમાયું. તેથી પ્રભુનું નામ લઇને કાળી રાત્રી માથે લીધી. હું એકલી અટુલી કોઇ ન જાણે એવી રીતે મારા પિતાનું ઘર છોડીને પૃથ્વીની પીઠપર સવાર થઈ ચાલી નીકળી. પણ વધારે ચાલી શકું એવી મારી સ્થિતિ નહોતી. તેથી રેલ્વે માર્ગે હું ભરૂચ આવી. ગામમાં કોઇને ત્યાં ન ગઈ. મને એટલી તો લજ્જા આવતી હતી કે જાણે પશુપક્ષિનેય મારૂં મ્હોં ન બતાવું. ગામમાં જ-ઇને કોઇનો આશરો લઉં તો લોકો હજાર જાતની પડપૂછ કરે ને છેવટે મારી વધારે ફજેતી થાય. વળી કોઈની નવી જાળમાંય વખતે

સપડાઈ જવાય; તેથી મેં એ વિચાર માંડી વાળ્યો, ને સ્ટેશન ઉપરથી જ કંઇ કાચું કોરૂં ખાવાનું આઠ દશ દિવસ ચાલે એટલું લઇ લીધું. બાદ નર્મદા નદીના કાંઠે કાંઠે ઘણે દુર સુધી ચાલી ગઇ.

તે દિવસે વાદળાંથી આકાશ ઘેરાયલું હતું કયારેક વરસાદના છાંટા પડતા હતા. પછી હું ચાલી શકી નહિ. પ્રસૂતિકાળ સમિપ જ હતો. જરા દુર ઝાડની ઘટા આવી, ત્યાં હું બેહોશ થઇ પડી ગઇ! કેટલો વખત પડી રહી તેની ખબર ન રહી. મને મારૂં ભાન નહોતું. દુઃખથી દબાયલી, બીધેલી, હું ડાકણ જેવી થઇ ગઇ! ચતુર્ભુજ બ્રહ્માની અદ્દભૂત કારીગીરીના જીવતા જાગતા નમુનારૂપ, એક નવજાત બાળક ગર્ભપાશમાંથી છુટીને અહીં કરૂણ આક્રંદ કરી રહ્યું હશે તેની મને જરાય ખબર ન હોતી. આ નિર્જન સ્થાનમાં કોઇ માનવીનો પગરવ પણ નહોતો.

બધાંય મારાં વૈરી થયાં હતાં પણ પ્રભુ મારો વૈરી ન્હોતો થયો. હું જ્યાં જ્યાં જાઉં ત્યાં ત્યાં મારી સંભાળ રાખવાની તેને ચિન્તા હતી; તેથી અહીં પણ પોતાના એક પાર્શ્વદને મારી રક્ષા માટે જ મોકલાવ્યો!—બાળકનાં રૂદનની ચીસો સાંભળીને એક સાધુ મહાત્મા પોતાના ત્રણ શિષ્યો સાથે ત્યાં આવી પહોંચ્યા. હું બીલકુલ બેભાન હાલતમાં પડેલી, હાથે પગે શીત ઢળી ગયલું.

સાધુ મહારાજ સુપાત્ર ખરા જ. તેણે શિષ્યોને આજ્ઞા કરીને એક એવું વાહન મંગાવ્યું કે મને એવી જ સ્થિતિમાં તેની અંદર સુવાડી દીધી. એક શિષ્યે બાળકને કપડાંમાં વીંટીને ઉપાડી લીધો. બાદ અમને તેઓના આશ્રમે લઇ ગયા. આશ્રમમાં બે દિવસ સુધી હું એમ જ પડી રહી. આખરે સાધુ મહારાજની સારવારથી ત્રીજે દિવસે હું શુદ્ધિમાં આવી. જોઉ છું તો હું એક સુરક્ષિત ઠેકાણે સુતેલી હતી. પણ આથી મને વધારે દુઃખ થયું. હું પોકે પોક મુકી રડવા લાગી.

ભયંકર ભુલનું ભુત મારો નિર્દયતાથી ભક્ષ કરવા લાગ્યું.

આંસુ રોકયાં રોકાય તેમ નહોતું. સાધુજીએ મને બહુ બહુ આશ્વાસન આપતાં કહ્યું,—"બ્હેન! તું રડ નહિ. માણસ માત્ર ભુલને પાત્ર છે, તારો દોષ નથી. તારાથી કહેવાય તો તું આ તારાં વિતકની વાત મને કહે." પણ મને ધીરજ ન આવી. મેં કહ્યું, "મહારાજ, શા માટે તમે મને બચાવી? હું જીવવા નથી ઇચ્છતી. આ દુનિયામાં મારા જેવી પાપી સ્ત્રી એકેય નહિ હોય. મારૂં મુખ જોનારનેય પાપ લાગે." કહી બે હાથથી મેં મારૂં મોઢું ઢાંકી દીધું, ને રોઇ પડી. બાદ મારી વિતક વાત મેં અથેતિ કહી સંભળાવી.

"ભગિની!" સાધુ મહારાજે મને કહ્યું 'તું ના રડીશ. તારૂં રૂદન હું નથી જોઇ શકતો. સંસારમાં તારાથીય અધિક સંકટમાં સપડાયલી મહીલાઓ હિન્દુ સમાજનાં કોઇ અગોચર સ્થાને સડી રહી છે. ભારતવર્ષમાં આજ ચોમેર વિધવાઓની હાય બાળી નાંખે છે. સમાજની નજરે આબરૂ સાચવવા ખાતર તરતનાં જન્મેલાં બાળકોને, એ પરમ દયાળુ વિધવા સ્ત્રીઓ પણ કાળને શરણુ કરે છે. પ્રકૃતિનો સ્વભાવ બહુ ભારી તપના પ્રભાવે બદલાય છે. અખબારોમાંય એવી ખબરો છપાય છે. ગટરોમાં, કચરામાં, સંડાસમાં અને છેવટે ધરતીની ધૂળમાં હિન્દુ વિધવાઓ બાળકોને ભાળી દેછે. કેટલાંય અસહાય બાળકો ગલીકુચીઓમાં પગની ઠોકરો ખાતાં અથડાય છે, અને કેટલાંક બાળકોને ઇસાઇ મીશનરીઓ ઉપાડી જાય છે. ગામડાંઓના કરતાં શહેરોમાં આ દશ્ય વધારે નજરે પડે છે. આ ગુલામ ભારતવર્ષમાં આવી રીતે બાળકોને ઉઠાવી જવામાં વિધર્મિઓને ઓછો જ કંઇ ડર લાગવાનો હતો? બેન! તારી વાત સાંભળીને મને બહુ કરૂણા ઉપજે છે, ને હિન્દુ પુરૂષજાતિ તરફ ભારે ઘૃણા ઉપજે છે. આ જાતિને તેનાં કર્મનાં ફળ મળવાં જ જોઇએ. આ સમાજમાં કેટલીય માતાઓ આવી રીતે ગર્ભની યંત્રણાથી જીવનની લૌકિક લીલા પૂરી કરીને કાળના ઘોર ચકાવામાં ઘેરાય છે. જે સમાજમાં બળ–વીર્ય નથી, જે સમાજમાં જાતિયતા નથી, ને

જે સમાજ સ્વાવલંબી નથી તે જ સમાજમાં માતાઓની આવી દશા થાય છે. જે સમાજથી નારી રક્ષા ન થાય તેનું અસ્તિત્વ આ સંસારમાં કેટલો વખત રહેશે તે કંઇ કહેવાય નહિ."

સાધુ મહારાજનું ભાષણ સાંભળીને હું જરા શાન્ત થઇ. પણ તે જ દિવસે રાત્રીના મને સખ્ત તાવ ચડયો. પેટમાં કંઈ ઝેર રહી ગયું હશે તેથી ઝેરી તાવે હુમલો કર્યો. સાધુજીએ પોતાની સમજ પ્રમાણે કંઇ ઔષધોપચાર કર્યા, પણ વ્યર્થ. તાવના જોસમાં સન્નીપાત વધ્યો સાધુજી મારા બિછાના પાસે જ હતા. મેં તેને કહ્યું, "મહારાજ! તમે મારા ધર્મના બાપ છો, મારી છેલ્લી એક ઇચ્છા પૂર્ણ કરો હું હવે જીવતી નહિ ઉઠું.

"કઈ ઇચ્છા? જે હોય તે નચિંતપણે મને કહી દે." સાધુજીએ તેનો અમલ કરવાની મને ખાત્રી આપી.

"મારી ઇચ્છા એક જ છે, ને તે આ રહી:—અમદાવાદમાં મારા પતિ સુંદરલાલ અભ્યાસ કરે છે, તેને જ, બસ તેને જ હવે મારે છેલ્લી ક્ષણે મળવું છે. તેના પગની રજ માથે ચઢાવીને હું સ્વર્ગમાં જઇશ. તેની સ્નેહપૂર્ણ દૃષ્ટિવાળુ અને કરૂણા, ક્ષમા, પરવશતા, સમવેદનાયુક્ત આધિરતા, આદિ સર્વ ભાવ સમિશ્રિત મુખદર્શન મારે છેલ્લીવાર કરવું છે. આ પાપી શરીર નષ્ટ થશે, ને થાય એવુ જ હું ઇચ્છું છું. મારા ખાતર આપને ઘણુંય કષ્ટ સહન કરવું પડયું છે, અને તે માટે હું દીન ભાવે આપની ક્ષમા યાચું છું. મારી પેઠે અનેક બ્હેનો આ નશ્વર શરીરને નષ્ટ કરે છે, ને મનેય તેઓનું અનુકરણ કરવા દો." મેં જેમ આવડે તેમ બોલી દીધુ. સાધુજીએ તે જ ક્ષણે એક શિષ્યને અમદાવાદ મોકલાવ્યો. મારા પતિને કેવી યુક્તિથી બોલાવ્યા હશે તેની મને કશી ખબર ન પડી. ત્રીજે દિવસે તે શિષ્ય મારા પતિને સાથે લઈ આશ્રમમાં આવ્યો. સાધુજીએ કંઇ કંઇ વાતો પૂછીને થોડો વખત ગાળ્યો. અને મારૂં બિછાનું હતું ત્યાં તેને લઇ આવ્યા. મેં કંઇક બોલવાનો પ્રયત્ન કર્યો પણ મારે

ક્ષોભ થયો. જીભ તાળવે ચોંટી ગઇ. માત્ર હું ઝાડની પેઠે મારા પતિના પગમાં પડી, તેના ચર્ણ નીચેની રજ મારા મસ્તકે ચડાવીને પછી જેમની તેમ પડી રહી. તે પોતે કશુંય બોલ્યા નહિ. પણ એમની અમી ભરી આંખોમાં હું કરૂણાનો ભાવ જોઇ શકી. એમણે મને કશુંય દુઃખ નથી આપ્યું. મારાપર એમની અગાધ મમતા હતી; પણ અફસોસ! સમાજના સત્તાવાહી કોરડા ખમવા જેટલા પોતે સમર્થ નહોતા. મારી એક ભુલ હવે બ્રહ્માથી પણ સુધરે નહિ એ નક્કી હતું. પછી તુરત સાધુજી તેને બીજા ખંડમાં લઇ ગયા, ને પોતે એકલા મારી પાસે આવ્યા. મારા કપાળે હાથ ફેરવ્યો ને હું બોલી ઉઠી. બસ. કલ્યાણ, કલ્યાણ, હવે મને કંઈ ઇચ્છા નથી. પણ મહારાજ! એક અરજ. અને તે એ જ, કે મારી આંખોનાં તેજ સ્વરૂપ આ બાળક પુત્રને તમે સંભાળજો; તમારા ચરણોમાં તેને સોંપીને હું નચિંતપણે જાઉં છું. મને વિશ્વાસ છે કે તમે તેને તમારાથી અળગો નહિ કરો, ને કરો તોય તેની સંભાળ લેવાનું ન ભુલતા. હા, હવે નથી કહેવું, કંઇ યાદ આવતું નથી. બસ એક જ ભુલના યજ્ઞમાં આ મારૂં બલિદાન! ત્યાર પછી મારૂં શું થયું તે હું નથી જાણતી. ”

\+ + + +

હિન્દુ સમાજમાં માત્ર અજાણતાં થયેલી એકાદ ભુલનાં પ્રાયશ્ચિતમાં અબળાઓ પોતાના મોંઘા પ્રાણ પણ સોંઘા કરી આપી, મ્હોતને વ્હાલું કરે છે. અને પુરૂષજાત સેંકડો ભયંકર ભુલો કરે, છતાંય તે નરઅમરને કોઈ નીતિ નિયમનો બાધ ન નડે. ને પ્રાયશ્ચિત ણ ન કરવું પડે. આવી વિચિત્ર સમાજરચના હિન્દુઓના ક્યા દેવે કરી હશે? કુદરત તે કેમ કરીને સાંખશે? આખરે આ બાઇ ખોળે પોઢી ગઇ છે. હિન્દુસ્થાનમાં ઘણી સેવાસમિતીઓ કમિટિઓ છે, આર્ય સમાજની સંસ્થાઓ છે, સેવાનો કેટલાંક સ્ત્રી મંડળો છે, વિધવાશ્રમો છે, અને સનાતન

ધર્મરક્ષક સભાઓ—સંસ્થાઓ પણ છે ! પણ તેમાંના એકેયને અબળાઓ પ્રતિ અનુકંપા નથી. સંજોગોમાં સપડાઇને કોઈ અબળા એકાદ ભુલ કરી નાખે, ને તેને સનાતન ધર્મરક્ષકો આશ્રય આપે, તો તો તેઓનો ધર્મ અરબી સમુદ્રને તળીયે જઈને બેસી જાય ! ને તેઓની કંઠીઓ તૂટું તૂટું થઇ જાય ! કદાચ તિલક છાપાઓમાં અને આછા ઉપરણાઓમાંય કલીયુગ પ્રવેશી જાય ! તેથી તેઓ અબળાજાતિનો ઉદ્ધાર શી રીતે કરી શકે ? મંદીરોમાંયે ભોળી સ્ત્રીઓની પાયમાલી કરીને સનાતન ધર્મ જીવતો રખાય છે ! પણ તેનો હિસાબ પૂછવા માટે હિન્દુસમાજ ક્યાં તૈયાર છે ? અન્ય સંસ્થાઓમાં દંભના પડદા ચીરાતા નથી. એ દુ:ખની વાત છે.

આ બાઈના સંસ્કારી પતિ સુંદરલાલે અદ્યાપિ બીજું લગ્ન કર્યું નથી. સાધુ મહારાજે બાઇના પુત્રને કોઇ અનાથાશ્રમમાં રાખ્યો છે. ને હાલ પોતે આગ્રા અયોધ્યાના સંયુક્ત પ્રાંતોમાં વિહાર કરે છે. આ સાધુ મહારાજના વિચારો કંઇક એવા છે કે: ઘર છોડીને જંગલમાં જ ભટકવાથી પ્રભુ મલતા નથી. કપડાં રંગવાથી કે જટા વધારવાથી આ યુગમાં પ્રભુ પ્રાપ્ત થવાના નથી. પણ જડ શરીરોમાં જે ચેતન સ્વરૂપ નારાયણ વસી રહેલા છે, તેઓની સેવા કરવાથી જ આત્મસ્વરૂપે સ્થિત થઇ શકાય છે. જે મનુષ્ય દુ:ખી પ્રાણીપર પ્રેમ નથી કરી શકતો તે નિરાકાર પ્રભુમાં કદી પણ પ્રેમ નહિ કરી શકે. સાધુજી અવારનવાર બાળકને જોવા માટે અનાથાશ્રમમાં આવી જાય છે. ને તે જરા મોટો થતાં પોતાની સાથે જ રાખવા ઇચ્છે છે. આ સત્ય ઘટનાત્મક કથામાં ખરેખર દોષપાત્ર કોણ ઠરે છે, તેનો નિર્ણય વાંચક પોતે જ કરી લે એ ઇષ્ટ છે.



# ૧૮: જીવકોરની જીવનકથા.



ખંભાતમાં સરૂપચંદ શેઠ એક જાણીતા કાપડના વેપારી હતા. એમનાપર સરસ્વતી દેવીની ઝાઝી મહેર ન્હોતી, છતાંય લક્ષ્મી દેવી પ્રસન્ન હતાં. શેઠ પોતે શરીરે સ્થુળ ને સ્વભાવે આનંદી હતા. છેલ્લી ભયંકર લડાઇ દરમ્યાન વેપારમાં સારૂં ચાન્સ મેળવી લીધું, ને ખંભાતમાં બે બંગલા બંધાવી, સુંદર ફરનીચરથી વસાવ્યા. બધુંય સુખ તો નશીબમાં હોય ત્યારે મળેને ? શેઠ પૈસે ટકે સુખી હતા, એમને અનુરક્ત રહે એવી બે પત્નીઓ હતી, તોય પુત્ર પુત્રીની ખોટ રહી. બન્ને પત્નીઓ બાધા આખડીઓ રાખતી, કોઇ સાધુ બાવા મંત્ર જંત્રની ચીઠ્ઠીઓ આપતા તે પાણીમાં પલાળીને પી જતી, ને બીજી કંઇ કંઇ દવાઓ ખાઈ જતી, તોય સંતાનપ્રાપ્તી ન થઇ. તેથી તે બાઇઓ પોતાનું જીવન નકામું સમજી ઉદાસ રહેતી. બિચારી અબળા જાતને કંઇ એક દુ:ખ છે ? વધારે સંખ્યામાં બાળકો થાય તો અતિ સુવાવડોમાં તેનું કમોત થાય. બાળક અવતરીને મરી જતાં હોય તોય દુ:ખ, ને સંતાન ન થાય તો તો તેનું કંઈ જ મૂલ્ય નહિ.

હંમેશની ઉદાસીનતા ને અસંતોષને લીધે શેઠનાં એક પત્નીને ક્ષય રોગની અસર જણાવા લાગી ને બીજીને સંધીવા થયો. આવી નિરૂપયોગી સ્ત્રીઓ જલદી મરી જતી હોય તો કેવું સારૂં ? એવો

વિચાર કરી, એક વધારે સ્ત્રીનો ઉદ્ધાર કરવાના શેઠ મનોરથ ઘડતા-હતા. તેને ક્યાંય ગોઠતું નહિ. બન્ને પત્નીઓને પોતે નકામી ગણુતા. તેઓના માટે દવા કરવાની શેઠને ગરજ નહોતી. કારણુકે શેઠનો વંશ રાખવામાં તેઓ નિષ્ફળ ગઇ હતી.

કાર્તક શુદ ચોથ ને ગુરૂવારના સારૂં ચોઘડીયું જોઇને સરૂપ-ચંદ મદ્રાસ સીધાવ્યા. અહી તેઓની રેશમી કાપડની દુકાન ચાલતી હતી. દુકાનોનો વહિવટ મોટે ભાગે શેઠના ભાગીયાઓ, ને વિશ્વાસુ માણુસો કરતાં. શેઠનું ચિત્ત ક્યાંય ચોંટતું નહિ. તેને "પૂ" નામના નર્કમાંથી તરી જવા માટે પુત્ર પુત્રી પેદા કરવાનો ધખારો હતો. તેને એ જ બીક હતી કે હું મરી જતાં પાછળથી મારી ગાદી ખાલી રહી જશે તો ?" અને તે માટે ત્રીજી પત્નીનું પાણી ગ્રહણુ કરવાનો નિશ્ચય કર્યો. મદ્રાસમાં તપાસ કરતાં સ્વજ્ઞાતિની એક વિધવા બાઇને એક છોકરી છે ને તેને પરણુાવી દેવા માટે બાઇ સારૂં ઠેકાણું શોધે છે, એવી શેઠને ખબર પડી. તુરત પોતે વાત ચલાવી. તે વિધવા બાઇને ખાવા માટે રૂ. ૩૦૦૦) આપ્યા. બાદ પોતાને બે પત્નીઓ હયાત છે. એ વાત છુપી રાખી, એ બાર વર્ષની કુસુમકળી સમી બાળ-કીને ખરીદી લાવ્યા ! મદ્રાસમાં જ એક ઘર ભાડે રાખ્યું ને સૌને ખાત્રી થાય તે માટે ત્યાં જ રહેવાનું યોગ્ય ધાર્યું.

ખંભાતમાં પોતાની બે પત્નીઓને બિમાર હાલતમાં છોડેલી હતી, તેઓનું શું થયું તે જાણુવાની શેઠને ફીકર નહોતી. કારણુ, તે તો ખોટા રૂપીઆ ! ખોટા રૂપીઆ ખોવાય તોય શું ને રહે તોય શા કામના ? પોતે નવી–ત્રીજી પત્ની કરી તે વાતની જુની પત્નીઓને ખબર આપી નહોતી. તેઓની સંમતિ લઇને પછી જ પોતે નવું લગ્ન કરે એવા શેઠ બાયલા નહોતા. હિન્દુ પત્ની એટલે શું ? જુનો જોડો ! અંગનો મેલ ! અંતરની ઉલટી ઇચ્છા છતાંય અનુરક્ત રહે એવું એક મનુષ્યાકારનું પૈડું ! બારણાં પાછળનું ઝાડુ ! ઉતરી ગયેલું અનાજ ! તેની વળી સંમતિ લેવાની હોય ? પુરૂષ મ્હાય સો

કરી શકે! પોતાનાં સુખ માટે આકાશ અવની એક કરે! તોય જળકમળવત્ તેને કશો બાધ નહિ! અમારા આર્ય સંસારમાં આજ એક તરફી શાસન ચાલી રહ્યું છે. પત્ની ગમે તેવી શાણી હોય, તો પણ તેને માટે તો જે ઘરેડ તૈયાર હોય તેમાં જ ઘસડાવાનું. હિન્દુ સંસાર, સ્ત્રીની નિર્દોષ સ્વતંત્રતાનોય શત્રુ છે. જો એમ અંકુશ ન રાખે તો સ્ત્રીધર્મ અવનિ ઉપરથી નાબુદ થઈ જાયને?

મદ્રાસમાં પ્લેગની મહામારી ચાલી, ને શેઠ નવી પત્નીસહ ખંભાત આવ્યા. નવીને ખાસ જુદા બંગલામાં રાખી. જુની પત્ની ઓનાં અંતરની વેદના જાણવાની શેઠને ફુરશદ નહોતી. એક તો બિચારી ક્ષય રોગની બિમારીમાં પંચત્વને પામી ગઇ. ને બીજીની બાજરી હશે તેથી તે જીવન શ્વાસ પૂરા કરવા લાગી. શેઠ નવી પત્ની પાસે નખરાં કરતા પડયા જ રહેતા. જગતમાં શું ચાલી રહ્યું છે, ને પોતાનો ધંધો ધાપો કેમ ચાલે છે, એ બધું જાણવાની વૃત્તિને વિસારી બેઠા. કીરતારનાં કટાક્ષમાં તે જબરો ગુન્હેગાર દેખાઈ રહ્યો છે. તેનું તેને ભાન નહોતું,—નજ હોય

નવી પત્ની નંદકાન્તા ચૌદ વર્ષની વયે તો એક પુત્રીની માતા થઇ. પણ તે છોકરી દશ દિવસની થઇને મરી ગઈ. ત્યાર બાદ ચાર વર્ષમાં બીજી ચાર પુત્રીઓ અવતરી ને અદર્શ થઇ! શેઠની વ્યગ્રતા વધતી ગઇ. જોશીબુવાઓપાસે જોશ જોવડાવ્યા. કોઇએ કહ્યું "પિતૃઓ નડે છે" બીજાએ કહ્યું "અમુક ગ્રહ નડે છે." શેઠ બિચારાએ પિતૃઓને શાન્ત કરવા માટે પ્રભાસ પાટણ જઇ, સપન્તીક સરાવ્યું. બ્રાહ્મણોને જમાડયા. અને ગ્રહ નડતો હોય તો તેને શાન્ત કરવા માટે જાપ જપાવ્યા, દાન આપ્યાં, ને ભોળાશંભુ– મહાદેવજીને સવામણ દૂધ, તેમજ સાતશેર ઘીનો દીવો અર્પણ કર્યો! ત્યાર બાદ દોઢ વર્ષે છઠ્ઠી કન્યાનો જન્મ થયો. તે શરીરે બહુજ નબળી હોવા છતાં તેની આંખમાં તેજ હતું. પણ તે જીવતી રહેશે કે નહિ, તેની સૌને શંકા રહેતી. તેથી છોકરી જન્મતાંની સાથે એક જ

ડાહી પાડોશણે તેને સોનાના ઝીણા તારથી નાથી લીધી. નાક વીંધી નાખ્યું. ને આ ત્રુટકાથી તે જીવતી રહેશે એવી સૌને ખાત્રી આપી. તે આઠ મહિનાની થઇ ને શેઠને ભરોસો આવ્યો. તેથી પોતે જ તેનું નામ "જીવી" રાખ્યું. જીવી ચાર વર્ષની થઇ તે દરમ્યાન શેઠને અન્ય કંઇ પુત્રલાભ કે પુત્રીલાભ ન થયો. ને પાંચમે વર્ષે તો ગજબ થયો ! શેઠને એકદમ મુંઝ ચડી, ને ઢગલો થઇ પડયા ! જર્જરીભૂત શરીરમાંથી દેવતા ઉડી ગયા ! પરાધિન થઇ રહેલી નવી ને જૂની પત્નીનાં દુઃખનો પાર ન રહ્યો. જીવીનાં લાડ લુંટાઇ ગયાં ! થઇ રહ્યું. ખંભાત શહેરનો ખંતીલો શેઠ હતો નહતો થઈ ગયો ! રડવા કુટવામાં તેને પૂર્ણ રીતે નવાજ્યા. ને ઉત્તર ક્રિયામાં મોળી મીઠી ખાજલીની ન્યાત કરી ! તાંબાના ત્રાંસની લ્હાણી કરી, બ્રહ્મ ભોજન કરાવ્યાં, ને એ રીતે શેઠને અચ્છી તરહસે ઉજવ્યા !

વેપારીઓ—આડતીયાઓ અને ભાગીયાઓ સાથે શેઠ ચોકખા હિસાબ રાખતા જ નહિ. જ્યાં ત્યાં હિસાબના ગોટા ને લેણદેણના લોચા ઉકેલ્યા ઉકલતા નહિ. ભાગીયા તે અભાગીયા જ ! શેઠ ગત થતાં તેના ભાગમાં કંઇ મળ્યું નહિ. ઉલટું તેના ઉપર બાકી લેણું નીકળે છે, એવું બીજા ભાગીયાઓએ જણાવ્યું. ને તે વસુલ કરવાનું કામ પંચને સોંપાયું. શેઠના ઘરમાં જે કંઇ હતું તે પ્રેતભોજનમાં ખલાસ થઇ ગયું. માત્ર અંગ ઉપરના બે ચાર દાગીના અને રાચરચીલાં ઉપર ખર્ચ નિભાવવાનો મદાર હતો. જંગમ મિલ્કતમાં બે મકાનો હતાં. પણ તેનું વેચાણ કરવાનો હક્ક શેઠની વિધવાઓનો ન્હોતો. પણ શેઠના એક નાના ભાઇનો હતો. ધીમે ધીમે ગામને, અને કુટુંબને શેઠની ખોટ વિસારે પડવા લાગી. સાત સાત વર્ષનાં વ્હાણાં વાઈ ગયાં. શેઠની લાડઘેલી જીવી ૧૨ વર્ષની થઇ તોય સાત વર્ષની કીકી જેવી લાગતી. તેને પારકી કરવા માટે જીવીની બા નિરંતર ચિન્તામાં રહેતી. તેનાં માગાં આવતાં ખરાં, પણ ભુખડી બારસ જેવાં ઠેકાણાં તેની માતાને ગમતાં નહિ. દરમ્યાન મુંબઇના

એક આધેડ શ્રીમંતનું માગું આવ્યું. મૂરતીયો ૪૩ વર્ષનો હતો ! આગલી બે પત્નીઓને તે પરવારી ચુકયો હતો. એક પત્ની પોતાની પાછળ એક પુત્ર મૂકી ગયેલી, તે હાલ ૨૫ વર્ષનો હતો. તેની વહુ ઘેર હતી તેથી બાપ દીકરાને રાંધી ખાવા માટે તકલીફ ન્હોતી. છતાંય ઘડપણમાં ચાકરી કરાવવા માટે એક સ્ત્રીની તો તેને જરૂર હતી જ. નંદકાન્તાએ એ, મુંબઈગરા ન્યાતીલાને પોતાનો જમાઈ કર્યો, વિવાહ થયા પછી બધાં જીવીને "જીવકોર" કહીને બોલાવતાં જીવકોરનું હાડ રાંક હતું. બિચારી સ્વભાવની બહુ ગરીબ. ઘરઆંગણે થોડું વાંચતાં લખતાં શીખેલી. વિવાહ થયા બાદ ત્રણ મહિનાના ગાળામાં તેનાં લગ્ન થઇ ગયાં. ૪૩ વર્ષનો મૂરતીયો હજુ શરીરે સુદૃઢ હતો. દાંત પડયા નહોતા. લગ્ન સમાપ્તિ વેળા પાકટ વયના વરરાજા જોડે જીવકોર નાનાં બચ્ચાં જેવી લાગતી હતી. કોઈ પણ વાતમાં તે બિચારી વાંધો ઉઠાવતી નહિ. તેને પ્રથમથી જ શીખવવામાં આવ્યું હતું કે લગ્નની બાબતમાં છોકરીઓથી કંઇ બોલી શકાય નહિ. માબાપ જ્યાં આપે ત્યાં જવા માટે જ દીકરીનો અવતાર છે.

જીવકોર પરણીને મુંબઇ આવી. આજ દિન પર્યંત તે, બાપના ગામનો સીમાડો વટી નહોતી. મુંબઈમાં પ્રવેશ કર્યો, ને જાણે કોઇ નવી દુનિયામાં આવી પડી હોય એવો તેને ભાસ થયો. જીવકોરનો પતિ–પ્રેમચંદ શેઠ રૂનો દલાલ હતો. તે સાંજના ઘેર આવતો ત્યારે ખાવા પીવાની ઘણી ઘણી નવી વસ્તુઓ લાવતો, ને પોતાના પુત્રથી છાની રીતે જીવકોરને આપતો. પણ એ બાળક–જીવકોર ચાલાક નહોતી તેથી કયારેક વહુ દીકરાની નજરે પડી જતું.

પોતાનો બાપ આટલી નાની બાળકીને પરણી લાવ્યો તે કેશવલાલ ( પ્રેમચંદના પુત્ર ) ને મુદ્દલ ગમ્યું નહિ. એ ગભરૂ બાળકીને કેમે કરતાં તે " મા " કહી શકતો નહિ. ને વહુ તેને સાસુજી કહેતાં શરમાતી. કારણ, વહુ કરતાં સાસુ ( જીવકોર ) ન્હાનાં હતાં ! તેથી તેઓ જીવકોરને મશ્કરીમાં ઉડાવતાં. ડોસાને તે ગમતું નહિ. એટલે

પિતા પુત્રનો અણબનાવ વધતો ગયો. બે ચાર મહિના સાથે રહીને તેઓ જુદા થયા. હવે પ્રેમચંદને ઠીક ફાવ્યું. જીવકોર માટે તરેહવાર કપડાં ખરીદ્યાં. મુંબઇની નવી નવી ચીજો લાવવામાં હવે કોઇનો અંતરાય નહોતો. આ બધું જોઇને હર્ષથી જીવકોરનું હૈયું ફુલી જતું. શરીરે દુબળી જેવી લાગતી, તે મટીને હવે દેખાવળી થઇ રહી. જીવકોરનો શેઠ ( પતિ ) છીકણીં સુંઘતો તેથી તેનું નાક ગંદું દેખાતું. વળી પાનમાં તંબાકુ ખાવાની કુટેવ હોવાથી તેનું મ્હોં પણ, વાસ મારતું. જીવકોરની માશીની છોકરીએ એક દિવસ આવીને કહ્યું: “જીવી ! આવો ખાંભા જેવો વર તને કેમ ગમે છે ? અલી, તને ભણેલો, રૂડો રૂપાળો, રમકુડો વર ન જડયો !” “પણ તેમાં હું શું કરૂં ? મારાથી કંઇ બોલાય છે ? અને આ બાબતમાં શું બોલવું તેય મને આવડતું નથી. વર ગોતવાનું તો માબાપનું કામ હોય. કંઇ દીકરી વર જોવા નીકળે ? અમારા ગામમાં એવો ચાલ નથી. તેથી હું વગર સમજ્યે કંઈ દલીલ કરૂં તો ગામમાં મારી હલકાઈની વાતો થાય ને મારા બાપની લાજ જાય. મારા બાપા બુઢ્ઢા હતા ને મારાં બા કેટલાં નાનાં છે ?

મારો વર મને મારકુટ કરતો નથી તેથી મને ઝાઝો અફસોસ નથી. ભગવાન જીવતાં રાખે, ને રોટલો ખાવા દે એટલે બસ.” જીવકોરે જેવું હતું તેવું કહ્યું. તે બિચારી ઘરનાં કામમાંથી નવરી જ ન થતી. તેને ચૌદ વર્ષ પૂરાં થયાં ને સીમંત આવ્યું. પહેલી સુવાવડ પીયરમાં કરવાનો રિવાજ હોવાથી, તે ખંભાત આવી. તેની વિધવા માતા અને ગામનાં ઓળખીતાં લોકો જીવકોરને જોઇને રાજી થયાં. તેની જોડીદાર બાલ સખીઓને તેનાં (જીવકોરનાં) સુખની અદેખાઇ આવી. પૂરા દિવસે જીવકોર પુત્રીની માતા થઇ. જન્મથી જ તે શરીરે નબળીતો હતી જ, ને સુવાવડની ઘાતથી તેમાં વધારો થયો. બે ત્રણ મહિના પછી તે મુંબઇ જવાની હતી, ત્યાંતો તેના સાવકા છોકરા કેશવલાલની વહુ મરી ગયાનો તાર

આવ્યો ! તેથી થોડા દિવસ રહીને તે મુંબઈ ગઈ. વહુ મરી ગયા પછી તેનો સાવકો છોકરો–કેશવલાલ જુદો ન રહેતો. સાથે જ રહેતાં છતાં બાપ દીકરાને વાતચીત કરવાનો વ્યવહાર ન્હોતો. સવારના ખાઇને તે નોકરીપર ચાલ્યો જતો, ને રાત્રે પડોશીઓને ઘેર બેસતો. તેને સુવા બેસવા માટે જુદો રૂમ હતો. આ પ્રમાણે બાપ દીકરાના અબોલા ચાલ્યા જતા. છોકરો જીવકોરની દયા ન ખાતો, પણ તેના પર ખૂબ ચીડાતો. કેશવલાલના ઘરનું રાચરચીલુંયે જીવકોરે પોતાના ઘરમાં વસાવી લીધું. હાલના નવા જમાના પ્રમાણે એક શ્રીમંતના ઘરમાં જેટલું ફરનીચર જોઇએ, તેટલું તેના ઘરમાં હતું. નાણાંનો વહિવટ, શેઠ પોતાના હસ્તક રાખતા. ઘરમાં બે ત્રણ રૂપીઆ વાપરવા આપે ખરા, પણ પાછો તેનો હિસાબ માગવાનું ભુલતા નહિ. ' સ્ત્રીને આર્થિક સ્વાતંત્ર્ય આપવામાં જોખમ છે, એવી તેની માન્યતા હતી. એકંદર રીતે તે રૂઢ થયેલા જુના વિચારનો–રૂઢી પૂજક હતો. "નારી માટે સ્વતંત્રતા નકામી ' એ સૂત્રને તેણે પોતાનું કરી લીધેલું, અને જીવકોર તેના તે વિચારોને આડે આવે એવી નહોતી, તેથી સરખું ચાલ્યું. જીવકોરનાં પીયરમાં વૈષ્ણવ ધર્મ મનાતો, ને તેનો પતિ જૈનધર્મી હતો. જે ધર્મમાં પુરૂષ માનતો હોય તે જ ધર્મ સ્ત્રીએ પણ પરાણે માનવો, એવી રૂઢી હિંદુ સમાજમાં હોવાથી જીવકોર પણ જૈનધર્મમાં માનતી થઇ. તે દરરોજ ઉપાશ્રયે દર્શન કરી આવ્યા પછી જ દાતણ કરતી. નહાવા ધોવામાં તે બહુ પાણી વાપરતી નહિ. કારણ કે વધારે પાણી ઢોળવામાં તેના પતિનો માનેલો ધર્મ પાપ હોવાનું જણાવતો. તે પોતાના ઘરડા શેઠની ઘણી જ કાળજી રાખતી.

એક સભામાં કોઇ પંડિતજીએ ભાષણ કરતાં કહેલું: "હિંદુ સમાજમાં લગ્ન માટે કંઇ ફરજ્યાત કાયદો નથી. પરણેલાંઓ સ્વર્ગમાં જાય છે ને નહિ પરણેલાંઓ નર્કમાં જાય છે એવી શોધ હજી સુધી કોઇ કરી શકયું નથી. જેને આત્મા પસંદ કરે તેની સાથે ભલે

લગ્ન થાય, છતાં સંતાનોત્પત્તિ એ કંઇ અકસ્માતનો વિષય નથી. વર્ષે વર્ષે નવું કેલેંડર પ્રગટ કરવામાં આવે છે તેમ દર વર્ષે નવું બાળક ઉત્પન્ન કરવાથી જગત્‌ની ને ઈશ્વરની નજરમાં બહુ ભારે ગુન્હો ગણાય છે. સુદૃઢ બાંધાનાં દંપત્તિના ઉચ્ચ મનોભાવયુક્ત ઇચ્છાની એ વાત છે. અન્યોન્યના અદ્વૈત પ્રેમનું પ્રતિબિંબ, તે જ સંતાન. અને તે નિયમ પ્રમાણે થાય તો જ બાળકો બુદ્ધિશાળી, નિ-રોગી, ને દીવ્ય શક્તિવાળાં પેદા થઇ શકે છે. ને જગત્‌માં તે અજીત થાય છે."

પણ આ ઉપદેશ અત્યારે તો હિન્દુ માતાપિતાને સ્પર્શ કરી શકતો નથી. તેઓને બ્રહ્મચર્યની સાથે સંબંધ નથી. વસ્તી ઘટી ન જાય તે માટે રોગીલાં ખોડીલાં, કાણીયાં કુબડાં છોકરાંઓનો જથ્થો વધારવાનું અર્થશાસ્ત્ર તેઓએ સાંગોપાંગ ભણી લીધું છે! વળી ઝાઝાં છોકરાંઓ વગર પોતે લીલીવાડીવાળાં ન કહેવાય તેનું કેમ? પંડિ-તોને આ વાતનું કંઇ ભાન છે?

જીવકોરને નવ વર્ષની અંદર બીજી સાત પુત્રીઓની ભગવાને ભેટ કરી! સવા સવા વર્ષે પેદા થયેલાં છોકરાં કઈ કૌવતવાળાં હોય? તેનાં બધાંય બાળકો માંદાં જ રહેતાં. કોઇની આંખો દુખવા આવે તો કોઇનો કાન પાકે, કોઇને ગુમડાં થાય, તો કોઇને ઝાડા થઇ પડે, કોઇને ઉધરસ ઉપડે, તો કોઇને ઓરી અછબડા નીકળે. જીવ-કોરનું ઘર છોકરાંઓની ઇસ્પિતાલ જેવું થઈ પડયું. બિચારી પોતે ખોખાં જેવી નિર્બળ થઇ ગયેલી છતાંય તે રોગીયાં છોકરાંઓની ને ડોસાની બનતી માવજત્ત કરતી. તે ઘણીવાર મારા સમક્ષ રોઈ પડતી ને કહેતી; "આવી વ્યાધીઓમાંથી મ્હોત આવે તો, હું તો છુટી રહું, આતે કંઈ જીવન છે? બાઈ મારાં તો પાપ પ્રગટયાં છે! મને ખાવાપીવામાં, બેસવા ઉઠવામાં કે બોલવા ચાલવામાં, કયાંય સુખ નથી મળતું. આ છોકરીનું પેટ ચડેલું જ રહે છે. આજે અર-ણીનાં બિયાંનો જુલાબ આપ્યો પણ તે પેટમાં જ રહી ગયો. હું તો

હવે એવી ત્રાસી ગઇ છું, કે જાણે દરિયામાં પડું ! આવા ઘર સંસાર કોણે કર્યો હશે ? રાંડ કોઈ નવરી હશે તેને ઘર માંડવાનું સુઝયું હશે ! જરા વાંચતા લખતાં આવડતું' તું તેય ભુલી ગઇ. ભગવાને આટલાં બધાં છોકરાં મને તે શું કામ આપ્યાં હશે ? જાણે તો છે જ કે હું પોતે અપંગ જેવી છું. એક બે છોકરાંને માંડ સાંચવી શકું, ત્યાં એક સામટી આઠ દીકરીઓ ! ને તેય કોઈ સાજી નરવી નહિ. આટલા દીકરા હોય તોય આપણને કોઈ ભાગ્યવાન માને, પણ આતો પથરાઓનો જ વરસાદ ! સંસારમાં ઘણી દીકરીઓનાં સન્માન સાંભળ્યાં છે ? બેન, જીવતાં જીવત મારે તો ઢસરડા જ છે. આવાં ઘર માંડીને માણસો શો સાર કાઢતાં હશે ? મને તો આ સંસાર ઝેર જેવો લાગે છે. પ્રભુનું નામ પણ નથી લેવાતું. વ્યાધીઓએ મને તો ઘેરી લીધી છે. આજે વળી છોડીના બાપને વસમું લાગ્યું. તેના પેટમાં વાયુના ગોળા ચઢે છે, આખી રાત તેને શેક કર્યો. બેન, હું મારૂં ભાન ભુલી ગઈ છુ."

તે બિચારી શરીરે છેક કંતાઈ ગઇ. ને પાંડુરોગી જેવી લાગતી, છતાં પણ સુવાવડોની ઘાતોનો પાર નહોતો. વળી પાછી બે મહિનાના અરસામા સુવાવડ આવવાની હતી. આ વખતે મુંબઇમાં સુવાવડ નહિ કરતાં, તે ખેડા ગઇ. ખેડામા શેઠનું પોતાનુ મકાન હતું. તે ત્યાના વતની હતા. કુટુંબ મંડળ બધું ત્યાં જ હતું. મકાનમાં પ્રેમચંદની વૃદ્ધ માતા એકલા જ રહેતી. જીવકોર આઠ છોકરીઓની ફોજ લઇને ખેડા આવી. આ વખતે તેની કંગાલ હાલત દયા ઉપજાવતી હતી. તે બેઠી હોય ત્યાંથી ઉઠી શકતી નહિ. શરીરમાં લોહીની છાંટ નહોતી, ખોરાક ખાઇ શકતી નહિ. પોતાની શારિરીક ને માનસિક પીડામાં તેને કોઇનું બોલ્યું ગમતું નહિ. સ્વભાવ ચીડીયો થઇ ગયો હતો ચૈત્ર સુદ પૂનમને બુધવારે તેને પુત્ર અવતર્યો. જીવકોરની હાલત ઘણી દયાજનક હતી. તેને કશો હર્ષ શોક ન થયો, તે તો પોતાની શારિરીક પીડામાં ગીરફતાર થઇ ગઇ. છોકરાની

છઠ્ઠી ગયા પછી કંઇક તેનામાં ચેતના આવી. આ છોકરો ઘણો જ નબળો—હાડીડા જેવો હતો. "જેવો છે તેવો, મોટો થતાં સારો થઇ રહેશે" કહી ઘરનાં વૃદ્ધ ડોશીએ સંતોષ માન્યો. પણ કુટુંબ સંસ્થામાં એક વહેમ ધ્યાન ખેંચી રહ્યો. અને તે એજ કે પૂનમને દિવસે છોકરાનો જન્મ સારો નહિ. તે માટે એક જુની કહેવત હતી: "ચોથ ચૌદશ ને ચોપાગો,[1] હાણ[2] કરે પૂનમનો જાયો" એટલે ચોથ અને ચૌદશ એ બે તિથિએ ખાટલો ભર્યો હોય, (ખાટલામાં કાથાની સીંદરી અથવા પાટી ભરવી તે) તો તેના ઉપર સુવાવાળાંનો ઘાત થાય, અને પૂનમને દિવસે છોકરાનો જન્મ થયો હોય તો તેનાં માબાપનો ઘાત થાય છે. બુધવારે ભેંસ વીઆય તે પણ હાની કર્તા છે. આ પ્રમાણે પ્રસરી રહેલાં વહેમી વાતાવરણે જીવકોરનાં નબળાં મગજપર અસર કરી દીધી. છોકરાને જોઇને તેને ભય લાગતો. સવા મહિને સહીસલામત ઉઠયા પછી બીજા બે મહિના ખેડામાં રહ્યા બાદ બાળકોનાં કંગાળ લશ્કર સાથે તે પાછી મુંબઇ આવી. પેલો વહેમ હંમેશ તેને ભડકાવ્યા કરતો. ને તેનું કંટાળા ભર્યું જીવન એમ જ ચાલ્યું જતું. તેના ચહેરા ઉપર નિર્દોષ હાસ્ય નહોતું. ઉદાસીનતા, ને અકળામણ હતી. પ્રભાવ નહોતો, ફીક્કાશ હતી. તેનામાંથી સંગીત ઉડી ગયું, ને કર્કશતા આવી. તેનો બાળક પુત્ર ચાર મહિનાનો થયો ત્યાંતો હૈન રૂઠયો! પ્રેમચંદશેઠે રૂનો સટો કર્યો, ને તેમાં રૂ. ૪૦૦૦) નું એક સામટું આંધણ મૂકાયુ! આટલી ખોટ ભરવા માટે રોકડ નાણું ઘરમા નહોતાં. શેઠને એકાએક ઝાડા થઇ પડયા. ડોકટરે અનાજ ખાવાની મનાઇ કરી. બિચારી જીવકોર મરતી પડતી, તેની સારવાર પણ કર્યે જતી. રૂ. ૪૦૦૦ ગુમાવ્યાની વાત તે જાણતી નહોતી. આઠેક દિવસ પછી શેઠનાં મુખથી એ વાત સાંભળી, ત્યારે તેનું લોહી ઠરી ગયું! પણ અહા! શી હિન્દુ સ્ત્રીની ત્યાગવૃત્તિ! તુરત તેણે શેઠને કહ્યું "જે થવાનું

---

૧ ખાટલો. ૨ હાની.

હતુ તે થઇ ગયું. તમે સલામત રહેશો તો મારે પૈસા જ છે. લ્યો, આ મારા હીરા મોતીના દાગીના છે તે, ને રોકડા રૂપીઆ ૭૫૦) એ બધાંમાંથી તમે ખોટનો ખાડો ભરી દો. તમે સારા થઇ જશો તો એક વર્ષમાં રૂ, ૪૦૦૦) થી વધારે કમાઈ લેશો" તેણે બધાય દાગીનાનો શેઠ સન્મુખ ઢગલો કર્યો. એ દાગીનાનો વિક્રય કરીને ખોટના રૂ, ૪૦૦૦) ભરી દીધા. ઘરમાં હવે કંઇ પુંજી નહોતી. માત્ર ફરનીચર હતું. પણ શેઠનું શરીર દિવસે દિવસે વધારે બગડતું ગયું. આખરે ધનતેરસને દિવસે રાત્રીના ચાર વાગ્યે પ્રેમચંદના પ્રાણ પંખેરૂ ઉડી ગયા! અંતકાળે તે આટલું જ બોલી શકયા: "કેશવ! (તેનો વડો પુત્ર) તું આ બધાંની સંભાળ રાખજે. ઘરની આબરૂ જવા દેતો નહિ. તારી આ સાવકી માને, અને છોકરાંને કદી દુઃખી ન કરતો. સંપ સપીને રહેજો. આ છોકરીઓને તું સારે ઠેકાણે પરણાવજે, ને કન્યાદાન લેજે." બસ, પછી ઝારૂં ચઢયું, તે નજ ઉતર્યું. જીવકોર ઉપર દુઃખના સાગર ઉછળીયા. તે વિધવા થઇ! તેનું ને તેનાં બાલુડાંનુ કોઇ ન રહ્યું. તેનો ચાર મહિના પહેલાંનો વહેમ દૃઢ થયો. તે રાત્રીના ચારથી તે સવારના આઠ વાગ્યા સુધી રડી રડી કૂટી કૂટીને અધમૂઇ થઇ ગઈ. આજ તેની યાતનાઓનું વર્ણન થઈ શકતું નહોતું. શબને સ્મશાને લઇ જવા વખતે તો તેણે કૂટી કૂટીને છાતીનાં હાડકાંઓનો ચુરો કરી નાખ્યો. શબની પાછળ કૂટતી, પડતી આખડતી, ભુસકા ખાતી તે દોડી! આ દશ્ય જોઇને રસ્તે જતો એક સુપાત્ર બ્રાહ્મણ બોલી ઉઠયો: "અહાહા! ધન્ય છે હિન્દુનારી, તારી કૃતજ્ઞતાને! તારી વફાદારીને! ધન્ય છે તારી સ્વાર્પણ વૃત્તિને, ને ધન્ય છે તારી ક્ષમાને. તારી ધીરજને! તારો જોટો જગતમાં નહિ જડે. કોઇપણ હિન્દુ પુરૂષમાં આવી કૃતજ્ઞતા નથી. પોતાની સ્ત્રીના અવસાન કાળે તે આટલુ આક્રંદ નહિ જ કરે." ખરેખર, આ દશ્ય દીલ પીગળાવનારૂં હતું. જીવકોરને બે સ્ત્રીઓએ પકડી લીધી. ને પાછી વાળી આણી. પણ તેણે આજને આજ મરી જવાનો જ

જાણે સંકલ્પ કર્યો હોય તેમ કૂટી કૂટીને હદવાળી દીધી. આજે તેણે લેસવાળી સાડી છેલ્લી વારની પહેરી લીધી. સ્મશાનેથી ડાઘુ પાછા આવ્યા ત્યાં સુધી તેનું કુટવાનું બંધ ન્હોતું થયું. છોકરાંઓને પ્રથમથી જ પડોશીઓ પોતાને ઘેર લઇ ગયાં હતાં. દિવસના બે વાગે કૂટવામાંથી નવરાશ મળી, ને તે નાહો ધોઇને ઘરમાં ગઈ. ઘર બધું ધોઇ નાખ્યું. પણ આજ તેને કંઇ ભાન નહોતું. વળી પાછી તે અપાર રૂદન કરતી ખુણામાં બેસી ગઈ. ત્રણ દિવસ સુધી અન્ન લીધું નહિ. ગાયનું છાણ લીપેલી જે જગ્યા ઉપર અંતકાળે શેઠને સુવાડેલા હતા, તે જ જગ્યા ઉપર ત્રણ રાત્રી પર્યંત જીવકોર સુતી. તેનાથી હવે મુંબઈમાં રહેવાય તેમ નહોતું. કારણ, ખરૂં કુટુંબમંડળ તો ખેડામાં હતું. તેથી પ્રેમચંદના ગુજરી ગયા પછી પાંચમે દિવસે, ભર્યું ભાસતું ઘર જેમ તેમ મૂકીને તેણે મુંબઈ છોડયું. કેશવલાલ પણ સાથે ગયો. બાપની ક્રિયા કરીને ૧૫ દિવસની અંદર તે એકલો પાછો મુંબઇ આવ્યો. ને થોડા સમયમાં એક સુધરેલી સંગીતા—સ્ત્રી સાથે પુનર્વિવાહ કર્યો. અને બાપે વસાવેલ ભપકાદાર ઘરમાં બાદશાહી ઠાઠથી રહેવા લાગ્યો. તેણે પુનર્લગ્ન કર્યાની વાત સાવકી માને જણાવી નહોતી. પણ જતાં આવતાં કોઈ માણસોના મોઢેથી જીવકોરે વાત સાંભળેલી. તે દોઢ વર્ષ પર્યંત ખેડામાં રહી. કેશવલાલે ખોટા કાગળ થીય તેઓની ખબર પૂછાવી નહોતી. તેમજ ખોરાકી ખર્ચ માટે એક પાઈ સુદ્ધાં મોકલાવી નહિ. પોતાનાં અંગ ઉપર જે જુજ દાગીના હતા તેનો વિક્રય કરીને બિચારીએ પોતાનો ને બાળકોનો ગુજારો કર્યો. હવે ઝેર ખાવા માટે એક પાઇ સુદ્ધાં નહોતી. તેથી કેશવલાલ ઉપર આજીજીભર્યો પત્ર લખ્યો. પણ જવાબ ન આવ્યો. દુઃખના સમયમાં એ દુઃખો ખમવાની પ્રભુ શક્તિ આપી રહે છે. જીવકોરે હિંમત છોડી નહિ. તે બાળકો સાથે મુંબઇ જવા ઉપડી. રવાના થવા વખતે તાર કરેલો, પણ કેશવલાલ સ્ટેશન પર સામો ન ગયો. જીવકોરને ભરોંસોય નહોતો. તેથી સ્ટેશન પરથી ગાડી

કરીને તે ઘેરે આવી. કેશવલાલનો વિલાસી વૈભવ જોઈને તે ડઘાઇ ગઈ! અને તેની ફેરેબબાજ બૈરીને જોઇને તો તેની નવાઇનો પાર જ ન રહ્યો. બાળકોસાથે જીવકોર આવી તેથી બન્નેનાં મ્હોં ચઢી ગયાં. તેને કોઇએ આવકાર આપ્યો નહિ. બિચારીએ ચીરાતા હૃદયે ઘરમાં પ્રવેશ કર્યો. એક વખતની આ ઘરની સ્વામિની-જીવકોર અત્યારે ઓશીયાળા મુસાફર જેવી લાગતી હતી. તેનો આદર નથી, તેનો ઉપયોગ નથી, તેનાં બાળકોને હસીને કોઇ બોલાવતું નથી. જીવકોરનું વૈધવ્ય જ્યાં ત્યાં અપશકન કરી મૂકતું. સુધરેલી પુત્રવધુને આવતા વેંત વર, ઘરની સ્વતંત્રતા મળી ગઇ, તેથી ઘરમાં તેને ત્રીજું માણસ ગમતું નહિં. જાણે તેઓ બધાં દુકાળીયાં આવ્યાં હોયની! તેમ ઘરમાંની ચીજો સંતાડવા મંડી. એક દિવસ તો મુંગી રહી. બીજે દિવસે તેના મગજની ગરમીનો પારો એકસો ને આઠ ડીગ્રી ચઢી ગયો! ને કેશવલાલને કહ્યું: " આને હવે ક્યારે કાઢશો! મારૂં માથું તો બ્હેરૂં બોડ થઇ ગયું! છોકરાં ઘરમાં કંઈ ચીજ રહેવા દેતાં નથી. આ પેલો સળીઓનો ચક તોડી નાંખત. સારૂં થયું કે તે સાંચવી લીધો. નહિ તો રામશરણ થઇ જાત! ઘરમાંથી કામ તો ખુટે જ નહિ! રાંધી રાંધીનેય હુંતો ત્રાસી ગઇ! વૈતરૂં કરી કરીને મારા પગમાં તો ગોટલાં ચઢે છે. કંઇ ખાવાનુંયે ભાવતું નથી. "

આજે આ છે, અમારી કૌટુંબિક ભાવના! નવા જમાનાની સગવડીઆ-સ્વાર્થી કેળવણીએ આર્ય સંસ્કૃતિને હિનતાની હદે પહોંચાડી છે. અતિથિને દેવસમાન ગણતાં આર્યગ્રહમંદિરોમાં આજે બે ચાર સંબંધીજનોનોય આદર નથી. દુનિયા દુ:ખીને પરહરે છે. સુખીને સંઘરે છે. ખુશામત કરી રાચે છે.

કેશવલાલ જૈન ધર્મી હોઇને જીવદયામાં માનતો ખરો પણ આશ્રયે આવેલાં દુ:ખી સ્વજનો માટે તેના હૃદયમાં દયાનું સ્થાન નહોતું. તેના પિતાની માફક તે પણ રૂની દલાલી કરતો. મોટર અને વિક્ટોરીયા પણ તેણે રાખેલી, ને એક હાથે ચાર ચાર તો હીરાની

વીંટીઓ પહેરતો. બૈરીને રંગબેરંગી સાડીઓ, ને હીરા મોતીના દાગીનાથી શણગારેલી જ રાખતો. આમાંનું હવે જીવકોર અને તેનાં કમનસીબ બચ્ચાંઓ માટે કંઈજ નહોતું.

રાંડયા પછી જીવકોર કાથીયારંગનો કોર વગરનો સાલ્લો, ને કાળી ચોળી પહેરતી. તે એક ટાણું આહાર કરતી. સાંજ પડયા પછી પાણી પીતી નહિ. ધર્મધ્યાનમાં મન રાખવાનો ઘણોય પ્રયત્ન કરતી. પણ અડધી ભુખ વેઠીને ટળવળતાં પોતાનાં કંગાલ બાળકોનાં ઓશીયાળાં મ્હોડાં જોઇ તેનાં કાળજાંમાં કરવત મુકાતાં. હજીય તેની આંખમાંથી આંસું સુકાયાં નહોતાં. ઓરમાન પુત્ર અને પુત્રવધુએ છણકા કર્યા, તીરસ્કાર કર્યો. કુતરાં બિલાડાંની જેમ ઉતરી ગયેલું ખાવા આપ્યું, તોય ભાગ્યનો દોષ કાઢીને બિચારી ૨૯ દિવસ સુધી તો પડી રહી.

આવ્યાને અડવાડિયું પુરૂં થયું. નવમે દિવસે રાત્રે નવ વાગે જીવકોરે નીચું મ્હોં રાખી કેશવલાલને કહ્યું; "ભાઇ! તારા બાપના છેલ્લા બોલ તને સાંભરે છે? તારી અપકીર્તિ જોવા હું રાજી નથી. આ છોકરાંઓનું ને મારૂં પોષણ હું શી રીતે કરૂં? દોઢ વર્ષ થયાં નથી તેં મુવાં જીવતાંની ખબર પૂછાવી, કે નથી એક દમડી સુદ્ધાં મોકલાવી. તેથી જ તને બે શબ્દ કહેવા માટે મારે અહીં આવવું પડયું. તું કેમ કંઇ બોલતો નથી? મારે હવે શું કરવું?"

", દરિયામાં પડો!" કેશવલાલે ઉપાય બતાવ્યો! મારી પાસે શું જોઇને તમે માગો છો? આ ઘરમાં તમારો કંઈ હક્ક નથી, ને તમે કશું માગી શકો નહિ. મારા બાપ સાથે તમારો સંબંધ હતો; ને તે સંબંધ તેની સાથે ભસ્મ થઈ ગયો! તમે મને વધારે બોલાવશો તો મારી જીભ કયાંય ચાલી જશે! તમને પરણી લાવવા માટે મારા બાપાએ મને કંઇ પૂછયું નહોતું. ને તમારાં પગલાં થયાં તે દિવસથી મેં મારા એ સગા બાપ સાથે અબોલા લીધા હતા એ શું

તમે નથી જાણતાં? મારી પાસે મારા બાપની કંઇ પૂંજી નથી, કે તમને આપું!"

"વારૂ, પણ હુંયે દીકરાની મા છું હો! ને તેથી જ તારા બાપે કંઈ વીલ ન કર્યું. ઘરમાં મારો અર્ધો ભાગ છે! ન્યાતમાં વાતો થશે, ને તારી આબરૂના કાંકરા થશે." જીવકોરે છેલ્લી ધમકી આપી; પણ તે વ્યર્થ.

"એવી આબરૂ જાય તો ભલે જાય! તમારો કશો હક્ક નથી. ન્યાત મને જાણે છે. તેઓને હું સમજાવી શકીશ. તમારાથી જે થાય તે કરી લેજો. મને કોઈની દરકાર નથી. ને હું કંઇ તમારો દીકરો નથી!" કેશવલાલ છેલ્લે પાટલે જઈ બેઠો. જીવકોર મુંગી રહી. તેનાં છોકરાં રડવા લાગ્યાં ને પોતે પણ રડી પડી. તેને દુઃખરૂપી દાવાનળે હવે ચોમેરથી ઘેરી લીધી. ને એ અસહ્ય દુઃખભારથી તે ઘેલી બની ગઇ.

આજ સૌ કોઈ ઉગતા સૂર્યને પૂજે છે. કેશવલાલની સાહ્યબી જોઇને ન્યાતના વડાઓ તેને નમતા રહેતા. વળી કેટલાક કહેતાઃ

"આપણે શા માટે ભુંડપ લઇએ? તેઓ અંદર અંદર સમજી લેશે. પૈસાદાર સાથે વૈર બાંધવામાં ખોવાપણું વધારે છે."

જીવકોરને કોર્ટ મારફત ન્યાય માગવાનું કહેવામાં આવતું, પણ એમ કરવાથી પોતાના મૃતપતિની આબરૂ જાય એવી તેની માન્યતા હતી. કેશવલાલે ફુટી બદામ સુદ્ધાં આપી નહિ, ને તે બિચારી બાળકો સાથે પોતાની વિધવા માતાને ઘેર ખુણો મૂકાવવા માટે આવી. આ વખતે તે ખંભાત આવી ત્યારે પ્રથમ તેને જોઇને મલકાતાં હતાં તે જ સંબંધી જનો અતિ દુઃખી થયાં.

જીવકોરના મનનું હવે ઠેકાણું નહોતું. તેનું મગજ ખસી ગયું! અતિશય દુઃખોના હુમલાઓએ તેનાં નબળાં શરીર અને મન ઉપર કારમી અસર કરી. તે આંખો ચગચગાવતી, ને ફાવે તેમ બકવાદ



" હાય, હાય ! હવે શુ થાય ? મને કંઇ કમાવાનુ આવડતું નથી. હવે અમને કોણ રાખશે ? મારાં છોકરાઓને હડધુત થતા જોઇ શકતી નથી. આટલા છોકરા જણીને તેઓનુ પોષણ કરવા માટે કંઈ ન શીખી માટે પ્રાણ કાઢી નાખુ ! "

**જીવકોરની જીવન કથાઃ** પાનું ૧૯૭

કરતી. ' ઘેલી થઇ ગઇ છે, એમ જાણીને તેને એક ઓરડામાં પૂરી મૂકી. ત્યાંયે તેનામાં શક્તિ રહી ત્યાં સુધી ધમપછાડા કર્યા, ને આ પ્રમાણે બકવાટ કર્યો. "હાય, હાય! હવે શું થાય! મને કંઇ કમાવાનું આવડતું નથી. હવે અમને કોણ રાખશે? મારાં છોકરાંઓને હું હડધુત થતાં જોઇ શકતી નથી. આટલાં છોકરાં જણીને તેઓનું પોષણ કરવા માટે કંઇ ન શીખી, માટે પ્રાણ કાઢી નાખું! મારા કરતાં તો વીંછણ સારી, કે તે પોતાનાં બચ્ચાંને ખાઈ જાય છે! મારાથી એ પણ નથી બની શકતું. તેઓને હવે ભગવાન મહાવીર સંભાળે. મારાથી તે જોવાતું નથી" વગેરે. તે આમ તેમ ડાફોરીયા મારવા મંડી. ને એક ખુણામાં સીંચણીયું પડેલું હતું તે ઝટ લઇને ઉપાડી લીધું. તેને આંખે અડાડયું, ને ઓરડાના માલવરા સાથે બાંધ્યું. સજ્જડ રીતે બાંધ્યા પછી તેનો ગાળો પોતાની ડોકમાં પહેરી લટકી પડી!–ટુંપો ખાઇ જીવનનો અંત આણી દીધો! આજે તે આ દુઃખી સંસારમાંથી હંમેશને માટે સીધાવી ગઇ! ગાંડપણમાં આ સાહસ કરી નાંખ્યું તે માટે લોકોને ઝાઝી નવાઇ ન લાગી. યથાશક્તિ તેના છેલ્લા સંસ્કાર પણ થઈ ગયા.

હિન્દુ નારી આવાં અનેક સંકટોથી પીડાઇ પીડાઇને પોતાની બલિદાનો આપ્યે જાય છે. મૂળમાં જ સડો હોવાથી જીવન અકારાં થાય તેમાં કાંઇ નવાઈ છે? હાલનાં અયોગ્ય લગ્નોની પ્રાણઘાતક રૂઢીને પોષી રહેલા હિન્દુસમાજનો વિનાશ હવે નજીક છે. શા માટે આ રૂઢીમાં આગ મુકવામાં નથી આવતી? જીવકોર પુરી ૩૦ વર્ષની ન થઇ એટલામાં તો તે પોણો ડઝન છોકરાંની માતા થઇ ગઇ, ને અનેક યાતનાઓ વચ્ચે સંસારલીલા પૂરી કરી કાળને શરણ થઇ ગઈ. આજ તેનાં કમનસીબ બાળકોને ગંદી હાલતમાં જોઇને દુશ્મનનેય દયા ઉપજે છે. અદ્યાપિ કેશવલાલે તેઓની સંભાળ લીધી નથી. થોડા દિવસપર ખબર મળી છે, કે શીતળાના રોગમાં ૬ બાળકો ગત્ થઈ ગયાં છે, ને ત્રણ કોઇ દયાળુની દયાપર જીવે છે.

અમારા હિન્દુ સંસારમાં નારી જીવનની આવી અનેક સમસ્યાઓનો આજદિન સુધી કોઇએ ઉકેલ કર્યો નથી. નોકરશાહીનું આપખુદ શાસન મીટાવવા માટે જીવતોડ પ્રયાસો થઈ રહ્યા છે પણ સમાજનું હીર ચુસી રહેલી ખુની રૂઢીઓને દફનાવવાના યત્ન મંડાતા નથી એ દુર્ભાગ્યની વાત છે.

સ્ત્રી સમાજનો હ્રાસ કરી રહેલી બાળલગ્નોની રૂઢીઓની હોળી કરી નાખવાનું મહા પુણ્યશાળી પર્વ આપણે ક્યારે ઉજવીશું? ને બાળાઓને આમ બળતી ક્યારે બચાવીશું? મારૂં શાસન હોત તો જરૂર આવી રૂઢીઓને સુરંગ લગાડી ઉડાવી દેત! એવાં લગ્નોથી ફાયદો છે એવું કોઇ બતાવી શકશે નહિ. તો પછી તેને નિભાવવામાં શો સાર? આ એક કરૂણ સંસાર ચિત્ર છે, એટલુંજ નહિ પણ તે એક સત્ય ઘટનાત્મક કથા છે. રૂઢીની ખરાબીથી ખદબદી રહેલા સંસારનું—અનુભવની એરણ પર ટીપાયલું એક દૃસ્ય છે. આવી રૂઢીઓને દફનાવવા માટે ઠેર ઠેર તેની ઘોર ખોદાવી જોઇએ.

"બાલ્યાવસ્થામાં સ્ત્રીએ પિતાના આશ્રયે રહેવું, યુવાવસ્થામાં પતિના શરણે રહેવું, ને વૃદ્ધાવસ્થામાં પુત્રના પનારે રહેવું. ઇત્યાદિ અમારા સ્મૃતિકારો કહી ગયા છે. પણ આ બધું તેઓના જમાના માટે હશે. આજની વીસમી સદીમાં તેનો છેડો પકડી રાખવામાં જોખમ છે. દેશકાળ પ્રમાણે નિયમો ફેરવવાની અનિવાર્ય જરૂર છે. આજે એક માત્ર હિન્દુ સમાજમાં જ સ્ત્રીઓની પાંગળી દશા છે. તેઓને અમુક અંશે સ્વાશ્રયી બનાવવામાં પુરૂષો પોતાનાં પુરૂષત્વની ક્ષતિ જોઇ રહ્યા છે. ને સ્ત્રીને પાળેલા જાનવરની પેઠે રાખી તેના કુદરતી હક્કનું ખુન કરી રહ્યા છે. સંજોગો આવા હોવાથી સંકટની વેળા તેઓને આપઘાત સિવાય અન્ય ઉપાય સુઝતો નથી. જીવકોર જેવી ઘણીયે કમનસીબ બ્હેનો પોતાની અપંગ દશાને લીધે મોંઘેરા માનવજીવનનું લીલામ કરે છે! સમાજને તેનું કંઇ સ્નાન સૂતક નથી.

જીવનની જરૂરીયાતો પુરી પાડવા માટે ને ખાસ કરીને ભુખની આગને શાંત કરવા માટે ઘણી અણસમજુ બાઇઓ પરધર્મમાં વટલી જાય છે, અને હલકા ધંધામાં પડે છે, એ હિન્દુ સમાજને હિણું લગાડનારૂં છે.

પુરૂષોનો ધર્મ છે કે તેઓએ ભવિષ્યનો વિચાર કરીને પોતાની પત્નીને સ્વાશ્રયી બનાવવા માટે કંઇને કંઇ ઉદ્યમ શીખવાની તક આપવી કે જેથી સમયનું ચક્ર ફરી જતાં જીવને જોખમમાં નાખવાનો વખત ન આવે. વળી પુરૂષોએ પોતાની જીંદગીનો વીમો ઉતરાવવાની ખાસ જરૂર છે. તેમજ જીવકોર જેવી નિરાધાર બચરવાલ બાઈઓને જ્ઞાતિ મહાજન તરફથી મદદ મળે એવી વ્યવસ્થા દરેક જ્ઞાતિમાં થવી જોઇએ. કામ કરવામાં કંઈ હિણું નથી. સ્ત્રી પોતાનું પોષણ કરી શકે એવી સ્થિતિને વરે, તો તેથી તે બિન વફાદાર નહિ જ થાય. ને તેથી કંઇ સ્મૃત્તિઓનાં વચનોનો ભંગ નહિ થાય. કારણ, હિન્દુનારીનું હાડ રાંક છે. અનુરકત રહેવાનો તેઓનો કુદરતી સ્વભાવ છે. આજના યુગમાં સ્ત્રીઓને સ્વાશ્રયી બનાવવામાં લાભ છે. તેઓને 'ઘરકુકડી' બનાવવામાં આબરૂ સમજનારા પુરૂષો સમાજના શત્રુ છે એમ મારે ખુલ્લું કહેવું જોઇએ. સમય પ્રમાણે સમાજબંધારણમાં ફેરફાર કરીશું તો જ દુનિયાની બીજી પ્રજા સાથે મ્હોં ઉંચુ રાખી દલીલ કરી શકીશું.

---

# ૧૯: કેસર અને હું.



"અરે, કેસર ! તું અહીં ક્યાં ! ક્યાં જાય છે ? "

મારકીટમાંથી શાકભાજી લઇને હું ઘેર પાછી આવતી હતી, તે દરમ્યાન કેસર એકાએક મારી નજરે પડવાથી મેં પૂછ્યું. તે આમતેમ ભટકતી'તી ને લોકોને કંઈ કંઈ પૂછતી'તી.

" હું તારે ત્યાં જ આવું છું ! ને તારૂં ઘર શોધું છું; ભલા ભગવાને તારો ભેટો કરાવ્યો તે સારૂં થયું; નહિ તો હું ભટકી મરત ! " તે ચક્રમની જેમ આંખો ચગચગાવતી બોલી.

" સાથે કોઇ છે કે એકલી જ ? " મેં કહ્યું.

" એકલી જ છું. સાથે કોઇને આવવાની જરૂર નહોતી. "

" તું ગોંડલથી આવે છે ? "

" હા, એ બધું ઘેર કહેવાનું, રસ્તામાં નહિ. "

કેસર એક બ્રાહ્મણ પુત્રી છે. તેના બાપનું વતન રાજકોટ. હું ને કેસર એક વર્ષ પર્યંત રાજકોટની એક પ્રાથમિક નિશાળમાં સાથે ભણેલાં, એ જ અમારી ઓળખાણ ને માયા. હું તેનાથી એકાદ બે વર્ષ થયાં છુટી પડી મુંબઇ આવેલી. આજે એકાએક એ મારી સહાધ્યાયિનીને મળતાં મને ખુબ હર્ષ થયો. ને તે પરથી હું કલ્પી શકું છું કે ભગવાન શ્રી કૃષ્ણચંદ્રજીને પોતાના સહાધ્યાયિ શ્રી સુદામાજી મળ્યા હશે તે વખતે ખરેખર હર્ષ થયો હશે. કેસરની નામરજી છું

સમજી ગઇ, તેથી રસ્તામાં કંઇ વાતચીત ન કરી. મારી એ અતિથિરૂપે આવેલી બાળ સખી સાથે હું મારે ઘેર આવી. તેની મુખાકૃતિ રડું રડું થઇ રહી હતી. તેની પાસે કશોય સામાન નહોતો. માત્ર પહેરેલાં કપડાં હતાં તે જ. તે ઘણાં દુઃખમાં દબાયલી હોય એમ મને લાગ્યું. ન્હાવાનું પાણી આપ્યું એટલે તેણે ન્હાઇ લીધું, પણ બીજું કપડું પહેરવા નહોતું. મેં મારાં કપડાં આપ્યાં. તે ભુખી જણાતી હતી તેથી તુરત કંઇક ખાવાનું આપ્યું. મેં ધાર્યું કે પેટમાં ભુખ મટી તેથી હવે તે શાન્ત થઈને કંઇક વાત કરશે. પણ તેમ ન થયું. તેને પાન સોપારી આપી, હું બીજા કામે વળગી. જરાવાર થઇ, ત્યાં તો તે એકાએક રડતી સંભળાઈ. તેનાં આંસુ કોઇપણ ઉપાયે અટકતાં નહોતાં. મેં પણ પ્રથમ તેને હ્રદય હળવું કરવા દીધું. વધારે પૂછપરછ નહિં કરતાં મેં એટલું જ કહ્યું; " કેસર ! તારૂં મન મુંઝાય છે ખરૂં ? આ પાટ ઉપર સુઇજા. તું રડે એતો મને ન ગમે. " કહી પાટ ઉપર ચટાઇ પાથરી, એટલે તે સુતી. પણ ઝંપી નહિ. જરાવારમાં તે ઉઠી, ને બે હાથવતી માથું દબાવી, એક ખુરશીપર બેસી ગઇ. મેં કહ્યું: " કેસી ! જો, હું કંઈક સારૂં સારૂં વાંચું છું. " કહી મેં એક ચોપડી કાઢી. કેમે કરતાં તેનું દુઃખ જાણવાની મારી મરજી હતી. તેણે પોતાની મરજીથી કશી વાત મને જણાવી નહિ. ને મેં પણ ઉતાવળે આગ્રહ ન કર્યો. પુસ્તકમાંથી એક દુઃખી મહીલાની વિતેલી વાત મેં વાંચવા માંડી, ને કહ્યું: " સાંભળ કેસી ! તને ધીરજ મળશે, ને તુ જાણી શકીશ કે તારા કરતાંય વધારે દુઃખી બ્હેનો જીવી ગઇ છે ને હજુય જગતમાં જીવે છે.

કેસર મારી સાથે ભણતી ત્યારે હંમેશ વર્ગમાં તેનો ઉંચો નબર રહેતો. તે સુસંસ્કારી, ને સ્વાભિમાની પણ બાલ્યકાળથી જ હતી. શાળાના અભ્યાસ ઉપરાંત બીજું બહારનુંય કંઇ કંઇ વાંચવાની તેને ટેવ હતી. મેં થોડુંક વાંચ્યું, પણ સાંભળવામાં તેનો જીવ લાગતો નહોતો. તેની માનસિક સ્થિતિ અસ્વસ્થ હતી. મેં વાંચવાનું

બંધ કર્યું. ચોપડી એક બાજુ રાખી દઇ, કંઇક પૂછવાનો પ્રયત્ન કર્યો. તેને સંકોચ ન થાય ને ખુશીથી વાત કહી નાંખે એવા સંજોગો ને એવુ વાતાવરણ તેને માટે અનુકુળ બનાવી મુકયું. પછી મેં કહ્યું: " તને ન ગમતું હોય તો હું નહિ વાંચું. વારૂ, પણ તું આટલી બધી ગભરાય છે શાને ? આપણે લાંબા વખતથી એક બીજાંને મળ્યાં નથી, તેથી તારી સ્થિતિ હું શી રીતે જાણી શકું ? કાગળ પત્ર પણ છેલ્લા બે ત્રણ મહિના થયાં તું લખે છે. ને તેમાંય માત્ર ખુશી ખબર જ આવે છે. તુ ગોંડલથી આવે છે કે રાજકોટથી ? "

" ગોંડલથી નાશી આવી છું ! "

" અરર, આવું કેમ કર્યું ? "

" ત્યારે કેવું કરૂં ? આપઘાત કરૂં એ જ ને ? "

" હું કંઇ સમજતી નથી. તું મને બરોબર વાત કર. આમ કરવાનું કંઈ કારણ ? " મેં તે દિવસે બધું કામ મુકીને તેની ઉલટ પાલટ તપાસ લીધી.

" બેન ! " તેણે કહેવા માંડ્યું. " તેં રાજકોટ છોડયું તે પછી એક વર્ષે મારૂં ગોંડલ સાસરૂં કર્યું. ને મને પરણાવીયે દીધી. હું ૧૧ વર્ષની હતી. સાસરાંમાં મારે એક સાસુ, તેનો દીકરો ( મારો વર ) અને હું. એમ ત્રણ માણસ છીએ. મારા વરની ઉમર ૩૦ વર્ષની છે. પરણીને ગઇ ત્યારે ૧૫ દિવસ સાસરે રહી. હું મારા વરને દેખીને ધ્રુજતી ને રડતી. હું તેને બહુ ધિક્કારૂં છું. તેનામાં પશુતા ભરી છે. ! તે ભુખ્યો વરૂ છે ! લોહી તરસ્યો વાઘ છે ! બ્રાહ્મણ નહિ પણ બ્રહ્મરાક્ષસ છે ! પંદર દિવસમાં મને પાયમાલ કરી નાંખી. મારી ઉમર કાચી ને તે તો પાકટવયનો છે, એવું તેને ભાન કે દયા નહોતી.

આ વખતે સ્વપત્ની વ્યભિચાર એ જ તેનો ધર્મ હતો ! ને તે માટે જ મને પરણી લાવેલો છે એવું તેણે સત્તરવાર કહી દીધું ! તે દયા વગરનો છે. આ બધુ કહેતાં મને શરમ નથી આવતી. કારણ

કે હું સાચુંજ કહું છું. હું ત્રાસી ગઇ! મને તે માટે જ ખરીદી છે એ વાત જાણીને તો મારા ભયનો પાર જ ન રહ્યો! હું તેને જરાય ઇચ્છતી નહિ. "પોતાની વિવાહીતા પત્ની સાથે મરજી પડે તેવી રીતે, ગમે ત્યારે, અને ફાવે તેટલી વાર વિષય તૃપ્તિ કરવામાં કશું ખોટું નથી." એમ એ, શાસ્ત્ર ભણેલો મારો વર કહે છે!

અરે રાત્રીની વાત તો ઘેર ગઇ, પણ દિવસની વાત તને કહી દઉં. તેથી તેના અત્યાચારની તને વધારે ખાત્રી થશે. ઘર, ડેલી બંધ છે. ડેલીમાં કેટલાક સુથારો લાકડાં વેરવાનું કામ કરતા, તેઓને કાઢી મૂકયા! ને ડોશીને દિવસના કયાંક બેસવા મોકલાવી દેતો. તે પછી ધોળે દહાડેય અત્યાચાર કરવા તે અધિરો થઇ જતો! સૂર્ય, ચંદ્ર તેને જોઇને ધીટકાર વર્ષાવતા! પણ એ નરપશુને કયાં શરમ હતી! મારી દશાની વાત ન પૂછો. શું કહું? કેવી રીતે એ બુરી દશા વર્ણવું? તે મને જોર જુલમથી વશ કરતો. હું તો રડતી જ! રાતદિવસ એ જ પશુતા! પંદર દિવસમાં હું ડાકણ જેવી થઇ ગઈ! તરંગીઓ કહે છે કે પરણવું એટલે પ્રેમાક્ષર ઘુંટવા, પ્રભુતામાં પગલાં માંડવાં.

પણ મને એ બધી વાતો નકામી લાગી. માત્ર પુરૂષની પાશવ વૃત્તિ તૃપ્ત કરવા માટે કાયમને માટે સ્ત્રી નામનું યંત્ર ખરીદી લાવવું. એવો મને ખાત્રીબંધ અનુભવ થયો. ને મારા વરે પણ મને અનેક વાર એમ જ કહ્યું છે. આવું જાણત તો હું પ્રાણાન્તે પણ પરણત નહિ. મારો વર પુરાણોનાં થોથાં પેટ ભરવા માટે ઉકેલે છે એટલું જ. બીજું કંઇ વાંચવાનું તે કદાપિ પાપ કરતો નથી! પ્રેમ, સ્વાર્થ-ત્યાગ, ઉદારતા, વિનોદ કે એવું કંઇ પણ મારા અનુભવમાં નથી આવ્યું. માત્ર મારા વરનો અસિમ વ્યભિચાર જ મેં અનુભવ્યો! મેં તેને શાપ દીધા.

સોળમે દિવસે મારા બાપા તેડવા આવ્યા. ડોશીના કાનમાં ફુંક મારી, તેથી ડોશી બોલી: "તમે આવ્યા તો ભલે પણ તમારી કેસરને અમે હમણાં મોકલીશું નહિ. અમારે દેવનાં નૈવેદ્ય કરવાનાં

છે, ને છેડા છેડી છોડાવવા માટે સિદ્ધપુર જવાનું છે. એક મહિના પછી આવીને તેડી જજો. " મારો જીવ ગુંગળાઇ ગયો ! કોઇ ન દેખી શકે તેમ પાછળ ઉભીને મેં દાંત કચકચાવ્યા ને બે હાથથી ડોશીને કડકડીયાં ભુસ્યાં ! જીભ કચડીને મરી જાઉં કે શું કરૂં ! એવો ભય પેસી ગયો. પણ મારા પિતાનાં મુખમાંથી પ્રભુ બોલ્યા ! " વેવાણ ! હાલ તુરત તો હું પાછો નહિ વળું. મહિના પછી ભલે તમે તેડી જજો. દીકરી તો તેને ઘેર જ હોય. અમે ઝાઝું શાને રોકીએ ? વળી અહીં શીતળાનો રોગ ચાલે છે. ને મારી કેસરને શીતળાની રસી જ મૂકાવી નથી. તેથી મારે તેડી જવાની જરૂર છે." પણ તેઓએ કંઈ જવાબ ન આપ્યો. મારાપિતાએ ચાર દિવસ સુધી વિનંતી કરી તોપણ તે પિશાચે હા, ન કહી. પાંચમે દિવસે મારા મામાજીના દીકરાએ વચ્ચે પડી, મને મોકલાવી. એ કસાઇવાડો છોડયા પછી મેં છુટકારાનો દમ ખેંચ્યો. થોડો વખત તો હૈયું હેઠું બેઠું.

મનની વાતો કોઇને કહેવાય તેવી નહોતી. રાજકોટ પહોંચી. ઓળખીતા પાડપાડોશી મને મળવા આવ્યાં. મારા રંગ ઢંગ જોઇને સૌ કોઇ કહેવા લાગ્યાં: " કેસર ! સાસરાંનાં ઘરની ખાટી છાશ માફક ન આવી કે શું ? સાસરૂં આવું સઘુ ? જમાઇ તો શાણો લાગતો'તો ? હશે, દીકરી ! જેવું હશે તેવું. કાલ સવારે સારૂં થઇ રહેશે. દીકરીનો રોટલો તો સાસરામાં જ છે. કંઈ પીયર પાર પાડે છે ? " ઘર ઘોંકારૂં ને પીયર ઓશીયાળું. "–ઘરમાં કાંડા ભુડ ખાઇએ. કારણ કે પોતાનું ઘર કહેવાય. પીયરમાં ભાઇ ભોજાઇનાં રાજ થાય ત્યારે કંઈ દીકરીથી એમ ખવાય છે ? દીકરી ! " ઘરવિના તડ નથી." સમજી ! ધણીની ધણીયાણી હોઇએ તો જ જગત્માં માન પામીએ. ને તે માટે વરને રાજી રાખીએ." વગેરે. આમાંની લેશ માત્ર શીખામણ મને ન ગમી. ને આ શીખામણથી મને જરાય પાનો ન ચડ્યો. ચુલામાં પડયો એ ધણી, ને બળી ગયું એ ઘર ! મને એ બધું ઝેર જેવું લાગતું હતું. પણ મને છોડાવનાર કોઇ જ નહોતું. કલિયુગી કંપ-

નીમાં ઉછરેલી કેટલીક બેનપણીઓ પણ મને કહેતી કે: "તું તો નમાલી છે! વરને વશ કરવો એમાં તે શી મોટી વાત! દરરોજ તેની પાસેથી પૈસા લઇએ. સારૂં સારૂં ખાવાનું મંગાવીએ, ને કપડાં દાગીનાયે ખુબ કરાવી લઈએ. વર તો બધુંય આપે પણ તને આવડે છે જ ક્યાં? તને તારા વરે કેટલા રૂપીઆ આપ્યા?" વગેરે. આ અજ્ઞાન છોકરીઓએ જે જે વાતો કરી નાખી, તે બધીય વાતોને હું વ્યભિચારની લાલચો સમજું છું. પત્ની એક વેશ્યા તરીકે માલેક–પતિ માટે લગ્નના કાયદાની મહોરથી રજીષ્ટર થઇ જાય, ને એ વેશ્યા વૃત્તિમાં તેને કપડાં દાગીના ને ખાવાનું મળે! આ કેટલું બધું ખરાબ! હિન્દુઓના સેંકડે પંચાણું ઘરસંસાર આવા જ છે. વિધાતાએ મારા લેખ ગમે તેવા લખ્યા હોય, પણ આ પદ્ધતિ મને તો ત્રાસદાયક લાગે છે. મને કપડાં દાગીનાની તૃષ્ણા છે જ નહિ. તેથી એ પ્રલોભનો મને લોભાવી શકતાં નહિં. એક મહિનો પસાર થયો કે બીજે જ દિવસે એ પારધિ મારો શીકાર કરવા આવી પહોંચ્યો–મને તેડવા આવ્યો. મોકલવાની ના કહે તો તો મારાં માબાપની લાજ જાય ને? તેમ ના કહેવા જેટલી મારામાંય હિંમત નહોતી. મારા ભુરા હાલ હતા. માબાપને શું? તેઓ તો કન્યા દાનનું પૂણ્ય લઇને જ તૃપ્ત થઈ ગયાં! આ ધુવડ સાથે મને બાળ વયમાં જ પરણાવી દીધી તેથી હું એ માબાપને ભુંડા શાપ આપું છું. બીજે દિવસે મને વળાવી–એ શિકારીના હાથમાં સોંપી. તે તેડવા આવ્યો ત્યારથી મેં મ્હોં વાળ્યું હતું. આખરે મારૂં કંઇ ન ચાલ્યું. હું કમ્પતી'તી. મારામાં કશી તાકાત નહોતી. તોય માબાપની આજ્ઞા પ્રમાણે હું એ વ્યભિચારી સાથે ચાલી નીકળી. બધાં વળાવીને પાછાં ગયાં. હું રડવાનું કેમે કરતાં રોકી શકતી નહોતી. મારૂં શું થશે એ વિચારમાં મગજ બહેરૂં ખોડ થઇ ગયું. "કેમ માથી છુટાં પડતાં કંઇ બહુ રડવુ આવે છે?" તે ભસ્યો! હું કંઇ ન બોલી. પીઠ ફેરવીને બેઠી. તે મને વાઘ જેવો લાગતો'તો.

" તને કેટલાં વર્ષ થયાં હશે ?" વળી પાછો તે ફુટયો !

મારો જવાબ કશોય નહિ. મારા પર અત્યાચાર કરનારની સામે બોલવાનુંય મને ન ગમ્યું. હું અનિચ્છાએ તેની સાથે જતી'તી. મારો કોઈ ઉપાય નહોતો. મને પરાણે પરાધિન કરવામાં આવી'તી. તેમાં ઉલ્લાસ નહોતો. "કેમ બોલતું નથી કે ?" તે ત્રાડયો ! " આવડી મોટી સોળ વર્ષની–પોડીયા જેવી થઇને રડે છે તે શરમાતી નથી ? મારા સામે અબોલા ચાલે કે ? હવે તો એક વર્ષ સુધીયે તારા બાપને ઘેર તું જવા નહિ પામે ! મને અનુકુળ નહિ થાય તો બીજે કયાં તારો આરો છે ? તારો બાપ કેમ તને રોકી શકયો નહિ ? હવે તેનો હક્ક જ નથી. સર્વ હક્ક મારે સ્વાધીન છે. તું વારે વારે તારા બાપનું મ્હોં શામાટે વાળે છે ? આપણા ઘરમાં કેટલાંક માણસ છે કે તને દુઃખ આપે ? હું પરદેશ જઇશ ત્યારે પણ તને સાથે જ લઇ જઇશ. શું હવે તું કંઇ નાની કીકી છે, કે ન સમજે ?" હું જરાય ન બોલી. એ ચંડાળે મને સોળ વર્ષની કહી, ને વળી પોડીયા જેવી મજબુત કહી ! હું તો કહું છું કે તેને જીવતાં જીવત જીવડા પડે ! મારા ગુસ્સાનો પાર નહોતો. પણ લાચાર, એ ગુસ્સો પ્રગટ કરવાનીય મારામાં હિંમત નહોતી. હું સર્વત્ર ત્રાસ ત્રાસ દેખતી'તી. હું હતી ૧૧ વર્ષની ને એ મધર મને ૧૬ વર્ષની ગણતો'તો. મને તેની સામુંય જોવાનું ગમતું નહિ, તો હસું કે બોલું શી રીતે ? પણ મારી અપ્રસન્નતાથીય તે અત્યાચાર કરતાં અટકવાનો નહોતો ! તેને કોઈ નીતિ નિયમ કે શાસ્ત્ર આડે આવતું નહોતું. ગામમાં તે સત્યનારાયણની કથા કહેવા જતો ને સપ્તાહ પારાયણ વાંચવા જતો. પણ એ ધર્મ પુરાણોનો ઉપદેશ તેના કામનો નહોતો ! ઘેર આવ્યા પછી તે પશુ થઇ જતો. તેનાં કેટલાંક નિર્લજ્જ વાકયો તો હું તને નથી કહેતી. કારણ, હું પોતે શરમાઉં છું. તેનાં સગાં વહાલાં મને જોવા આવતાં તેય રડયાં આ પ્રમાણે કહેતાંઃ " વહુ તો જુવાન ને કુંજનાં બચ્ચાં જેવી રૂપાળી મળી છે !

હવે ભગવાન વહેલાં વહેલાં વસ્તારી કરે, ને પેટ ઠારે એટલે બસ." આ વિષ્ટાના કીડાઓપર મને ભારે ગુસ્સો આવતો. હું ભુંડણીની પેઠે બચ્ચાં કચ્ચાં પેદા કરી આપું તેમાં જ તેઓને સ્વર્ગનો વૈભવ લાગતો. નરકના કીડાઓને બીજું જ્ઞાન પણ શું હોય? મારી તો કતલ ચાલુ જ હતી. રાત જાય તો દિવસ ન જાય. ને દિવસ જાય તો રાત ન ખુટે! આવી મારી દશા હતી. આમ જીવન શી રીતે પુરૂં કરી શકાય? હવે હું લાચાર થઈ ગઇ. હું ન કંઇ ખાતી પીતી, ન સારૂં ઓઢતી પહેરતી કે ન કોઇની સાથે મન મૂકીને વાતચીત કરતી. આ સ્થિતિમાં ઘણા કષ્ટે એકમાસ વિતાવ્યો. તેનો કાર્યક્રમ પૂર્વવત્ હતો. મારી યાતનાઓનો પાર નહોતો. તે મને યંત્ર જ સમજતો. ધર્મશાસ્ત્ર સમાજ-શાસ્ત્ર અને આરોગ્ય શાસ્ત્રની મર્યાદા પ્રમાણે આ કૃત્ય એ ઘોર પાપ છે; એવું તેને કોઇ સમજાવતું નહિ. મારી અકળામણનું વર્ણન કરવું અશકય. આપઘાત કરવાનો મોકો ન મળ્યો. એ જુલ્મગારને સમજાવવાની મારામાં શક્તિ નહોતી. આવા ત્રાસના ભોગે પ્રથમથી જ જીવ, ન ભળ્યો. હવે મારાથી કયાંય ન રહેવાયું. 'આવો ઘરસંસાર તે નર્કનું દ્વાર છે. મારે તે ન જોઇએ.' એવા સંકલ્પ સાથે પ્રભુનું નામ સ્મરી, લાગ જોઇને નાશી છૂટી! રાજકોટ જાઉં તો મારાં પાપીયાં માબાપની આબરૂમાં પુડો મુકાઈ જાય! ને તેઓ જરૂર પાછી એ દુષ્ટના હાથમાં સોંપી દે. તેથી હું ત્યાં ન ગઇ. તારાં શિરનામાની ખબર હતી તેથી સીધી હું અહી આવી. તેનો કોઇ દાગીનો કે કપડાં મારી સાથે લીધાં નથી. તેની એકે એક વસ્તુમાં હું પાપ ભરેલું જોઉં છું. તેમાં વ્યભિચાર વસેલો છે! મારે તેની સ્મૃતિ હરામ છે.

આ મારી કમનસીબ કથા છે. હુ હવે પ્રાણાન્તે પણ ત્યાં જવાની નથી. ભીખ માગીને ખાઇશ પણ ત્યાં નહિ જાઉં. તારા આશ્રયે આવી છું. મારી રક્ષા કરજે. તારૂં કામ કરીને હું રોટલો ખાઇશ. ગમે તે ભોગે હુ તેના હાથમાં જવા નથી ઇચ્છતી. દૈવયોગે

જવાનો વખત આવશે, તો દેહથી આત્માને જુદો કરી નાંખીશ! પુરૂષો લોહી તરસ્યા છે. હું હવે બરોબર વેર લઇશ!" તે તેજમાં આવી ગઇ! હૈયું હળવું થવાથી સ્વસ્થ થઈ. તેની આંખમાં પ્રલય કાળના જેવો અગ્નિ હતો!

"કેસર!" મેં કહ્યું "તારા જેવો જ એક દાખલો હમણાં ઉત્તર હિન્દુસ્થાનમાં બન્યો છે. છાપાંઓમાં તેનો હેવાલ પ્રગટ થયો છે. તારા કેસને તે બરોબર મળતો આવે છે. પણ તારા કરતાં એ છોકરીએ પરાક્રમ વધારે કર્યું! જાણે બાબત એ છે કે છોકરી સગીર વયની છે, ને તેનો પરણેતર પાકટ વયનો છે. ઘરમાં એ બે ઉપરાંત ત્રીજું માણસ નહોતું. હિન્દુ માબાપને કન્યાદાનનું પુણ્ય કમાવાની બહુ ઉતાવળ હોય છે. આ છોકરીનાં માતાપિતાએ પણ તેમ જ કર્યું. ૧૧ વર્ષની કુમળીવયમાં પરણાવીને આગેબારી તેના પતિને સોંપી દીધી. તે નરપશુ પણ તારા વર જેવો જ! પરણીને આવ્યા પછી એ ગભરૂ બાળકીપર તેણે ક્રૂર થઇને બેહદ બળાત્કાર કર્યો. છોકરીનું ગજું નહોતુ. તે એક અસ્ફૂટ કળી સમી હતી. છોકરીની યાતનાની સીમા ન રહી! તે તેના વરને કાળરૂપે જોતી એટલું જ નહિ, પણ તેણે વસાવેલાં ઘરબારનેય તે યમસદન માનતી! તેના વરે તેને છેક લાચાર કરી મૂકી! ને તે જીવપર આવી રહી!

એક પ્રસંગ મળ્યો. તેનો કસાઇ-વર ક્યાંક બહાર ગયો. ને થોડી જ મિનિટમાં ઘરને આગ લગાડીને એ છોકરી નાશી ગઈ! ઘરની હોળી થઇ! લોકો ખબર આપવા દોડ્યાં! તે નરાધમ ઘેર આવ્યો, ને ભારે કમનસીબ બનાવ જોયો! પોલીસને ખબર આપી. પોલીસે તપાસ કરી પેલી છોકરીને પકડી લીધી! પોલીસકોર્ટમાં કેસ ચાલ્યો. છોકરીએ તેના પતિની કરપીણતાનું બ્યાન કરતાં કહ્યું કે—'મારી મરજી તેમ જ મારી શકિત નહિ હોવા છતાંય તે પુરૂષે નિર્દયતાથી મારાપર બળાત્કાર કરવાનું હમેશ ચાલુ રાખ્યુ. મને તે યમ જેવો લાગ્યો ને તેનું ઘર યમપુરી જેવું લાગ્યુ', તેથી મેં ગુ-

સ્સામાં આવીને ઘરમાં આગ લગાડી દીધી ! હું ગુન્હાનો એકરાર કરૂં છું, ને મારા ધણીના અક્ષમ્ય ગુન્હાનો જવાબ કોર્ટ લે એવી હું અરજ કરૂં છું." પરિણામ એ આવ્યું, કે છોકરીના વરનો કોર્ટે અમુક રકમનો દંડ કર્યો. ઉપરાંત ૬ મહિનાની કેદની સજા કરી. ને છોકરીને તેના મોટાભાઇના હવાલે કરી. આવા કમનસીબ કીસ્સાઓ કેટલાય બનતા હશે." આ દાખલો સાંભળીને કેસરને સારૂં આશ્વાસન મળ્યું. ને તેને જરાક હસાવવાનોય મેં પ્રયત્ન કર્યો: "કેસર ! માયરાંમાં તારો હથેવાળો છુટી ગયો હશે ! ખરૂં કે નહિ ? " મેં હસ્તાં હસ્તાં કહ્યું, ને તેય હસી પડી. પણ જવાબ તુરત જ આપ્યો: " હા, હા એમ જ થયું 'તું. ગોર મહારાજે હસ્તમેળાપ કરાવ્યો. ત્યારપછી બે ત્રણ મિનિટે એ શિયાળવે મારો હાથ જોરથી દબાવ્યો ને હાથના પોંચાપર નખોરીયાં ભરાવ્યાં ! મેં તુરત મારો હાથ ખેંચી લીધો. હથેવાળો પરાણે છુટી ગયો ! થોડીવારે ગોર મહારાજે વળી પાછો હસ્ત મેળાપ કરાવ્યો, ને મેં ખુબ નખોરીયાં ભરાવીને વેર વાળ્યું ! આવો બનાવ માયરાંમાં જ બન્યો 'તો."

"તેથી જ આટલીવારમાં તારો ઘરસસાર છુટી ગયો ! વળી પાછો સંધાશે તો ?" મેં જવાબની રાહ જોઈ, પણ જવાબ તેની પાસે હાજર જ હતો. તે ઉશ્કેરાઇને બોલી: " બસ, છુટી ગયો એ જ ખરૂં છે. હવે સધાય જ નહિ. સધાવાનો સમય આવે તે વખતે હું જીવું જ શાની ? હું પુરૂષ જાતને ધિક્કારૂં છું ને તેઓને શત્રુરૂપે જોઉં છું. બસ વૈર વૈર ! "

" જોજે ગાંડી ના થઇ જતી. બધાય શું તારા વર જેવા હોય ?"

"ત્યારે કેવા હોય ? દેવના દીકરા હોય એમ તું કહે છે ?"

" આવું ના બોલીએ, આટલી ઉગ્રતા ત્યાં ન બતાવી ?"

"ના, ત્યાં તો હું જુલમનાં જડબાંમાં છુંદાઇ ગઈ'તી.

"તારીપાસે આવીને જ શુરવીર થઇ છું. મારે કીન્નો લેવો છે."

"કેસર પોતાની જ કોરી ખોટી હોય ત્યાં પારેખનો શો વાંક? હિન્દુ માબાપ વહેલાં કન્યાદાન ન આપે તો તેઓનો ધર્મ પાતાળમાં પેસી જાય છે તેનું કેમ? દીકરીઓને ૧૬ વર્ષની ઉમ્મર પછી જ પરણાવે, તો તો તેઓ સ્ત્રી ધર્મમાં આવી જાય! ને સ્ત્રી ધર્મમાં આવ્યા પછી કન્યાદાન અપાય તો તો પૂર્વજો રૌ રૌ નર્કનાં અધિકારી થઇ જાયને? ને એ દાનનું પુણ્ય પણ ભ્રષ્ટ થઇ જાય! આવા માનીલીધેલા ધર્મનાં ધતીંગ જ બુરા હાલ કરે છે. આ જાતનાં ધર્મ ભુત, કોઈ ભુવો જાગરીઓ કાઢી નાંખે તો જ દીકરીઓ માટે સાચાં ધર્મદ્વાર ખુલે! સમજ, કે તને ૧૬–૧૭ વર્ષની વયે પરણાવી હોત તો શું તું આટલી ત્રાસી જાત? તેને ઠેકાણે લાવવા માટે શું તું પ્રયત્ન ન કરી શકત? તેની પાશવતાને મહાત કરવામાં તું સફળતા ન મેળવત?

પણ આ બધી મહોકાણ બાળલગ્નોની જ છે. ને પુરૂષોનાં એ ભયંકર–વ્યભિચારી કૃત્યોયે માફ ન થઇ શકે એવાં છે. પુરૂષો પશુની યોનિમાં ફર્યા પછી તુરત મનુષ્ય કોટીમાં આવ્યા હશે! તેથી તેઓ પોતાની પાશવ વૃત્તિ ક્યાંથી શમાવી શકે? તેઓનું મ્હોત પણ એમાં જ છે"

"તારી વાત બરોબર છે. અરે શું કહું? આપણી બેનપણીઓ પેલી રાધા, નંદુ ને રળીયાત છે ને? તેઓ તો મરવા જેવી થઇ ગઇ છે! ડોશીઓ જેવી દેખાય છે. છ છ, સાત સાત તો છોકરાં વળગ્યાં છે! ભુંડણોના અવતાર છુટે છે! મોઢે દાઝો પડી ગઇ છે! આપણાં લોકો બ્રહ્મચર્યના ફાયદા જરાય સમજતાં નથી. બિચારાં શાસ્ત્રો તો હથોડા ઠોકી ઠોકીને સંભળાવે છે કે: "ઋતુકાળની ૧૬ રાત્રી દરમ્યાન માત્ર આઠ રાત્રી જ શુદ્ધ બુદ્ધિથી ગર્ભાધાન વિધિ પ્રમાણે પત્નીસંગ કરવો. ગર્ભ રહ્યા પછી અને પ્રસવ થયા પછી પાંચવર્ષસુધી બ્રહ્મચર્યવ્રતનું પાલન કરવું. આમ થાય તો જ આરોગ્ય, બુદ્ધિ અને જીવન જળવાઇ રહે; ને સંતાન પણ

ધર્માત્મા અવતરે." પણ હિન્દુ પુરૂષો મનુષ્ય મટી પશુ થયા છે. દુરાચારીઓને તેમ કરવું નથી. તેઓએ પવિત્ર દંપત્તિશય્યાને વ્યભિચારની દુર્ગન્ધીથી ભરી મુકી છે! ભ્રષ્ટ કરી છે. તેઓ મલીન વાસનાઓના ગુલામ બન્યા છે. પોતાની સ્ત્રીને વ્યભિચાર માટે સૌથી સસ્તી અને સુગમ વસ્તુ સમજે છે. ઉપરાંત ઘરકામનાં વૈતરાં માટે તેને સોંઘી મજુરણ માને છે. અને સ્ત્રીને છોકરાં જણવાનું યંત્ર કરી મુકે છે! હજારો પિતાઓને ઈશ્વરના સોગન આપીને પૂછી જુઓ, કે તમારા આ પુત્રો છે તે શું ખરેખર ધર્મપુત્રો છે? ને આ દીકરીઓ શું તમારી સાચે જ ધર્મ પુત્રીઓ છે? શું સંતાન પ્રાપ્તીની પવિત્ર ફરજ અદા કરવા માટે ઋતુકાળના નિયમ પ્રમાણે શુદ્ધ ભાવનાથી તમે ઋતુદાન દીધેલું? તો દરેક પાસેથી સાચો ઉત્તર એ જ મળવાનો કે; 'કેવળ વિષયવાસનાની તૃપ્તી માટે જ સ્ત્રી ગમન કરેલુ! ગર્ભ તો એમ અચાનક રહેલો જ! ને ગર્ભ રહ્યા પછી પણ એ પ્રવૃત્તિ જેમની તેમ અને જેવી ને તેવી જ જારી રહી હતી; છતાં દૈવયોગે છોકરાં સહીસલામત પેદા થતાં ગયાં! આવા નરપશુઓને આજના યુગમાં પિતાનું પવિત્ર ને ગૌરવ ભર્યું પદ મળેલું મનાય છે. એ વિષયના કીડાઓ મલીન સંસ્કારનાં અવગતીયાં છોકરાંઓની સંખ્યા વધારી મુકે છે. સ્ત્રીઓ તેમજ બાળકો ઉપર આ અકુદરતી અત્યાચારોની ભારે ખરાબ અસર થાય છે. સમય, કે સમયનો વિચાર કર્યા વિના અનેકવાર સ્ત્રીની ઇચ્છા નથી હોતી છતાંય પુરૂષ પોતાની બુરી લોલુપતા તૃપ્ત કરવા માટે આક્રમણ કરે છે! ગર્ભાવસ્થામાં પણ તે બચવા પામતી નથી. ધર્મશાસ્ત્રો આવાં અપકૃત્યોને પાપરૂપે પોકારે છે. આમ પેદા કરેલાં છોકરાં ધર્માત્મા નથી પણ કામાત્મા છે. કમનસીબની વાત એ છે, કે સમાજની પિશાચી રૂઢી પણ આ ધર્માજ્ઞાનો ભંગ કરાવવામાં સામેલ છે! ને તેથી આવું કૃત્ય પાપી કૃત્ય ગણાતું નથી. ગર્ભાવસ્થામાં સ્ત્રીના દરેક આચાર વિચારના સંસ્કાર ગર્ભમાં પોષાતાં બાળક ઉપર પડે છે. આ સ્થિતિમાં જો વિષય વા-

સનાની તૃપ્તી માટે પ્રયત્ન થાય, તો તે વિષયાનંદને પણ ગર્ભમાં રહેલ બાળક ગ્રહણ કરી લે છે. આમાં એક વાત અતિ ગંભીર ને વિચારણીય છે. અને તે એ છે, કે ગર્ભમાં રહેલ બાળક પુત્રી હોય તો તેને પોતાના પિતાનો જ વિષયાનંદ પ્રાપ્ત કરવો પડે છે! ને વધારે સૂક્ષ્મ રીતે વિચારીએ તો આ એક રીતે પુત્રી વ્યભિચારનું અતિ ભયાનક પાતક ગણાય! છતાં આવાં અપકૃત્યો વિના સંકોચે હિન્દુઓના ઘરઘરમાં થઇ રહ્યાં છે.! છોકરા છોકરીઓ ઘણી નાની વયમાં જ વિષયાનંદની કુચેષ્ટાઓ કરતાં માલુમ પડે છે, તેનું કારણ શું હોઇ શકે? લોકો કહે છે કે કળજુગ આવ્યો! પણ તે ખરૂં નથી. ખરૂં કારણ તો તેનાં વિષયાનંદી માબાપ જ છે. બાળકોને આવી અનુચિત ચેષ્ટાઓ, તેઓ ગર્ભમાં હોય છે ત્યારથી જ તેનાં માતા પિતાના વ્યભિચાર અને લંપટતાને લીધે રૂચીકર થઇ જાય છે! આવી પ્રજા બ્રહ્મચર્યનું દેવાળું કાઢે ને દાસત્વ ભોગવે તેમાં કંઇ નવાઈ છે? દરેક કુચેષ્ટાઓનો ફોટો બાળકપર ગર્ભાવસ્થામાં જ પડે છે. ને થોડી ઉમ્મર થતાં તુરત તે કુચેષ્ટાઓ તરફ લોભાય છે, ને ઘસડાય છે. આ બધું સમજાય તેવું સાદું જ છે. પણ ઢોંગી ધર્મની પોલમાં પુરાયલા હિન્દુઓને કંઇ કરવું જ નથી તેનું કેમ? બિચારી જુવાન છોકરીઓની દશા પ્રત્યક્ષ જોઇ લ્યોને? પરણ્યા પહેલાંની પુષ્ટ, ખીલેલાં પુષ્પસમી મુગ્ધા પરણ્યા પછી ત્રણ ચાર વર્ષમાં જ રોગી ને મુડદાલ જેવી થઈ પડે છે! અનેક સ્ત્રીઓને છાતીના રોગ તેમજ કસુવાવડો વારંવાર થયાં જાય છે. પરિણામે તેઓ વહેલી સંસારલીલા પુરી કરે છે. સ્ત્રીઓ મુળથી જ સહનશીલ છે, તેથી અનેક વ્યાધિઓ જીર્ણ થઇ ક્ષયનું સ્વરૂપ પકડે ત્યાં સુધી તે પોતાનું દર્દ કહેતી નથી.

આમ અનેક અબળાઓનાં અકાળે બલિદાન અપાયાં જાય છે. રાક્ષસી રૂઢીઓનું ખપ્પર ભરાઇ જશે ત્યારે હિન્દુ લલનાઓનાં જીવન સુખી થઇ શકશે.

આતો સરખી વયનાં સ્ત્રી પુરૂષોની વાત થઇ. પણ વૃદ્ધ લગ્નો ની બિના તો ભારે કરૂણ છે. બે ત્રણ સ્ત્રીનાં બલિદાન લઇ ચુક્યા છતાંય સિંહાસન ખાલી રહી જવાના ભયથી ચોથી પાંચમીવાર નાંની બાળાની, લગ્નનાં બજારમાંથી ખરીદી કરી આવેલ પુરૂષ તે બાળકીની ભારે દુર્દશા કરી નાંખે છે. આવાં લગ્નો કરનાર પુરૂષો વ્યભિચારી જ હોય છે. પોતે ૪૦-૫૦ વર્ષને ઘેર પહોંચેલો હોઈને બધી વાતે રીઢો થયેલો હોય છે ને રૂઢીનો ભોગ બની તેને પનારે આવેલી બાળકી સર્વ વાતે અપરિચિત હોય છે. વૃદ્ધના સહવાસમાં મુગ્ધાને ઉમંગ નથી હોતો. તે ડરતી જ રહે છે. કારણ કે આવા શ્વાનો શક્તિહિન હોય છે છતાં પણ તેઓનામાં વ્યભિચારી લોલુપતાની આગ તો સળગતી જ હોય છે. આખરે એ નિર્ભાગી બાળાને અનેક રોગોની ભેટ મળે છે! હંમેશની માનસિક યાતનાઓને લીધે હિસ્ટીરીયા જેવા વ્યાધિઓ ઉત્પન્ન થાય છે. હિન્દુ સમાજનાં આવાં આવાં સડેલાં અવયવોને કાપી નાંખવાનું મહા પુણ્ય કોઇ કમાશે? જેઓ એ પુણ્ય કમાશે તેઓ અજરામર થશે! હિન્દુઓ પોત પોતાના જુદા જુદા ધર્મોનો માત્ર ઢોંગ કરે છે. તેઓ ધર્માજ્ઞાઓ પાળવામાં સમજ્યા જ નથી. નિર્બળ આત્માઓ ધર્મલાભ મેળવી શકે ખરા! પોતાને હાથે જ પોતાની ક્ષતિ કરવાની તેઓને બુરી આદત પડી છે. તેઓનાં પાપ ગણ્યાં ગણાય તેમ નથી. દુનિયામાં હિન્દુસમાજનો મોભા ક્યાં ?"

કેસરનું મુદ્દાસરનું લાંબું ભાષણ સાંભળીને હું તો તાજુબ થઇ ગઈ. આવી બુદ્ધિમતિ આર્યમહિલાઓયે રૂઢીની ભયંકર ચક્કીમાં પીસાઈ રહી છે. એ વિચારે મને ગમગિન કરી. આવી વીરબાળાઓને યોગ્ય પતિ પ્રાપ્ત થયો હોય તો એ જોડું કેવું આદર્શ બને! ને માતા તરીકે આવી રમણીઓ પોતાની કૂખ કેવી દીપાવી જાય! આવા વિચારથી હું નિરાશ પણ થઈ. કેસરની વાણીમાં કડવાશ હતી, તેમ માધુર્ય પણ હતું. તે ક્યારેક ભારે જનુનથી બોલી જતી. હવે તેને ક્રૂર જ થવાનું રહ્યું.

"કેસર ! તું તો મારા કરતાંય ચડી ! તારી દલીલો બધીય સાચી છે. તને ખબર છે ? કેટલોક સમય થયાં સંમતિની વય નક્કી કરનારો કાયદો પાસ કરાવવાની વડી ધારાસભામાં હીલચાલ થાય છે. આ પ્રયત્ન ઉપાડનાર અમુક હિન્દી સભ્યો છે. એમાં પરણેલી છોકરીઓની સંમતિની વય ૧૪ વર્ષની અથવા તો ૧૬ વર્ષની ઠરાવવાનું નક્કી થશે. જો ઠરાવેલી ઉમર પહેલાં તે છોકરીનો પતિ, તે બાઇની મરજી ઉપરવટ થઇને સંસાર ભોગવે તો તે ફોજદારી કાયદા પ્રમાણે ગુન્હેગાર ઠરે. જો કે આ બીલને હજુ કાયદાનું સ્વરૂપ નથી મળ્યું. પણ જ્યારે મળશે ત્યારે તે ફાયદાકારક થઈ પડશે. ખરૂં કે નહિ ?"

"એ બધાં સુધરેલા જમાનાનાં ધીંગાણું છે. ફોજદારી કાયદા ઘડવાથી હિન્દુઘરસંસાર ન સુધરે ને ફાયદોય ન થાય. હિન્દુઓનો સંસાર ફોજદારી કાયદાઓથી ન્યારો છે."

"કેમ ફાયદો ન થાય ? જો, હમણાં તારો વર તને ઉપાડી જવા આવે, તો તું કોર્ટનું રક્ષણ માંગી શકે. વળી તારી સંમતિ નહિ હોવા છતાં સગીર વયમાં બળાત્કારે તારા પતિએ તારા પર અત્યાચાર કર્યો છે એવી તું ફર્યાદ કરે, તો કાયદેસર તારા પતિને શિક્ષા થાય ! કેમ ખરૂંને ?"

"હા; પણ આવા દાખલા બહુ થોડા પ્રકાશમાં આવે છે. ધર્મશાસ્ત્રોના ને કુદરતના કાયદાઓનેય હિન્દુ પુરૂષોએ ઠોકરે માર્યા છે, તો શું તેઓ ફોજદારી કાયદાથી સુધરી જશે ? કદાપિ નહિ. હિન્દુ પુરૂષ બિચારો દયાળુ બહુ કે તે પોતાની સગીર વયની પત્નીની રજા માંગે ! આવી વાતો હિન્દુઓનાં ઘરમાં જઇને કહો, તો તમને "મેનીયા લાગુ થયો છે" એમ જ કહીને હસી કાઢે. અને સરકાર પણ કાળજીવાળી બહુ, કે તે હિન્દુઓના ખાનગી ઘરસંસારમાંયે તપાસ રાખવા માટે પોલીસ રોકે ! આ બધી નકામી જાળ છે. માત્ર સગીર વયનાં લગ્નોને દેશવટો દેવા માટે સખ્ત કાયદાઓ

ઘડવાની જરૂર છે. આ રૂઢી જ ખુન પી રહી છે. "

"તું તે માટે ઝડો ઉઠાવશેને ?"

"હા, હું તો હવે તૈયાર જ છું. અનિષ્ટ રૂઢીઓને દફનાવવા માટે મારે બંડ ઉઠાવવું છે. મને એ પિશાચી રૂઢીઓએ જ બંડખોર બનાવી છે, અને તેમાં તારા જેવી મહીલાઓની મદદ જોઇશે. હવે સામાજિક બંડની જરૂર છે."

"પણ તારો વર અહીં તને સુખે નહિ રહેવા દે. ને મેં આશ્રય આપ્યો માટે મનેય લ્હાણુમાં લેશે તેનું કેમ ? તે તપાસમાં જ હશે. તે પોતાનો હક્ક જતો કરે એમ તું માની શકે છે. ? હું તો નથી માનતી."

"પણ આ બ્રિટિશ હદમાં તેના બાપનુંય શું ચાલવાનું હતું ? મને કબજે લેવા માટે તે કેસ માંડશે તો હું તેના અત્યાચારો ખુલ્લા પાડીશ. કરોડો ઉપાયે પણ હું તેને શરણુ થાઉં એતો આ જન્મમાં ન જ બની શકે. મને મરવાની બીક નથી. મારી બાજી ઉંધી વળશે, તો છેવટે જીવ કાઢતાં શું મને નહિ આવડે ?"

"હું મારી નજરે તને અકાળે તો નહિ મરવા દઉં. પણ કેસર ! તું હિન્દુ લગ્નનો કાયદો જાણે છે ! એ કાયદો ભારે કપરો ને એકતરફી છે, તેમ અન્યાયી છે.

"બળ્યો એ કાયદો ! મારી મરજી વિરૂદ્ધ શું હું એ કાયદાને શરણુ થઇશ ? કે શું એ કાયદો બળાત્કારે મને વશ કરશે ? ના ના, એ આશા ન રાખવી. હું તો જન્મોજનમ આવા ગ્રહસ્થાશ્રમને ધિક્કારીશ. લગ્નનો કાયદોયે શું જેમતેમ ઠોકી બેસાડાતો હશે ? આજનાં લગ્નો, એ આત્મલગ્નો નથી, દેહ લગ્નો છે. લગ્નની રંગભૂમિ ઉપર સાટાં સોદાનાં નાટકો ભજવાય છે, ને એ રીતે લોહીના વેપાર થાય છે. લગ્નમંડપની વેદી સમક્ષ શુદ્ધ કન્યાદાન અપાતાં નથી, પણ કન્યાઓનાં કરૂણુ બલિદાન અપાયાં જાય છે પતિ પત્નીનાં ઉભયનાં આત્મ કલ્યાણુના ઉદ્દેશથી આજનાં લગ્નો નથી થતાં. વીર

સંતાનો પેદા કરવા માટે આજના ગ્રહસ્થાશ્રમો નથી ચાલતાં. માત્ર વિષયવાસનાઓને સંતોષવા માટે, અને ઉંદર બિલાડાં જેવાં છોકરાંઓનો સરવાળો વધારવા માટે હિન્દુઘરસંસાર ચાલી રહ્યા છે.

મેં અનુભવ્યો છે, એવો વ્યભિચારી ગ્રહસ્થાશ્રમ મારે ધોળે ધરમેય ન જોઇએ. મારો ઉદ્ધાર કેમ કરવો તે હું બરોબર જાણી શકું છું. પિશાચ પતિની લુંડી બનવામા મને ઉદ્ધાર નથી જણાતો. પુરૂષો પોતાની પાશવતા છોડીને દૈવી સંપત્તિ નહિ મેળવે, તો હિન્દુ પ્રજા કદીય સશક્ત થઈ શકશે નહિ. મલીન વાસનાઓપર અંકૂશની જરૂર છે."

"પણ કેસર! તારા પતિની સેવા કર્યા વગર તારો સ્વર્ગમાં સત્કાર નહિ થાય હોં? પુરાણનો એક દાખલો યાદ છે? નર્મદા નામની બાઇ અવિવાહિત અવસ્થામાં પરલોકવાસી થઈ, ને સ્વર્ગમાં ગઈ, તો ઈંદ્રરાજાએ કહ્યું કે: 'આ દેવતાઓની સભામાં બેસવાનો બાઇ, તારો અધિકાર નથી! કારણ કે તું તારા પતિની સેવા કર્યા વગર જ આવી છે. માટે પાછી મૃત્યુલોકમાં જા, અને ગમે તેવા પતિની સેવા કરીને પછી જ આવજે. તે વખતે તને દેવતાઓની સભામાં બેસવાનું મળશે.' નર્મદા પાછી મૃત્યુ લોકમાં આવી. ઉમ્મર લાયક થતાં એક અંધ, રોગી, ક્રોધી, તેમજ વૃદ્ધપુરૂષની પત્ની થઇ! તેના પતિની હરેક આજ્ઞાનો તેણે અમલ કરેલો.

એક દિવસ તેના પતિને વેશ્યાને ત્યાં જવાની ઇચ્છા થઇ! તુરત નર્મદા પોતાનાં શિરપર બેસાડીને તેના વૃદ્ધપતિને વેશ્યાને ઘેર લઈ ગઈ! પોતે એટલો વખત વેશ્યાના ઘરપાછળ ઉભી રહી. ને પાછી પતિને લઇને ઘેર આવી! આવી રીતે સેવા કર્યા પછી જ મરણ પામી, તેથી તેને સ્વર્ગના દેવતાઓની સભામાં બેસવાનો ઈંદ્ર રાજાએ પરવાનો આપ્યો! તું શું કહે છે?"

"અરે એ બધા સ્વાર્થ સાધુ-મફતીઆ પુરૂષોનાં કારસ્તાન છે!

પોતાની અનીતિને પોષવા માટે આવાં ધતીંગની ગાથાઓ પેદા કરી છે! જોડી કાઢી છે! તે ભોળાંઓને ભરમાવવા માટે છે. મારા જેવી માથા ફરેલ, એવી જાળમાં ફસાય જ નહિ. આમ અનેક પ્રકારે પતિવ્રત મહિમા ગાયો ખરો, પણ એવો જ મહિમા પત્નીવ્રત માટે કેમ ન ગાયો? આ બધી સ્વાર્થબાજી નહિ તો બીજું શું? "પતિ વિના ગતિ નથી" એ લોકોકિતતો મેં લાખોવાર સાંભળી છે. **પણ મારા વર જેવાને હું સદ્દગતી આપનાર પ્રભુ-પતિ નથી માની શકતી. પ્રભુ વ્યભિચારી નહોય. જેનામાં પ્રભુતાના ગુણ નથી, તે પતિને પ્રભુ માનવા કે મનાવવાની હિમાયત કરવી એ હેવાનીયત છે.** તે બુદ્ધિયુક્ત દલીલ નથી. **મારો વર, કે જે શ્વાનવૃત્તિનો-વાસનાનો કીડો છે, તેને પ્રભુ રૂપે સ્વીકારવાનું મારા હૃદયમાં કયાંય સ્થાન નથી. તે મારો ઉદ્ધાર ન કરે પણ અધઃપાત જરૂર કરે! શુદ્ધ સત્વગુણી, સાચી ધાર્મિક વૃત્તિનો-પાતક રહિત પતિ, અને પ્રાપ્ત થયો હોત તો તેને માટે મેં પ્રથમ કહ્યા તેવા ઉદ્દગારો હું ન જ કાઢત. તેની ભકિતનાં હું યશોગાન કરત. તેના દેહમાં હું સચ્ચિદાનંદનાં દર્શન કરત! ને મારી સંસારનૌકા યશસ્વી રીતે પાર ઉતારત.** *આજકાલના ઘર સંસારમાં આવી ભાવનાઓની* ગંધ પણ નથી. તે માટે આવા અત્યાચારી પતિ-કાયદાસરના માલેકમાં પ્રભુની ભાવના પેદા નથી થતી. આ મારો તાજો જ અનુભવ છે. કલ્પના નથી. કાયદેસર વ્યભિચારને પોષી રહેલાં પરણેલાંઓ સ્વર્ગમાં જશે, ને મારા જેવાં આજીવન મલીન વાસનાઓથી અલગ રહેનારાંઓ નર્કમાં જશે એવો સંદેશો કોણ લાવ્યું? પરણેલાંઓ સ્વર્ગે પધાર્યા ને ન પરણેલાંઓ નર્કે ગયાં, એવી ચોકસ ખબર હજુ સુધી મોટા વિજ્ઞાન શાસ્ત્રીઓ પણ મેળવી શકયા નથી. વળી લગ્ન કરવું જ જોઇએ. એવો હિન્દુ સમાજમાં કંઈ ફરજયાત કાયદો નથી. તેથી તેં નર્મદાનો દાખલો આપ્યો, તે બુદ્ધિયુક્ત નથી. અને શાસ્ત્ર પુરાણોયે પક્ષપાતિ પુરૂષોએ જ બનાવેલાં છેને? તેમાંનું બધુંય, આંખે પાટા બાંધીને માની લેવાનું નથી."

"કેસર! એમ કેમ બોલે છે? શાસ્ત્રો રચનાર મહાપુરૂષો તો રાગદ્વેષ રહિત હતા. શું તેઓ ખોટું લખે? એમને શો સ્વાર્થ હતો?"

"પણ ત્યારે નર્મદાવાળો બુદ્ધિ ન કબુલે એવો દાખલો પુરાણમાં શામાટે આપ્યો? સ્ત્રી ઘેટાંની માફક અનુરક્ત રહે ને પુરૂષ ફાવે તો વેસ્યા ગમન કરે, કે પરસ્ત્રીઓને ભ્રષ્ટ કરતો ફરે. તોય પુરાણકારો તેમાં કંઈ બાધ ન લીએ. આ બધી સ્વાર્થ લીલા નથી?"

"કેસર! પુરૂષો તો અમૃત પુત્રો ગણાય છે! તે તું જાણે છે? તેઓ ગમે તેવાં અને ગમે તેટલાં કુકર્મો કરે, ને એકવાર ગંગાજીમાં કાયા બોળી આવે; કે તુરત જ એ નરભ્રમરો શુદ્ધ થઇ જાય! પણ સ્ત્રીને માટે સાવ ઉલટું છે. સ્ત્રીને માટીનું વાસણ માન્યું છે. માટીનું વાસણ એકવાર એઠું થયું કે ખલાસ! તે શુદ્ધ ન થાય. એ વાસણનો નાશ જ કરવો જોઇએ. કારણ કે એઠું વાસણ જ્યાં મુકાય ત્યાં તે અશુદ્ધ કરી મુકે! ગંગાજળમાં બોળ્યા છતાંય તેની શુદ્ધિ થઇ શકે નહિ. આવુંય શાસ્ત્રકારોએ કહેલું છે."

"હું કહું છું તો ખરી કે એ બધું વિકારી પુરૂષોનું જ ચણતર છે! તેઓના ઘડેલા કાયદાઓ-નિયમો તેઓને બંધન કર્તા ન હોય. તેઓ અમૃતપુત્રો શેના? કારણ કે વિષયોના વિકારો તો તેઓના જ છે! તેઓનામાં અમૃત નથી. વિષયોનું હળાહળ ઝેર ભરેલું છે. પુરૂષો સંયમી અને સત્વગુણી થશે ત્યારે જ "અમૃતપુત્રો" નો ખીતાબ ઝળકી ઉઠશે."

અમારી ચર્ચા એક દિવસમાં પુરી ન થઇ. બીજે દિવસે પણ જમી, પરવારીને અધુરી રહેલી ચર્ચાનો વિષય હાથમાં લીધો. હવે કેસર રડતી નથી. તેના બંડખોર-ઉગ્ર વિચારોને લીધે તેનો ચહેરો કંઇક ભયંકર-ડરામણો દેખાય છે. મૃત્યુનો ભય છોડીને તે સંસારની હરેક મુશ્કેલીઓ-સંકટોને વટાવી ગઈ-તરી ગઇ. ગઇ કાલના કરતાં આજે તેની મુખાકૃતિપર વધારે તેજ-પ્રભાવ જણાય છે. આજેય ચર્ચાની શરૂઆત મેજ કરી:—

"બધુંય ઠીક, પણ ફેસી ! તું જાણે છે ? તારા આવા વિચારોના પ્રતાપે સમાજ તારો આદર નહિ કરે. વળી કેટલીક ગગન વિહારી કલ્પનાઓ વ્યવહારમા બીલકુલ કામ આવતી નથી. અલબત તું તારાં મંતવ્ય પ્રમાણે ઘણું મહત્વનું કામ કરી શકીશ; તેમાં શંકા નથી. છતાં પણ શિષ્ટ વ્યક્તિઓની ગણતરીમાં સમાજ તને નહિ. લે. તારી વિદ્વત્તાના પ્રતાપે તું સાહિત્ય ક્ષેત્રમાં ઝળકી ઉઠીશ ખરી, પણ સાહિત્યના ઈજારદારો તને પ્રકાશમાં લાવવા નહિ મથે. કારણ ચોકખુંજ છે.–તું તારા પતિથી છુટી રહે છે, એ જ મહાભારત ગુન્હો ! સમાજની આંખમાં પણ એ જ અભાગી રોગ ઘર કરી બેઠો છે. તે તારાં કામની કદર કરે, તો સમાજનો મોભો ઝંખવાઈ જાયને ? તારો પતિ ભલે દુરાચારી છે. છતાં ખુબી એ છે કે જગત્ તેને દોષની દૃષ્ટિએ નથી જોતું. એટલે કલ્પના ત્યાં સુધી પહોંચી શકે કે જગત્માં સાચાંઓની કદર નથી. પાપીઓ પોષાય છે. ગમે તેવી સદ્ગુણી બાળા હોય, તે વિદ્યાકળા અને ચારિત્રમાંય આદર્શ હોય, પણ જો તે પોતાના શ્વાન જેવા પતિથી અલગ રહેતી હોય તો તેના એ કોઇપણ ગુણોની કદર ન થાય. સમાજની આંખેથી આ દુષ્ટતાના ચશ્મા ક્યારે ઉતરી શકશે ! ને સાંભળ ! સાહિત્ય રસીકો પૂછશેઃ " આ સ્ત્રી તે કોણ છે ?" અન્ય તરફથી તુરત ઘાતકી જવાબ મળશેઃ " અરે, પેલા બ્રાહ્મણને ઘેરથી નાશી આવીને મુંબઈમાં રહી છે ને ? તેનો આ ઉદ્યમ છે." બસ, પછી તારે માટે શાબાશીને બદલે શંકાઓની પરંપરા શરૂ થાય ! ને સાહિત્યના વાડામાંય સ્થાન મેળવવાનો તને હક્ક ન મળે. હા, ગ્રહસ્થ વેશ્યાને જરૂર સ્થાન મળી શકશે. ને તે પણ ખુશામત સાથે હો ! જગત્માં ન્યાય કયાંય જણાય છે ? જો તુંયે ગ્રહસ્થવેશ્યા રહીને, સાહિત્યોદ્યાનમાં થોડો થોડો રસ લેતી રહીશ, તો તું સતી ગણાઇશ ! એટલું જ નહિ પણ તમારૂં યુગલ આદર્શ ગણાશે. ને સાહિત્ય ક્ષેત્રના એજન્ટો તારો ખુબ પ્રશંસા તેમજ ખુશામત પણ કરી શકશે ! તું તારી સલામતી અને સ્વમાન માટે તારા વરથી

જુદી રહીશ, એ એક જ ગુન્હા માટે તારી પરીક્ષાના પોણા ભાગના માર્ક કપાઇ જશે! કેસર! સમાજની આંખમાં કમળાનો રોગ છે! એ કમળો ઝારવા માટે કુશળ હકીમોની–બંડખોર તરૂણપ્રજાની જરૂર છે. ત્યજાયલી કે નાશી છુટેલી સ્ત્રી દેવી સ્વરૂપીણી હશે, તોપણ સમાજ તેને દેવી કે સતી માનવા તૈયાર નથી. પણ ભુંડણીઓની પેઠે કાકીડા જેવાં છોકરા વારવાર જણી દેતી હશે, તે લીલીવાડીવાળી અને સતી ગણાશે. કમનસીબીની આવી પરંપરા છે. ને વ્યવહારમાં પણ ડગલે ને પગલે મુશ્કેલીઓ વસે છે. એ મારે તને પ્રથમથી જ જણાવવું જરૂરનું છે. આ બધી વિટંબનાઓનો ખ્યાલ કર્યા પછી તને અનુકુળ લાગે તે રસ્તો ભલે લેજે, પણ સમાજની આંખે તો તું એ જવાબદાર દેખાઇશ. આ મારૂં વચન તું યાદ રાખજે. ”

“ તારૂં કહેવું બધુંય ખરૂં છે. હું તે માની શકું છું. છતાં કહું છું કે સૂર્ય પશ્ચિમમાં ઉગે કે સમુદ્ર મર્યાદા મૂકી દે, તો પણ હું એ વ્યભિચારી પતિની છાયામાં રહીને સતી ગણાવા નથી માંગતી. લોકોને બુરી આદત પડી છે, તે કોણ ટાળી શકવાનું હતું ? ગોંડલથી અહીં સુધી હું આવી તે દરમ્યાન રેલ્વેમાં કેટલાંય બૈરાંઓએ મને હજાર જાતના પ્રશ્નો પૂછયા. “ મુંબઈ જાઓ છો ? તમારા વર ત્યાં નોકરી કરતા હશે ? ગાડીમાં તે સાથે છે કે તમે એકલાં જ ? છોકરાં છૈયાં છે ? તમારા ધરવાળા (વર) ને દુકાન છે કે નોકરી કરે છે ? તમે ચાંલ્લો કેમ નથી કર્યો ? શી ન્યાત છો ? કયાંથી બેઠાં છો ? પીયરનું ગામ કયું ? ” વગેરે. મને આવા પામર જીવો ઉપર દયા ને ગુસ્સો બન્ને ઉપજે છે. જો હું તેઓના સવાલોનો જવાબ નકારમાં આપું, તો તો વાત વધતી ચાલે. અને તુરત મારે માટે માઠો વિચાર બાંધી, શકની નજરે જોવા લાગે! મેં તો કંઈપણ સીધો જવાબ નહિ આપતાં આડી વાતો નાખી દીધી. કારણ કે મારી દલીલો, એ “ માંડવા રાંડવાનાં ” હિમાયતીઓ કયાંથી સમજી શકે? ગમે તેવી પ્રામાણિક અને સચોટ દલીલો હોય તો પણ તેઓનાં

ભેજામાં પ્રવશ કરી શકે જ નહિ. સાહિત્ય ક્ષેત્રમાં તેમજ અન્ય કાર્ય-ક્ષેત્રમાં હું મારો આત્મા ઓવારી નાખીશ. તોપણ " પેલી નાશી આવેલી છે તે..." આ કલંક મારા વાસ્તે હંમેશ સમાજની રોગીલી આંખમાં દેખાવાનું જ. પણ તેથી શું થયું ? હું તો ખરી સ્તુતિ નિંદા મારા આત્માની જ સાંભળું છું. ને જવાબદારીભરેલું કામ ઉપાડનારે મનને અતિશય મજબુત રાખવાની જરૂર છે. જગત્ શું બોલે છે તે નહિ જોવાનું પણ શુદ્ધ અંતરાત્મા શું કહે છે ? તે તરફ જ લક્ષ રાખવાનું. કામ કરનારે લોકૈષણા રાખવાની જરૂર નથી. હું નિષ્કામપણે—પવિત્ર ભાવે, પ્રભુને માથે રાખીને કામ કર્યાં જઇશ તો શું તેમાં આત્મસંતોષ નથી ? મને આ સ્થિતિમાં આપખુદ સમાજ ધિક્કારશે તે ખરૂં, પણ પેલા નરાધમની શ્વાનવૃત્તિને સંતોષવા માટે હું તેની વેશ્યા થઇને રહી હોત તો શું સમાજ મને પૂજત ? એ બધી મનની નબળાઇઓ છે. જગત્માં હું હવે કોઇથી ડરતી નથી. શિવાય કે અંતર્યામિ ન્યાયી પરમાત્મા ! હું સર્વ સંકટ સહેવાને તૈયાર છું. માત્ર માબાપે અને સમાજે પોતાની જાડી બુદ્ધિથી મનાવેલ પતિ પ્રભુ—પિશાચની રજીષ્ટર વેશ્યા બનવાને હું તૈયાર નથી. તેણે મને દુઃખી કરી છે. મારી આનચ્છા હોવા છતાંય, જે જે વિતક વિતાડયાં છે; તેનું વૈર લેવા માટે જ હવે હું જીવીશ. તેનાં પતિપણાં-માલેકપણાંના મોભાને હું હરરાજ કરીશ ! તેની પાશવતાનું પ્રદર્શન ખુલ્લું કરીશ ! તેની ધર્મભાવનાનું ધતિંગ હું જગત્માં જાહેર કરીશ ! ને તેનાં આપખુદ પુરૂષત્વપર પગ મૂકીશ ! મારે બંડખોર થઇને મરવું છે. દંભી થઈને નહિ." કેસરની ઉગ્રતા વધી ગઇ. જાણે કે પ્રલયકાળની કોઈ દેવી પ્રગટ થઈ હોયની ! તે પોતાની ધર્મ ટેક અંત સુધી જાળવી શકશે કે નહિં, તેની હજુય મને ખાત્રી ન થઈ.

" કેસર ! આ બધો આવેશ છે ! વ્યવહાર, મોઢાની વાતોથી જુદો છે સ્ત્રીનું હૃદય દયા અને કોમળતા માટે પ્રસિદ્ધ છે. તે વૈર લેવાના વિચાર કદીય ન કરે. તારામાં આટલી ઉગ્રતા કયાંથી આવી !"

"એ ઉગ્રતા જુલમથી આવી છે ! પિશાચી રૂઢીઓનાં બંધનથી આવી છે ! સ્ત્રી હૃદય દયાળુ ને કોમળ અમુક હદ સુધી રહે છે. પછી સંજોગો તેને સખ્ત બનાવે છે. દુનિયા સ્ત્રીને નમાલુ–અક્કલ વગરનું પ્રાણી સમજે છે, તેને હું સ્ત્રીજાતનો સ્વમાનિત પ્રભાવ દેખાડવા માગું છું."

"પણ તારાં માબાપ તારે માટે કેવા વિચાર કરશે ?"

"ધુળ જેવા ! એ માબાપ જ મારાં ખરાં દુશ્મન છે. કન્યાદાનની ઘેલછામાં તેઓએ ખરી રીતે મારૂં બલિદાન જ આપ્યું છે. ચાર ફેરા ફરાય કે ખલાસ ! પછી સર્વહક્ક વરરાજાને સ્વાધિન ! મારા જુલમી પતિએ મારી સંમતિ માગવાની રાહ ન્હોતી જોઇ. પણ તેની પાશવવૃત્તિની વિહ્વળતામાં મને પરાણે તાબે કરી'તી ! એનું નામ લેતાં જ રૂંવે રૂંવે મારામાં ક્રોધ અને વૈરની જ્વાળાઓ ભભુકી ઉઠે છે ! તેનું નામ બાળ ! ને ઓ પ્રભુ ! તું એવાઓની હયાતી ટાળ ! મારાં માબાપને, તેઓએ માનીલીધેલી ક્ષુદ્ર આબરૂનું ભુત વળગ્યુ છે ! ને મારા જીવની તેઓને કંઇ પડી નથી. તેથી મને આશ્રય આપે કે મદદ કરે એ વાત જ શી ? મારો મોટો ગુન્હો એ જ કે મેં મારા પિશાચ પતિનો પરિત્યાગ કર્યો ! આ ગુન્હો તેઓની આંખમાં કેવડો દેખાય ? તેનાં શાસ્ત્રો અને ધર્મ નિયમો એક સામટો ધસારો કરીને છાતીપર ચઢી બેસેને ? હું તેઓને સારી રીતે જાણું છું. એવાં માતાપિતાનેય હું દુરથી જ નમસ્કાર કરૂં છું. તેઓએ મારૂં જીવન ધુળધાણી કરી નાખ્યુ !"

"ત્યારે હવે તું કરવા શું માગે છે ?"

"હું જે બોલું છું તે કરી બતાવવા માગું છું."

"શી રીતે ?"

"સામાજિક બળવો કરીને. !"

"બળવા કરીશ કેવી રીતે ?"

"ચળવળ કરીશ, મંડળો ઉભાં કરીશ! ગામે ગામ ફરીશ. મારા વિચારનો વર્ગ ઉભો કરીશ, ને સમાજના લોખંડી કાયદા સુધારવા અથવા મિટાવવા માટે જગતે નહિ જોયું હોય તે કરી બતાવવા માટે હિંમતથી ઝુકાવીશ. રોદડાં રડવામાં ને દયા માગવામાં નામોશી છે."

"શું "બંડખોર" ખિતાબ તારે માટે યોગ્ય કહેવાય?"

"ખરેખર યોગ્ય છે. તેમાં ઝુકાવવા માટે મારો અંતરાત્મા હર્ષથી નાચે છે. પ્રસન્ન થાય છે. હું દંભનો પડદો ચીરવા માગું છું. લુલી ધર્મભાવનાઓને અરબી સમુદ્રમાં પધરાવી દેવા માગું છું! પવિત્રતામાં ખપતી અપવિત્રતાનું પોકળ ફોડવા માગું છું. હિન્દુઓના ગ્રહસ્થાશ્રમ તે પૂર્વના ધન્યોગ્રહાશ્રમ નથી પણ એક પ્રકારના વ્યભિચારના અપ્રગટ અખાડા છે! એ ઝંડો ફરકાવવા ઇચ્છું છું. મારામાં કેટલું બધું બળ જાગ્રત થયું છે, તેનું હું વર્ણન કરી શકતી નથી. મને પાકો વિશ્વાસ છે, કે હું જે ધારીશ તે કરી શકીશ."

"પણ માત્ર કાળી બાજુ બતાવવામાં માલશો? શું જનસમાજને સુધારવા માટે કોઈ યોજના ન કરી શકાય? ભાંગફોડ કરવામાં બુદ્ધિની કસોટી નથી. પણ સુવ્યવસ્થિત ચણતર કરવામાં જ બુદ્ધિનું સારાપણું નક્કી થાય છે. દુનિયા પણ એમાં માને છે."

"વળી પાછી તું રૂઢ વિચારોપર આવી ગઇ? જે હિન્દુ જનતાને વેદશાસ્ત્રો ન સુધારી શકયાં, તેઓના માની લીધેલા વિશેષ ધર્મોના નિયમોથીય જેઓ ન સુધર્યા, અને વિદેશી સત્તાનાં જડબાંમાં ચવાઇ ગયા છતાંય જેઓ ન સુધર્યા, તે હિન્દુઓ શું આપણી યોજનાથી સુધરી જશે? શી વાત કરે છે? મને તારી એ વાતમાં જરાય શ્રધ્ધા નથી. હિન્દુસમાજને કુરૂઢિઓ, અંધશ્રદ્ધા, ક્ષુદ્ર આબરૂનો મોહ, દષ્ટિમાં દોષરૂપી કમળો, એક હથ્થુ સત્તા, ઇત્યાદિ અનેક રોગ લાગુ થયા છે. એ રોગ જીર્ણ થઇ ગયા છે, તેથી ઓપરેશન

કરવાની ખાસ જરૂર છે. તેમજ હિન્દુસમાજની રોગી હોજરી સાફ કરવા માટે સખ્ત જુલાબની જરૂર છે. હોજરી સાફ થયા પછી જ કોઈ પણ દવા લાગુ થઇ શકે. વળી જર્જરીભુત દિવાલને જમીનદોસ્ત કર્યા વિના નવો-પાકો પાયો નાંખી શકાય જ નહિ. તેઓને ઉપદેશો આપવા નકામા છે. કથાઓ કહેવી ફોકટ છે, દલીલો વ્યર્થ છે. તેની દયા માંગવા માટે આંસુ સારવાં એ કંગાલીયત છે. બસ, શીંગડાં રંગીને સામે થવામાં જ હુ જીવત્વ સમજું છું. સડાઓ સાફ કર્યા વગર દંભની દુર્ગંધ નહિ જાય. જમાનો સાથ દેશે. મારામાં હવે કંગાલપણું છે જ નહિ. દંભીઓની હું દુશ્મન છું. "

" તું જાઝું ન બોલી જા. જો, લગ્નનો પ્રશ્ન આપણે પહેલો હાથમા લઈએ. બાળલગ્નો ને વૃદ્ધલગ્નોની અટકાયત માટે શું કરવું જોઇએ ? આ રિવાજ ભારે વિકૃત થઈ ગયો છે. ને સામાજિક જીવનનું સત્યાનાશ વાળી રહ્યો છે, તેનો સુધાર પ્રથમ કરવો. "

" હા, તે ખરૂં છે. સમાજ શરીરનાં અવયવો જ્ઞાતિઓ છે. દરેક જ્ઞાતિએ એવો કડક ધારો ઘડવો, કે જેથી બાળલગ્નો, વૃદ્ધ લગ્નો અને અયોગ્ય લગ્નોની લોહીતરસી રૂઢીઓની હોળી થઈ જાય ! જે વ્યક્તિ જ્ઞાતિનો આ ધારો તોડે તેની સાથેનો સંબંધ જ્ઞાતિ અને સમાજ છોડે. બીજી બીજી પ્રકારની સંસ્થાઓ જે રીતે પોતાને ભાગ આવેલાં કામ ખંતથી ઉપાડી લેછે, તેમ પ્રત્યેક જ્ઞાતિ સંસ્થાઓએ પણ ગોઝારી રૂઢીઓને દફનાવવા માટે ખાઈપી ને મંડી પડવું. દર વર્ષે પ્રત્યેક જ્ઞાતિ સંસ્થાઓનો સમુહ એકત્ર થાય, ને એક વર્ષના અરસામાં પોતે પોતાનાં કાર્યમાં મેળવેલી સફળતાનો ફાળો, સમાજ-સર્વ જ્ઞાતિ સમુહ સમક્ષ રજુ કરે.-પોતાની પ્રવૃત્તિનો હેવાલ દેખાડે. પરિણામ બરોબર આવેલું ન લાગે, તો ફરીથી જ્ઞાતિ સમુહ-સમાજ ડબલ જોરથી ભલામણ કરે, આવી રીતે અનુક્રમે દરેક સડાઓ સાફ થઈ શકે. માત્ર વાત મનપર લેવાની જરૂર છે ને સામાજિક જાગ્રતિ માટે અણનમનીય જરૂર છે. ગણગણાટ કર્યે એ ઉંઘણુ

શી સમાજ નહિ જાગે. હથોડા ઠોકવા પડશે. કારણ કે નિર્વિર્યતાથી તે બધું સાંખતાં શીખી ગઇ છે. તે આંખો બંધ કરી જુની ઘરેડમાં પડી રહેવા ઇચ્છે છે ! આ તેનું જીવતાં જ મૃત્યુ ન કહેવાય ? તે નહિ સુધરે તો તેનો નાશ ખુલ્લો જ છે."

"કેસર ! તું બહુ બહુ બોલી જાય છે. તું જે સમાજમાં ઉછરી છે ને હાલ જે સમાજમાં વસે છે, તેને જ ભાંડવામાં કંઇ શોભા છે ? એવી સમાજનાં વાતાવરણમાં જ તું વસે છે કે નહિ ?"

"નાના, મારે મન આ રોગી સમાજ શબવત્ છે. તે મને આદરથી જોઇ શકતી નથી, તો શું હું તેઓને સહૃદયતાની ભેટ આપી શકીશ ? શું તે કુદરતને ગમે છે ? મારૂં હૃદય એવું ડઠ્ઠર નથી થઈ ગયું કે હું ઘેર ઘેર ચાલતા અત્યાચારો જોઇ આંખ આડા કાન કરી શકું. સમાજના દંભ અને અત્યાચારો જાહેર કરવાનો હવે મારો સમય ધર્મ છે. સમાજ મારી પવિત્રતાથી અભડાઈ જાય છે, તો મનેય તેઓને માટે કંઈ સ્નાન સૂતક નથી. સમાજનું પશુ-બળ મારી પાસે કંગાલ છે. સમય એવો આવે છે, કે સમાજના અન્યાયી કાયદાઓનો ભારતની તરૂણપ્રજા છડે ચોક ભંગ કરશે. ને સામાજિક પુનર્વિધાનનો પાયો નાંખશે."

"પણ આવી પ્રવૃત્તિથી દુનિયા તને ડાહી ગણશે ?"

"ને મારે "ડાહી" ની દબાયલી ડીગ્રી જોઈતી નથી તેનું કેમ ? ડાહ્યાં તો ઘણુંય છે ! તેમાં અમુક ઘેલાંયે જોઇએ ને ?"

"ત્યારે શું તારે અરાજક થવું છે ?"

"હા, મારે સામાજિક બોલ્શેવીઝમ જાગ્રત કરવો છે !"

"સામાજિક બોલ્શેવીઝમ ? અરર, તું તો બહુ ભયંકર વ્યક્તિ ! બ્રાહ્મણજાતિનું આવું ખમીર હોય ? તારામાં ઝનુન તો ક્ષત્રિયાણીને છાજે એવું છે !"

"ગત્ જન્મનો ક્ષત્રિયાણીનો અધુરો રહેલો અવતાર મારે આ જન્મે પૂર્ણ કરવાનો હશે એમ કેમ ન માની શકાય ?"

" વાહ, કેસર ! તું કોઈ મહત્વનું કામ કરીને પછી જ મૃત્યુ પામીશ, તો જો કે તારૂં નામ ઈતિહાસના છેલ્લે પાને નોંધાશે ખરૂં. પણ હિન્દની પતિવ્રતા સતીઓની હરોળમાં તું નહિ આવી શકે. કેમ ખરૂંને ? "

" ને મને એ હરોળમાં બેસવાની તૃષ્ણાયે નથી. એ સત્ એ તપ, એ પ્રભુતા, અને એ આત્મગાન સતયુગનાં સ્વપ્નાં થઈ ગયાં છે. આજના યુગમાં હિન્દુસંસારમાં સતીપણું જુદી રીતે જળવાય છે. એ સતીપણાંમાં આત્મમાન અને આત્મસ્વાતંત્ર્યનાં વેચાણ છે ! એ સતીપણામાં અનિચ્છાએ આધિન થવાની લાચાર દશા છે ! એ સતીપણાંમાં માતૃત્વનું ખુન છે ! અને એ સતીપણાંમાં અકાળે મૃત્યુને મળવાનું કારમું કામણ રહેલું છે ! માટે મારે આજનું સતીપણું ન જોઈએ. હિન્દુલગ્નના કાયદાની મહોર મારીને, તે પુરૂષની શ્વાન વૃત્તિ સંતોષવાનાં સાધનરૂપ બનીને હું સતીપણું મેળવવા માંગતી નથી. એ દેવતાઇ યુગ આવશે ત્યારે તો હિન્દુઓનાં ઘરમાં પાળેલાં મેના પોપટ પણ વેદમંત્રો ભણશે ! તેઓનાં આંગણાં લીલાં હરિયાળાં હશે ! હિન્દુઓની ભવ્ય આકૃતિઓ દુશ્મનોને નમાવશે. તેઓનાં આત્મગાન અને આત્મમાન જગતને અજબ સંદેશો સુણાવશે. તેઓનું બ્રહ્મચર્યબળ મૃત્યુનેય જીતશે. ને અપ્રાપ્ય વસ્તુ પણ પ્રાપ્ત કરી શકશે. સ્વરાજ્ય મેળવવા માટે પછી ઓશીયાળાં નહિ થવું પડે. બ્રહ્મચર્યનાં તપોબળવાળી પ્રજાને ત્રણલોકનું રાજ્ય મેળવવુંય અશક્ય ન હોય, તો પછી મૃત્યુલોકની રાજ્ય પ્રાપ્તિ માટે તો શું જ કહેવું ? એ શાસન તો પગના ધબકારાથી ધરા ધ્રૂજાવતાંની સાથે જ પ્રાપ્ત થઇ જવાનું. આ બધાં ભવિષ્યનાં સુંદર સ્વપ્નાં છે. વધારે કહીને હું તને કંટાળો નહિ આપું. પણ એટલું જ કહીશ કે હાલનું સડેલું સમાજ તંત્ર એક વખત તો તોડી ફોડી નાંખવાની જરૂર છે. પછીથી તેની પુનર્રચના થશે, ને તેમાં જરૂર નવિનતા આવશે. "

" તું આવું આવું બોલીશ, તેની લોકોપર કેવી અસર થશે ? બધાં તને ગાંડી ગણી કાઢશે એટલું જ નહિ પણ તને નાસ્તીક, વંઠેલી, ને સાવ વહી ગયલી જ માનશે. બેન ! તારા વિચારો સામે જુના વિચારનો વર્ગ ખળભળી ઉઠશે, ને તને અક્કલ વગરની ગણશે. તેમજ તારા હિંમત ભર્યા વિચારોને ટેકો આપવા માટે બહુ ઓછા માણસો મળશે. હિન્દુ સમાજની ફીલસુફી ભારે વિચિત્ર છે. "

" તે સાથે મને કંઈ નિસ્બત નથી. ને એમ ડરી જઈને હું મારી પ્રવૃત્તિ છોડી શકું તેમ નથી. હંમેશાં કામ કરનારના ભાગ્યમાં મુશીબતો જ હોય છે. ને તેને હું આશીર્વાદ સમજું છું. તું મારા વિચારોને ટેકો આપી શકશે કે નહિ ? "

" હા, મારી તો સહાનુભુતિ છે. ને તારી હિંમત માટે મને માન ઉપજે છે. સૌ પહેલાં બાળલગ્નો, વૃદ્ધલગ્નો, વિધવા પુનર્વિવાહ, ગુણકર્મ સ્વભાવનાં કજોડાં, બહુ પત્નીનો ચાલ, ઈત્યાદિ પ્રશ્નો હાથમાં લેવાની જરૂર છે. ઉપરોક્ત બાબતમાં સમાજનું હાલનું જે વલણ છે, તે ફેરવવા માટે વિનંતીઓ ને દલીલો ઘણીય થઈ ગઇ. પણ સમાજ એ વિકૃત પદ્ધતિ ફેરવવા ના પાડે છે. અથવા રૂઢિનો પ્રતિકાર કરવામાં તે રાજી નથી. તેથી હવે દલીલોની જરૂર નથી. પણ બંડખોર ચળવળની જરૂર છે. છતાં મારા વિચારો તારી માફક એક તરફી નથી. તું તો રૂઢિનો કીલ્લો તોડી પાડવા માટે તૈયાર થઇ ગઇ ! કારણ, એ રૂઢિએ જ તને વેગ આપ્યો. ને હવે એક ભયંકર વ્યક્તિરૂપે તું જીવી જવાની, એવુ મને સુઝે છે. તું ખરેખર કુરૂઢિની દિવાલો ઘેરીને, અસત્ય, દંભ, અને ધતીંગોના કોટ તોડી પાડશે ! તેમાં કશી શંકા નથી. "

" શું મારા વિચાર તને એક તરફી લાગે છે ? શું બોલે છે ? ને તું શું આગલા પાછલા જમાનાની રૂખ જોઇને કામ કરવા માંગે છે ? તેથી તું શું કરી શકવાની હતી ? "

" જે થાય તે, પણ હું એકદમ ઉતાવળે કોઈ કામની જોખ-

મદારી માથે નથી લઈ શકતી, તેમ એક તરફી ન્યાય આપવો એ પણ મને પસંદ નથી. ”

“ આ બધા તું ગોટા વાળે છે. ને તે એક જાતની નબળાઈ છે. સમય કોઇને પૂછવાની રાહ જુએ છે ? ”

“ નબળાઈ કહે કે જે કહે તે, પણ હું તને પુછું છું કે આમ કરીને શું તું સુખી થઇ શકીશ ? બળવાખોર થવામાં કંઇ માન–આબરૂ મળી શકતાં નથી ! ”

“ બળવાખોરને સુખની કે લાભ હાનિની સ્પૃહા હોય જ નહિ. તેની બંડખોર પ્રવૃત્તિ, એ જ તેનો આનંદ, એ જ આત્મસંતોષ, ને એ જ તેની અમીરી ! રૂઢિની પિશાચી બેડીઓ તોડવા માટે આવી બંડખોર પ્રવૃત્તિ આવકારદાયક લેખાશે, ”

“ કાઠિયાવાડી છોકરીઓમાં તુંજ ખરેખરી બંડખોર નીકળી ! બધીય તારા જેવી થાય તો ? ”

“ તો સોનાના સુરજ ઉગે ! ને સમાજના વડાઓની આંખોએ બાઝેલાં રૂઢિનાં પડળો વગર ઇલાજે ઉતરી જાય ! હુ બંડખોર ગણાવામાં ગૌરવ માનું છું. આજની દબાયલી ચમ્પાયલી અબળા જાતની છોકરીઓ બંડખોર નીકળે તેમાં નવિનતા છે. મારી માફક ઘણીય કાઠિયાવાડી છોકરીઓ બળવાખોર થશે, ત્યારે આ બખીલ હિન્દુ સમાજ કંઇક વિચારમાં પડશે. પોતાનું પિશાચી પાસું બદલશે ”

“કેસર ! એક વિદ્વાને સ્ત્રીઓનાં કર્તવ્યો ગણાવતાં કહ્યું છે કેઃ– “સ્ત્રીનું કર્તવ્ય દલીલો કરવાનું નથી, પણ સહન કરવાનું છે. તેનુ કર્તવ્ય બહાર નથી પણ અંતઃપુરમાં છે. ને સ્ત્રીનો ધર્મ સ્વેચ્છાચાર નથી પણ સેવા છે. ”

“ તું આનો શો જવાબ આપીશ ? ” મેં પુછયું.

“ હુ સૌ પહેલાં એ જ કહું કે તમે (પુરૂષો) તમારા ભાઇઓ ( પુરૂષ વર્ગ ) ને જ કર્તવ્યો શીખવો ! અમને બહુ શીખવ્યાં. ! હવે

તો ઓકારી આવે છે ! બેન ! આવા વિદ્વાનો એ જ ઓટલો વાળ્યો છે ! તેઓને પરોપદેશે પાંડિત્ય આવડે છે. પણ પોતાની જાતિ–પુરૂષ જાતિને કંઇ કર્તવ્યો શીખવવાં નથી. "દલીલો કરવાનું સ્ત્રીનું કર્તવ્ય નથી" તો શું અમાનુષિ અત્યાચારો મુંગે મોઢે ગળી જવા એ કર્તવ્ય છે ? ઘરની ઉંદરડીઓ બનાવીને તો અમારા પ્રાણ હરી લીધા ! ફક્ત સ્ત્રીઓને જ કર્તવ્યો શીખવનારા સ્વાર્થી પુરૂષો ! તમારાં પાપનો જવાબ તમારે આવતી કાલના જમાનાને આપવો પડશે ! સ્ત્રી પોતે પોતાના–કુદરતે બક્ષેલા સ્વતંત્ર વિચારને પોષી, સ્વમાનની લાગણીનો અમલ કરી, ન્યાય માંગવા તૈયાર થાય એ શું સ્વેચ્છાચાર છે ? "**સેવા**" એ શબ્દના સ્વાર્થી–એકતરફી હથોડા મારી મારીને અમારૂં નૂર વેડફી નાંખ્યું ! સેવા અને સન્માન એ શું માંગવાનો વિષય છે ? અન્યોન્ય ગુણ કર્મ સ્વભાવની એકતાથી વરેલા–સ્ત્રી પુરૂષના સાત્વિક આત્મા–પતિપત્ની વચ્ચે એ સેવાની ભિક્ષા માંગવાનો સવાલ રહેતો જ નથી. તેઓ સ્વયં અન્યોન્યની સેવામાં સ્વર્ગનો આનંદ જુએ છે. મોક્ષની વાટ માટે અદ્વૈત ભાવનારૂપી ગાર્ડ રચે છે ! દાખલો ખુલ્લો છે. ને તે મારો જ. મારો એ વ્યભિચારી પતિ મારા પર ઘાતકી રીતે વારંવાર આક્રમણ કર્યાં જતો. મારી યાતનાઓ માટે તેને લેશ માત્ર લાગણી નહોતી, તેની સેવા કરવા માટે મારા હૃદયમાં ઉલટ આવે ખરી ? હુતો તેને સેવા નથી આપી શકતી. પણ અનાયાસે શાપ આપી રહી છું.

લગ્નના સવાલમાં હવે ભારે ચોકસાઇ ભર્યો પ્રબંધ કરવાનો સમય આવી લાગ્યો છે. ગરીબ સ્વભાવ એ પાપ છે. સ્વભાવની એ ગરીબાઇ સંઘરીને જ આપણે–સ્ત્રીઓ. સોંઘી મજુરણો બની, ને "અબળા"નું નામોશી ભર્યું વિશેષણ મેળવ્યું ! ટુંકામાં તને કહી દઉં કે લોકો મને સારી નહિ કહે તેનું મને દુઃખ નથી. હું મારા આત્માની પ્રસન્નતા મેળવું છું, એ જ મારાં કાર્ય માટે મને મહાન શાબાશી છે. રાગદ્વેષથી ભડતી દુનિયા પોતાના સ્વભાવ પ્રમાણે ભસ્યાં કરશે.

તે સામે મારે જોવાનું નથી. મારાં માબાપને મળવાની મારી ઇચ્છા નથી. ને તેઓની માની લીધેલી આબરૂને રક્ષણ આપવા માટે હું મારૂં તન મન ધન પરાધિન કરવા રાજી નથી. મને સુખની સ્પૃહા નથી. મૃત્યુની મને બીક નથી. બેન ! હિન્દુઓ પોતાને હાથે જ પોતાનું ખરાબ કરી રહ્યા છે, ને દુનિયામાં નિર્બળતાના નમુના રૂપે જાણીતા થયા છે. તેઓ વાણી પ્રમાણે વર્તન રાખતા નથી"

"તારી વાત બરોબર છે. દાખલા તરીકે અહિંસાની વાત લઇએ, તો ખાસ કરીને ગૌરક્ષામાં હિન્દુઓ ધર્મ માને છે. પણ જરા પરિસ્થિતિનું અવલોકન કરો—આ ગૌહત્યા કોણ કરાવે છે ? એ જ હિન્દુભાઇઓ કસાઇઓના દલાલ થઈ ગાયોની ખરીદી કરે છે, ને કસાઇઓને મોકલાવી આપે છે ! આવી ઘટનાઓ હિન્દુઓને શરમાવનારી છે. ને તેઓના કહેવાતા દંભી ધર્મોની પોલ ખુલ્લી કરનારી છે ! આવી શરમનો એકરાર કરતા પહેલાં તો આખી હિન્દુ કોમે મરી જવું જોઇએ ! પણ હિન્દુ જાતિ નથી બરાબર મરતી કે નથી જીવી જાણતી. તેઓની વિચિત્ર ખુબી તો જુઓ !—ગૌમાંસ ખાનાર મુસલમાનો અને યુરોપિયનો સાથે તેઓ બેસી શકે, તેઓને એક જ કુવેથી પાણી ભરવા દે, તેઓનાં બાળકો સાથે પોતાનાં બાળકોને એક જ નિશાળમાં ભણાવી શકે. બધું‌ંય એ રીતનું કરી શકે.

પણ બિચારા, ગાયનું પૂજન કરનારા, ને ગાયને પાળનારા અસ્પ્રુતોને મનુષ્ય તરીકેના કઇ પણ હક ન આપી શકે ! આ બધા અવળાં ભેજાંઓના ઉપજાવી કાઢેલા ધર્મો છે ! કુદરતને પક્ષપાત નથી ગમતો. હિન્દુ જાતિમાં ખરૂં ધર્મતેજ નથી. તે રૂઢિની ગુલામ છે. ને દંભી ધર્મનું ભૂત તેઓને ગળે બાઝયું છે. વસ્તુતઃ ધર્મનો મર્મ કોઇ જાણતું જ નથી. પોતાની અવનતિ માટે હિન્દુ જાતિ પોતે જ ખાસ જવાબદાર છે. રાજ્યનો શો વાંક કાઢવો ?"

\+ + + + +

આ વાદ વિવાદ પુરો થયાને દોઢવર્ષનાં વહાણાં વાઇ ગયાં. કેસરે મારા એક એક સવાલનો સચ્ચોટ જવાબ આપ્યો. બહુ શક્તિ-શાળી છોકરી ! તે મારે ત્યાં રસોઇ કરવા રહેવાની હતી ! પણ આવી સારી છોકરીનું ભવિષ્ય સુધારવા માટે, ચુલા કરતાં કોઇ વધારે સારૂં સ્થાન શોધવાનું મેં યોગ્ય ધાર્યું. હાલ તુરત સંસ્કૃત અભ્યાસ કરવા માટે તેને એક સ્ત્રી સંસ્થામાં દાખલ કરી છે. ત્રણ ચાર વર્ષ બાદ પાછી આવશે, ત્યારે તેને એવું કાર્યક્ષેત્ર સોંપી દેવું છે કે જે વડે તે સમાજમાં કંઇક કામ કરી શકે. તેના બંડખોર વિચારો તો કાય-મ જ રહેવાના. તેના પતિએ પોતાની અક્કલ દોડાવી જોઇ, ને ધણી-પણાંનો હક્ક કાયમ રાખવા માટે બનતું કરી જોયું, પણ કશુંય વળ્યું નહિ. પુરૂષોની પાશવ વૃત્તિઓનું આમ લીલાંઉ થાય, એ શોકની વાત છે. બ્રહ્મચર્ય પાળો, સંયમ સાંચવો; નહિ તો નવા જમાનાની જુવાન છોકરીઓ તમારા દંભ ઉઘાડા પાડી દેશે ! ને બંડખોર ચળ-વળથી સામાજિક બોલ્શેવીઝમને આમંત્રણ આપી–તેડી લાવે તો તે માંય કંઈ નવાઇ નહિ !



## ૨૦: સાચી સ્વયંસેવિકા.

"મારાં લગ્ન ક્યારે થયાં તેની મને ખબર નથી. મારાં માબાપ મને ઘણી નાની વયમાં મૂકીને મરી ગયાં, તેથી કાકાએ ઉછેરીને મોટી કરી. હું સમજણી થઈ, ત્યારે હું "વિધવા" છું એવું મને પડોશનાં ને ઘરનાં માણસો કહેતાં. પણ તેનો અર્થ હું સમજતી નહિ. મારા કાકાના ઘરમાં વહુ દીકરીઓ સારાં સારાં કપડાંલત્તાં પહેરીને વરઘોડામાં જતી, તેમજ શુભ અવસરે ગીત ગાતી, સારૂં સારૂં ખાતી, ને મઝા કરતી. હું રેશમી સાડી પહેરવા માગતી ત્યારે ઘરનાં બૈરાં કહેતાં કે: "તારાથી ન પહેરાય!" હું હઠ કરતી ને રડારોડ કરી મૂકતી. એટલે તેઓ દીલગીર થતાં. માંગલિક પ્રસંગે મને એક કોરે બેસી રહેવાનું કહેતાં, પણ મને ગમતું નહિ. ધીમે ધીમે હું વધારે સમજતી ગઇ. મારી ઉમર ૧૬ વર્ષની થઇ, ત્યારે આવા પ્રતિબંધો મને ઝેરજેવા લાગતા. મને ભણવા ગણવા દીધી નહિ. ઘણુંખરૂં મને ઘરમાંથી બહાર નીકળવા જ ન દેતાં.

મારા કાકા સહકુટુંબ દીલ્હીમાં રહેતા. જ્ઞાતિનાં અમે વાણિયાં છીએ. મારો એક ભાઇ ઝરીઆની એક કોલિયારીમાં નોકરી કરે છે. એક દિવસ ઓચિંતો તેનો તાર આવ્યો. તેમાં એવું હતું, કે તે બહુ જ માંદો છે; ને મ્હોં જોવા માટે મને તેડાવે છે. હું ૧૭ વર્ષની હતી.

ગામની બહાર પગ મૂક્યો નહોતો. મારે જવું તો જોઇએ જ. તેથી ઘરની એક ઘરડી દાસી સાથે કાકાએ મને ઝરીઆ મોકલાવી. દીલ્હીથી હું ને વૃદ્ધ દાસી ગાડીમાં બેઠાં. ગાડી ક્યાં જાય છે, ને ક્યાં બદલે છે તેની મને કશીય ખબર નહોતી. કોઈ એક સ્ટેશને ગાડી ઘણીવાર સુધી ઉભી રહીઃ "પાણીનો લોટો ભરી આવું." એમ કહીને દાસી ઉતરી પડી. ગાડી ઉપડી ગઇ ત્યાં સુધી તે આવી નહિ. હું ગભરાઇ ગઇ, ને બૂમો પાડવા મંડી. પણ કંઈ ન વળ્યું. થોડીવાર થઇ ત્યાર પછી એક પુરૂષ મારી પાસે આવ્યો, ને મને પૂછ્યુંઃ

"તમારે ક્યાં જવાનું છે?"

"ઝરીઆ" મેં ખરો જવાબ આપ્યો. કારણ કે હું નિરાધાર હાલતમાં આવી પડી'તી.

"હું પણ ત્યાં જ જવાનો છું. તમે ગભરાશો નહિ. હું તમારા ભાઇ પાસે તમને પહોંચાડી આવીશ. હુંયે વાણિયો છું. તમે જરાય ફીકર ન કરશો." કહી, તે મારી નજીક આવીને બેઠો. મને પણ લાગ્યું કે ચાલો, ઠીક થયું. સ્ટેશને સ્ટેશને લોકોની ઘણી ચઢ ઉતર થતી હતી. એક મોટું સ્ટેશન આવ્યું. ત્યાં આ માણસ ઉતરી પડ્યો, ને મારો થોડોક સામાન હતો તે પણ પોતે ઉંચકી લીધો. હું ઉતરી પડી, ને જે ગાડીમાં તે ચડ્યો તેમાં હુંયે બેઠી. રસ્તાની હું છેક અજાણ તો હતી જ. ગાડી સડસડાટ કરતી એક મોટાં શહેરનાં સ્ટેશનમાં આવી ઉભી. પેલો માણસ ઉતર્યો, ને મનેય ઉતરવા કહ્યું. સ્ટેશન પરથી ટાંગો કરી, તે મને ગામમાં લઇ ગયો. ને એક ઉજડ લત્તામાં મકાન હતું, ત્યાં ગાડી ઉભી રાખી. ને ઘરમાં સામાન મૂક્યો. આજુબાજુ માણસનો અવર જવર થોડો હતો. હવે મને બીક લાગી. પણ ઉપાય નહોતો. તે માણસની પ્રકૃતિ બદલાઈ ગઇ! કંઈ પણ બોલ્યા ચાલ્યા વગર મને એક ઓરડામાં પૂરી મૂકી! આ વેળાનાં દુઃખનું વર્ણન શી રીતે કરી શકું? આવું સંકટ મેં કદીય જોયું નહોતું. પછીથી માલમ પડ્યું, કે આ દક્ષિણનું હૈદરાબાદ શહેર હતું. ને તે માણસ વાણિયાના લેબાશમાં મુસલમાન હતો! મારે શું કરવું

તે કંઈ જ સુઝયું નહિ. આપઘાત કરવાની એકેય યુક્તિ કામ ન લાગે એવું આ ઘર હતું. મારા બિમાર ભાઇનું શું થયું હશે, એ વ્યાધિમાંયે મારૂં માથું ખવાઈ જતું હતું. આ દુષ્ટ તસ્કર મારા પર શું શું વિતાડશે? શું તેને મારાથી પહોંચી શકાશે? હું કરગરીશ તો મને છોડી મૂકશે? ના ના, એવો તે સારો માણસ હોય તો કંઇ દગો કરીને મને અહીં લઇ આવે? ઓ પ્રભુ! તું મારી લાજ રાખજે. મારૂં કોઈ નથી. આ બધી ચિન્તામાં મારી આંખો ફાટીને ફાટી રહી. બધું જગત્ મને મહા ભયંકર ભાસવા લાગ્યું. ભૂખ તરસ સૂકાઈ ગયાં. રાત્રિના નવ વાગ્યે એ ચંડાળે તાળું ઉઘાડયું, ને અંદર આવ્યો. હું તેને અટકાવી શકી નહિ. કારણ, હું તેની જ કેદમાં હતી. અજાણ્યા મુલકમાં અહીં મારૂં કોણ? હું કંઈ કરી શકતી નહોતી.

"આજથી તારે મારી બેગમ થઇને રહેવાનું છે. સમજી! તું ના, કહે કે હા, કહે પણ તેમાં તારો છૂટકો થવાનો નથી." કહી તે મારી જોડે આવી ને બેઠો. ભયાનક રાત્રિના સમયમાં આ પિશાચની સામે ટક્કર ઝીલવા જેટલી મારામાં હિંમત, કે અન્ય કળા નહોતી. તોપણ જે કંઈ અવશેષ હિંમત હતી, તે એકઠી કરીને મેં તેની માગણીનો ઘૃણિત ભાવે અસ્વીકાર કર્યો. ત્યારપછી મને રીઝવવા માટે તેણે અનેક પ્રયાસો કર્યા, પણ હું એકની બે ન થઇ; ત્યારે તે મને મુંબઈ ઉપાડી ગયો. ને કેટલાક મહિના સુધી એક અંધારી ખોલીમાં પુરી રાખી. પછી દમનનીતિથી મને વશ કરવા માટે અનેકાનેક ઉપાયો યોજવા લાગ્યો.

એક દિવસ તે ગાયનું માંસ લઇ આવ્યો, ને તે પકાવવાની મને આજ્ઞા કરી! મને પાર વગરની સૂગ આવી. ઉલટી એટલી બધી થઈ, કે જીવ તાળવે ચઢી ગયો! તોપણ તેણે બળજબરીથી મને ફરજ પાડી. મેં સાફ ના કહી દીધી એટલું જ નહિ, પણ તેની માંસ પકાવવાની હાંલ્લીય ફોડી નાંખી! તે દિવસે મને બહુ માર માર્યો, ને વધારે જુલમ કરવા

લાગ્યો. દિવસ ભર મને પૂરી રાખીને તે કોણ જાણે ક્યાંય ચાલ્યો જતો. ક્યારેક તે કહેતો, કે હું મુંબઇનો વતની છું. ને ક્યારેક નિઝામના રાજ્યનો રહીશ હોવાનું જણાવતો. વળી એમ પણ કહેતો, કે મુંબઈમાં એક યુરોપીયન ફર્મમાં હું નોકરી કરૂં છું. ક્યારેક વળી એથીય જુદું કહેતો. તે બહુ ભયંકર માણસ હતો.

ત્રણ મહિના મુંબઈમાં કેદ કરી રાખ્યા પછી, તે મને જયપુર લઈ ગયો. ત્યાં એક ઉંચા મકાનમાં છેલ્લે માળે એક ખોલી ભાડે લઇ તેમાં મને પૂરી મૂકી. અહીં તેના અત્યાચારે હદ વાળી દીધી.

મને એક ચકચકતો છરો બતાવીને કહેતો કે: "જો તું મારે શરણે નહિ થાય, તો તારો જાન લઇ લઇશ!" વળી થોડીવારમાં મને પ્રસન્ન કરવાની ચેષ્ટા કરતો. પણ તે કૃત્રિમ. મારકુટ કરવી, ગાળો દેવી અને ગૌમાંસ ખાવાનો મને આગ્રહ કરવો; એતો હમેશનો કાર્યક્રમ હતો. અહીં ચાર દિવસ સુધી મેં કડોકડ ઉપવાસ કર્યા. મારૂં એ કષ્ટ એક પરમાત્મા જાણે છે. વર્ણન કરવાની મારામાં શક્તિ નથી. પ્રભુ એવો સમય કોઇનેય ન આપે. ભૂખ તરસથી હું ત્રાસી ગઇ. છેલ્લે મેડી ઉપરથી પડતું મૂકવાનો નિશ્ચય કર્યો. જરાવારમાં વળી બીજો વિચાર આવ્યો. અને તેનો તુરત જ અમલ કર્યો.

દિવસે તે માણસ ગામમાં ચાલ્યો જતો. તેથી તેના આવવાની મને બીક નહોતી. બપોરના સાડાબાર વાગ્યા. મારી કેદ કોટડીની એક કાચની બારી મેં હળવે રહીને તોડી નાંખી. તેને સળીઆ નહોતા તેથી તેની અંદરથી નીકળી ગઇ. રસ્તાની અજાણી હતી તોપણ આ લત્તામાંથી બહાર નીકળી જવા માટે મેં ઉતાવળે પગ ઉપાડયા. રસ્તે જતાં લોકોને પૂછી પૂછીને સ્ટેશનનો રસ્તો શોધવા મંડી. થોડે આઘે ગઇ, ત્યાં એક ફકીર જેવો દેખાતો પુરૂષ સામો મળ્યો. વગર પૂછ્યે તે બોલ્યો:

"બાઇ તમે કોઇ અજાણ્યાં લાગો છો. ક્યાં જવુ છે?"

"સ્ટેશન પર." મેં સાચું કહ્યું.

"ચાલો, મારી પાછળ ચાલ્યાં આવો બાઈ, આ રસ્તો સીધો

સ્ટેશન તરફ જાય છે." કહી તે ચાલ્યો. ને મને ઘણે દૂર સુધી લઇ ગયો. પ્રભુ કૃપાએ એક હિન્દુ ભાઇ સામો મળ્યો. મેં તેને કહ્યું:

"ભાઈ, અહીંથી સ્ટેશન કેટલુંક દૂર છે?" જવાબમાં તેણે કહ્યું: "બેન, સ્ટેશન તો બીજી બાજુ ઘણું દૂર રહી ગયુ. અહીં વળી સ્ટેશન ક્યાં છે?"

મેં તેને કરગરીને કહ્યું: "ભાઈ, બાપુ, તમે ગુજરાતી લાગો છો. તેથી મને મદદ કરો. હું વણિક પુત્રી છું. તમે મને સ્ટેશનપર લઇ જાઓ. હું ભુલી પડી ગઇ છું."

તેને દયા આવી, તેથી પોતાના એક ઓળખીતા માણસ સાથે મને સ્ટેશનપર પહોંચાડી. પ્લેટફોર્મપર એક બાજુ હું બેસી ગઈ. મને એકલી બેઠેલી જોઇને અનુક્રમે કેટલાક પુરૂષોએ આવીને પ્રશ્નો પૂછવાનું શરૂ કર્યું. મેં બધાને કડક જવાબ આપ્યો. પોલીસના માણસોએ પણ મને સુખે બેસવા ન દીધી.

આખી રાત હું ઘેલીની માફક પ્લેટ ફોર્મપર બેસી રહી. ટીકીટ માટે મારી પાસે પૈસા નહોતા. સાથે કશો સામાન પણ નહોતો.

થોડીવાર પછી એક હિન્દુ ભાઇએ મને પૂછ્યું: "બેન તમે કેમ એકલાં? તમે બહુ દુઃખી જણાઓ છો. ભુલાં તો નથી પડયાં? તમારે ટીકીટ માટે પૈસા જોઇતા હોય તો મુંઝાશો નહિ. હું આપી શકીશ." પ્રથમ તો તેનેય કઠોરતાથી જવાબ આપ્યો. પણ પછી તેનું વર્તન નિષ્કપટી જણાયું, તેથી મેં મારી બધી વિતકવાત કહી દીધી. મારી કરૂણ કથા સાંભળીને તેને બહુ દુઃખ થયું. મને આશ્વાસન આપ્યું. ને પોતાની સાથે મને ગુજરાતમાં લઈ ગયા. ત્યાં વિધવા સ્ત્રીઓ માટે એક આશ્રમ છે. તેમાં એ ભલા ગ્રહસ્થ મને રાખી ગયા. છુટાં પડતી વખતે મને કહ્યું: "બેન! આ આશ્રમમાં તને ખોરાકી, ને કપડાં મળશે. ઉપરાંત તને ભણવાનું'ય શીખવશે. જીવનભર અહીં તું રહી શકીશ. તારાં સંબંધી જનો તારી દુઃખી કથા સાંભળશે તો કદાચ તને આશ્રય નહિ આપે. માટે આ સ્થળે જ રહેવું તારે માટે ઉચિત છે."

મેં એ સજ્જનની શીખામણ માથે ચઢાવી, ને મહા સંકટ-માંથી છુટી ગઈ તે માટે ગદ્‌ગદ્ કંઠે પ્રભુનો પાડ માન્યો. જન્મથી હું દુ:ખી છું. અનાદરમાં જ ઉછરી છું. તેથી કોઇ મારે માટે લાગણી ધરાવે છે, તેને અનાયાસે મારૂં હૃદય આશીર્વાદ આપે છે.

એકડો ઘુંટવા માટે આશ્રમના માલેકોએ મને સ્લેટપેન આપી. ભણવાનું મારે થોડું હોવાથી સંસ્થાનું કામકાજ સૌથી વધારે કરવું પડતું. કોઠારમાંનું અનાજ સાફ કરવું, ભરવું, દળાવવું, બોર્ડીંગના કચરા વાળવા, પાણી ભરવું; વાસણ માંજવાં; વગેરે કામ મને સોંપવામાં આવ્યું. નવરાશ મળે તો એકડો લખું, અને ન મળે તો ખાસ ભણવા માટે મને ઉત્તેજન નહોતુ. આ રીતે ૬ મહિના ચાલ્યા ગયા, તોય પુરા સો એકડા હું શીખી શકી નહિ. છ માસિક પરીક્ષાઓ થઇ ગયા પછી વ્યવસ્થાપક બાઈએ મને પોતાની પાસે બોલાવીને કહ્યું.
" તમે કેટલો વખત થયાં આવ્યાં છો ? "

" છ મહિના થયાં " મેં નીચું જોઇ જવાબ આપ્યો.

" ભણવાનું કેટલું શીખ્યાં ? "

" કક્કાનાં થોડાં પદ અને એકડા "

" કેમ એટલું જ ? છ મહિનામાં તો બાળપોથી ને પહેલી ચોપડીયે પૂરી કરવી જોઇએ. ધ્યાન નથી આપતાં ખરૂં ? એમ મફ્-તના અહીં રોટલા બગાડવાના નથી હો ? તૈયાર માથે ખાવા મળ્યું એટલે બસ ! "

" બેન, પણ કામમાંથી ન......"

" કામ ? શું કામ કરો છો એટલું બધું ? તમારે ઘેર બેસી રહેતાં'તાં ? એવું તે કેટલુંક કામ તમે કરી નાંખો છો જે ? બ્હાનાં બતાવતાં સારા આવડે છે. તમારૂં મગજ બગડી ગયું છે એમ જ કહી દોને ? તમે હવે ભણી શકશો નહિ ! "

" ના, બેન, હું ભણી શકીશ. આશ્રમમાં જેને હું મારા લખેલા એકડા વગેરે બતાવું, તે કોઇ જોઇ આપે નહિ તેથી મને આગળ શીખવાનું કંઈ આવડતું નથી."

"વાહ ! આટલી બધી છોકરીઓ છે તેમાંની કોઈ પણ જોઇ આપતી નથી ? શું બોલો છો ? આવાં આવાં સાચાં જુઠાં આશ્રમની છોકરીઓનાં નહિં કરાય સમજ્યાં ? શું તમે ચાડીયાં છો ? એક બીજીને મ્હેણાં મારવા આવ્યાં છો ? તમારી ઘણી ઘણી ફરિયાદો છોકરીઓ મારી પાસે લાવે છે. પણ હું બોલતી નથી, ને તમને જોયાં જ કરૂંછું. બે દિવસ પહેલાં એક છોકરીને બચકું તમે જ ભર્યું તું કે ? ને એકની ચોળી ફાડી નાંખી 'તી ? ગઇ કાલે નોકર માટે રસોડાંની બહાર રોટલી ઢાંકી'તી તેમાંથી ત્રણ ચાર રોટલી તમે છાની રીતે લૂખી ખાઈ ગયાં'તાં ને ? શું તમને કોઇ ભુખ્યાં રાખે છે ? ખાવાનું દીઠું નથી ? આવી આવી કુટેવો મારે ત્યાં નહિ ચાલે સમજ્યાં ? ને તમારા જેવી સ્વતંત્ર મિજાજની છોકરીઓનું મારે કામ નથી. ખાવા વખતે તો કામમાંથી નવરાશ મળે છે. માત્ર ભણવામાં નવરાશ નથી. કાલ સવારથી તમારે પ્રાથમિક નિશાળની બધી છોકરીઓને પાણી પીવડાવવા બેસવાનું છે. પાણીની ગોળીઓ હંમેશ ગળી લેજો, ને પવાલાં ઘસી નાંખજો. આમેય તમે ભણી શકવાનાં નથી. એતો જોઇ લીધું. તમે અગીયારસ કરોછો ? "

"જી હા બેન !"

"જો, અમારા નિયમ મુજબ, દશમ, અગીયારસ, બારસ, પ્રદોશ, શિવરાત્રી, પૂનમ, દર અઠવાડિયે સોમવાર. એમ બંધાય વ્રત વિધવાએ કરવાં પડશે. અમે સોંપીએ તેટલું કામ પણ કરવું પડશે. પોસાયતો રહો, અને નહિં તો આ પડ્યો રસ્તો. મંડો ચાલવા ! અહીં મને કંઇ ન્યાલ કરવા નથી આવ્યાં. વિધવાઓએ દરરોજ ખાઈ ખાઇને કંઇ લશ્કરની પલટનમાં ગોઠવાવાનું નથી ! કે લડાઇ કરવા જવાનું નથી ! વળી આ કંઇ તમારૂં ઘર નથી."

થયું. મારો ભણવાનો અધિકાર ચાલ્યો ગયો. સોંપેલાં કામ ઉપરાંત પાણી પીવડાવવાનું કામ વધારે સોંપાયું. ગામમાંથી ઘણી છોકરીઓ ભણવા આવતી. તેઓને પાણી આપવા માટે મારે સાડા-

દશથી સાડા પાંચ વાગ્યા સુધી ખુત બેસી રહેવું પડતુ. પણ આટલું કરી છુટયે પણ પતતું નહિ. સોંપેલું કામ સ્હેજ મોડું વહેલું થાય તો તરત છોકરીઓ દ્વારા અધિકારીને તાર પહોંચે, ને તે પણ મરી મસાલો ભેળવી ને. અને તે જ વખતે તેડું આવે. " ચાલો બોલાવે છે." ને ત્યાં વગર વાંકે પુષ્પાંજલી મળે. હું તદ્દન નિર્દોષ છું, એવું એ દરબારમાં ન જ કહેવાય. ભલે હું તદ્દન સાચી હોઉં, તો પણ મારી દલીલ નકામી. તેનો ઉલટો અર્થ " સામું બોલો છો " એવો થાય. બોર્ડીંગમાં નિવાસ કરતી છોકરીઓમાં દ્વેષ, વેર, ઝેર, ચાડીચુગલી, કુથલી, ચોરી લેવું, કોઇનું કંઇ સંતાડી દેવું, એકબીજીનું સખ્ત રીતે અપમાન કરી નાંખવું, અધિકારીની નજરમાં અમુકને અળખામણી કરવા માટે ખોટેખોટા પ્રપંચ, વગેરે બધુંય છે. નવી આવનાર છોકરી દશ પંદર દિવસ એવાં વર્તનથી અલિપ્ત રહી શકે. પછીથી તે પણ એવી જ ફંદી ને પ્રપંચી થઈ જાય. મારા જેવી છેક નિરાધાર—ખરેખરી દુ;ખી વનિતા આવે, તેને તો બોર્ડીંગની જુની છોકરીઓ વીંખી ખાય! માત્ર દોષો જ જોતી ફરે. ને જેઓ કોઇ મોટા માણસની સીફારસથી દાખલ થઇ હોય અથવા તેના વાલીઓ પૈસાવાળા હોય એવી વિધવાઓને માન ભરી રીતે રાખવામાં આવે. તેને અભ્યાસ માટે પૂરતી અનુકુળતા આપવામાં આવે, ને મજુરીનું કંઇ પણ કામ તેને સોંપાય નહિ. બોર્ડીંગની છોકરીઓ મારા પર બહુ દાઝે બળતી. હું કશુંય બોલતી નહિ. માત્ર મારાં નશીબનો દોષ સમજી, રડીને શાન્ત થતી. આશ્રમનાં વ્યવસ્થાપક બાઇઓ મને કેવળ ખોટી રીતે અન્યાય આપ્યે જ જતાં, તેથી એકેએક છોકરી મને કુતરાંની જેમ રાખતી. ઉપવાસ, એક ટાણાં બહુ કરવાં પડે તેથી કેટલીક છોકરીઓ ચોરી છુપીથી બહારનું કંઇ કંઈ મંગાવીને ખાઇ લીએ. કોઇ સુકી પાકી રોટલી કે કંઈ પડયું હોય તો છાની રીતે કુચ્ચાવાળી લે—ખાઇ લે. ને મારા જેવી કે જેની પાસે એક દમડી પણ ન હોય, તેઓ ભુખ્યે પેટે ગોટા વળી ને પડી રહે. છોકરીઓ ભુખી હોય એટલે એક બીજી ઉપર

ચીડાય. કોઇને બચકાં ભરી લે, ને કોઈ એક બીજીનાં કપડાં ફાડી લે! અધિકારી પાસે ફરિયાદ જાય, ત્યારે મેં પ્રથમ કહ્યું તેમ જેને માન ભરી રીતે રાખવામાં આવે છે, તે ખરેખર ગુન્હેગાર હોય તો પણ (પક્ષપાતિ ન્યાયે) તે નિર્દોષ ઠરે. ને જે કેવળ નિર્દોષ હોય પણ મારી જેમ રખડતી આશ્રયે આવી હોય, તેને ખુલ્લો અન્યાય થાય. કોઇની જરા જેટલી વાતને મોટું રૂપ આપી "કાગનો વાઘ" બનાવવો, કોઇ હુશીયાર છોકરી આગળ ભણી જતી હોય, તો તેનો દ્વેષ કરી તેના અભ્યાસમાં અંતરાય નાંખવો, પોતે શીખવું નહિ ને બીજીને શીખવા દેવું નહિ. ઇત્યાદિ અનેક ખાસીયતો બોર્ડીંગની છોકરીઓમાં મેં જોઇ. ભગિનીભાવ, ઉદારતા, સેવાવૃત્તિ, દેશપ્રેમ કે પ્રભુ ભક્તિ. એવું કંઈ પણ અહીં નથી. આ મારા જીવતા અનુભવનું બ્યાન છે. હું બધાંય વિધવાશ્રમો જોઇ વળી નથી, પણ જેમાં હું વસી, તેનો અનુભવ અહીં રજુ કર્યો છે. અન્ય સંસ્થાઓમાંયે એક નહિ તો બીજા પ્રકારનોય જુલમ તો હોવો જ જોઇએ. હિન્દુ કુટુંબોમાં સંસારના સંતાપની આગમાં જેવી રીતે વિધવાઓ શેકાય છે, તેનું અહીં રૂપાન્તર છે. જુઠું બોલવું, એક બીજીનું ઉખેડી નાંખવું, ચોરી કરવી, આત્મવંચના વગેરે બુરી આદતો ઘર આંગણે નથી પોષાતી તેટલી અહીં પોષણ પામે છે.

વગર વાંકે છોકરીઓ મારાં સાચાં જૂઠાં કરી આવતી, ને મેં જેમ જેમ બહુ નરમાશ રાખી તેમ તેમ તેઓએ મારાપર અઘટીત આળ ઓઢાડયાં "મોટાંને કાન હોય પણ સાન ન હોય" એ જન કહેતી સાવ સાચી છે. જે છોકરી અધિકારી પાસે ચાડી ખાઈ આવે, તે બીલકુલ અસત્ય હોય તોપણ અધિકારી તે સાચું જ માની લે. અદલ ઈન્સાફ વગસગમાં અપાય છે. આત્મકલેશો અહીં કંઇ ઓછા નથી. વિના વાંકે હંમેશ મારે ટોંકાવું પડતું, ભણવાનો હક્ક ખુંચવી લેવાયો. આત્મકલેશમાં મારૂં મન વ્યગ્ર બની ગયું. મારા આત્માનું કલ્યાણ અહીં કરી શકું એવી કોઈ આશા જણાઇ

નહિ. તેમજ જનસમાજની ને દેશની સેવામાં હું સિહણની જેમ ઝુકાવું, એવું આત્મબળ ને વ્યક્તિત્વ અહીંથી હું મેળવી શકું એવો સંભવ નહિ હોવાથી, તેમજ ચાર ગણી મજુરી કર્યા છતાં બ્હીકમાં ને બ્હીકમાં આત્મભાન ભુલી જઈ, કચરા જેવાં અનાજથી બેવખત પેટ ભરવું, એ મને બીલકુલ ગમ્યું નહિ. મારી ઉન્નતિનો એક પણ ઉપાય અહીં મેં ન જોયો. કાકાને ઘેર અનાદર હતો તેનાથી અહીં વીસગણો અનાદર ને દશ ગણી મજુરી હતી. ઉપરાંત ક્લેશ અને વેર ઝેરમાં મન કલુષિત બની જતું. મારૂં મન અહીંથી ઉઠી ગયું. આ કરતાં તો કાકાને આશ્રયે રહેવું અનેક દરજ્જે સારૂં હતું. તેથી મેં કાકા પાસે જવાનો વિચાર કર્યો. અહીં આવ્યાને એક વર્ષ થયું ત્યાંસુધી મારા કાકાના ને ભાઈના કંઇ સમાચાર મળેલા નહિ, તેથી મારો જીવ બહુ જ લાગી રહ્યો. પણ હું કમનસીબ પૂરેપૂરી. ત્યાં જવા માટે રૂપીઆ જોઇએ. તે કયાંથી લાવું ? પણ અહા ! પ્રભુ કેવો દયાળુ છે ? તે બધી બાજુનાં બારણાં બંધ કરતો નથી. મને યાદ આવ્યું. જે સજ્જન મને અહીં મૂકી ગયા, તેણે પોતાનું નામ ઠેકાણું મને આપેલાં, ને જ્યારે મન મુંઝાય ત્યારે કાગળ લખવાનું, ને જરૂર પડયે પૈસાની મદદ મંગાવવાનુ પણ મને કહેલું હતું. તેથી હિંમતમાં આવી ગઈ. એક વિશ્વાસુ બાઇએ કોઈ ન જાણે એવી રીતે મારી વિનંતિથી એક કાગળ લખી આપ્યો. તેમાં મેં એવું લખાવ્યું કેઃ "હમણાં હમણાં હું બહુ મુંઝાઉં છું. મારે આપની પાસે આટો આવી જવું છે, ને ત્યાંથી મારા કાકાને મળવા જવું છે. મને રેલ ભાડા માટે અમુક પૈસાની જરૂર છે. આપ મદદ કરી શકશો ? બની શકશે તો આપની પાસેથી લીધેલા પૈસા હું મારા કાકાને ત્યાંથી આપને મોકલાવી આપીશ. વધારે વાતો રૂબરૂમાં. કાગળ મળે કે તુરત પૈસા મોકલવાની વ્યવસ્થા કરશો. રજીષ્ટર કે મનીઓર્ડરથી ન મોકલશો. મને અહીં કોઈ હાથોહાથ આપી જાય એવો પ્રબંધ કરશો." વગેરે. પત્ર મહા મુશીબતે પોસ્ટની પેટીમાં નાંખી દીધો. આગળ જણાવ્યા પ્રમાણે સંસ્થાનાં અધિકારી બાઇએ, 'ચોરીને ખાઇ જ-

વાના, બચકાં ભરવાના, ને કપડાં ફાડી નાંખવા વગેરેના જે જે આક્ષેપો મારા ઉપર મૂકયા છે, તે હડહડતું જૂઠાણું છે. હું શી રીતે તેની ખાત્રી કરી આપું? મારો બચાવ, હું સાવ સાચી છું છતાંય રજુ કરી શકતી નથી. કીરતારના દરબારમાં મારો બચાવ નોંધાઇ જ ગયો છે. રાગદ્વેષ, પક્ષપાત અને ઉચ્ચ નીચતાના આવિર્ભાવમાં અટવાઇ રહેલા માનવીગણ પાસેથી હું શુદ્ધ ન્યાયની આશા રાખ-તી જ નથી. જે મેં જોયું, અનુભવ્યું તે અહીં બેધડકપણે રજુ કર્યું છે. તેમાં હું દોષપાત્ર નથી. જગત્ મને નગુણી નહિ કહે. સંસ્થાઓનાં આવાં શાસન સુધારવાની હું જરૂર જોઉં છું. સ્ત્રી સંસ્થાઓમાં તો આત્મકલેશોની આગ ભભુકતી જ હોય. " આદર્શ શહેરી, સમાજસેવિકા ને યોગીનિઓ તૈયાર કરવાના " જે આદર્શ બતાવાય છે, એ છેક હંબગ છે. મારા જેવું નગ્નસત્ય કહેનાર બહુ ઓછી વ્યક્તિઓ નીકળશે. હવે મને વિધવાશ્રમોનો મોહ રહ્યો નથી. મજુરી અને અનાદરથી હું હારી જાઉં એવી નથી. માત્ર પક્ષપાત અને અન્યાયથી મારો આત્મા કકળી ઉઠયો! ટપાલમાં કાગળ નાખ્યાને પાંચ દિવસ થયા. છઠે દિવસે સહવારમાં–હજુ તો પાઠ પૂજાનો ક્રમ ચાલતો હતો તે દરમ્યાન નવ વાગ્યાની અંદર એક સારો દેખાતો માણસ કમ્પાઉન્ડના ઝાંપા બહાર ઉભો ઉભો કંઇ પૂછાવતો, મેં જોયો. એક નાની છોકરીને સાથે લઇને હું ઝાંપા પાસે ગઈ, ને "કોનું કામ છે?" કહી પેલા માણસનુ ધ્યાન ખેંચ્યું. તેણે મારૂં નામ લીધું, ને કહ્યું: "એ બાઇને કંઇ રૂપીઆ આપવાના છે શેઠે પેઢીના મેનેજરને લખ્યું છે, કે બાઇના હાથો-હાથ આપી આવજો. તો તમે એ બાઇને જરા બોલાવી લાવશો?" હું સમજી ગઇ. ને મેં કહ્યું: "ભાઇ! તે હુંજ છું. મેં મદદ માટે કાગળ લખેલો છે, તેથી આ પ્રબંધ થયો છે. મને લખતાં નથી આવડતું તેથી પહોંચ નહિ આપું. મારામાં વિશ્વાસ રાખો. મને રૂપીઆ આપી દો. ને ત્યાં લખી નાખો. હું થોડા દિવસમાં શેઠને

ત્યાં જ જવાની છું. ને તે માટે પૈસા મંગાવવા પડયા. તમે હવે જાઓ, ભાઇ! વધારે વાત કંઈ કહેવાની નથી. ને આ રૂપીઆ મને મળ્યાની વાત પણ અત્યારે ફોડવાની નથી. એ બધું પછી સમજાશે. તમે જલદી જાઓ. હું રૂપીઆની પહોંચ લખાવીશ. અગર હું જાતે જ ત્યાં પહોંચીશ. શેઠ બહુ દયાળુ છે. તે મારા રક્ષક છે."

તે બધું સમજી ગયો, ને તુરત ચાલતો થયો. હજુ પૂજામાંથી કોઇ ઉઠયું નહોતું. પ્રભુનું નામ લઇને મેં રૂ. ૫૫) સાંચવી લીધા. ચાર પાંચ દિવસ પછી ઉન્હાળાની સાત અઠવાડિયાંની રજાઓ પડી. મેં બહુ જ બિહીતાં બિહીતાં અધિકારી બેનને કહ્યું: " બેન, મને થોડા દિવસ રજા આપો તો મારા કાકા પાસે જઈ આવું. મારો જીવ લાગી રહ્યો છે. રજાઓ પૂરી થતા પહેલાં હુ પાછી આવતી રહીશ."

" કયાં જશો? રજાઓમાં કામ કરવાનુ છે. કયાંય જવાનું નથી. આખું વર્ષ ચાલે એટલો દાણો આવશે, તે સાફ કરીને કોઠાર ભરવાનો છે. લાકડાં ને કોલસા સામટા આવશે, ને બીજાં ઘણાં ઘણાં કામ છે, તે કોણ કરવા આવશે? શું અમને નોકર રાખ્યા છે? રજાઓ પડી એટલે બાઓ આ ચાલી! ને તૈયાર ભરેલો દાણો ખાવા માટે પાછી આ આવી! તમને મૂકી ગયા છે, તેણે કંઇ અમને એ બાબત કહ્યું નથી. તેથી રજા મળી શકશે નહિ." મારૂં મોઢું સીવાઇ જ ગયું. કંઈ પણ બોલવાની હિમ્મત ચાલી નહિ. રૂપીઆ પ્રથમથી જ મંગાવી બેઠી, ને રજા તો મળી જ નહિ. મને ભારે આઘાત થયો. કંઈ પણ કામ કરવાનું ગમતું નહિ. છોકરીઓના ત્રાસથીય હું કાયર કાયર થઇ ગઇ. હું નાશી જાઉં તો સંસ્થાનું ખોટું દેખાય. તેમજ મને મૂકી ગયા હતા, તે ભલા સજ્જનનેય મારાં આ વર્તનથી તીરસ્કાર આવે. તેથી મારો કોઈ રસ્તો નહોતો. હું બહુ મુંઝાઈ ગઈ. ગુપ્ત રીતે ઘરાઇ ધરાઇને રડી લેતી.

અરે, પણ દુઃખીપર પ્રભુની કેટલી દયા છે તે તો જુઓ! આઠેક દિવસ પછી અકસ્માત પેલા સજ્જનનો અધિકારી બેનપર પત્ર

આવ્યો ! તેમાં લખેલું: "બેન...ને થોડો વખત આંટો દેવા મોકલશો. તે મુંઝાતી હશે. પાછો હું જાતે આવીને મૂકી જઇશ."

કાગળ વાંચ્યા બાદ મને બોલાવીને કહ્યું. "તમને થોડા દિવસ માટે તેડાવે છે. આજ સાંજની ગાડીમાં તમારે જવાનું છે ! તમારી પેટી અમને બતાવી જજો." આ વખતનો આનંદ શી રીતે વર્ણવું ! હું જવા માટે તૈયાર થઈ. મારી ટ્રંકની બે ત્રણ બાઇઓએ જડતી લીધી ! તેમાંનું બધું ચુંથી નાખ્યું. ને આશ્રમની કોઇ વસ્તુ ન નીકળી, ત્યારે તે જેમનું તેમ રહેવા દઇ, તેઓ એક કોરે ઉભી રહી. ને એ વીંખેલું મેં ફરીથી ગોઠવી લીધું. જવાનો સમય થયો, ત્યારે મારી ટ્રંક માથે ઉચકીને હું એકલી જ સ્ટેશનપર ગઈ. આ ટ્રંક અને કંઈક કપડાંલત્તાં વગેરે, મને મૂકવા આવેલા હતા તે જ દયાળુ શેઠે લઇ આપેલ છે. સ્ટેશનપરથી ટીકીટ લઈ, હું ગાડીમાં બેસી ગઇ. ને છૂટકારાનો દમ ખેંચ્યો. ઇશ્વરની અગમ્ય કળાનો વિચાર કરતી હું એકાદ કલાક સુધી સુનમુન બેસી રહી. છેવટે જે ગામ મારે જવુ હતું ત્યાં સહીસલામત પહોંચી. ( આ પરોપકારી ગૃહસ્થનું નામ, અને ગામ જાહેરમાં નહિ જણાવવાની મને સુચના થઇ છે. ) તેઓએ મારી સારી સરભરા કરી. તેમને મારા આશ્રમના અનુભવની વાત કહી. તેથી તેઓ નિરાશ થયા. બે ત્રણ દિવસ પછી મને દીલ્હી જવા માટે ટીકીટ લઇ આપીને ગાડીમાં બેસાડી ગયા. જતી વખતે મને કહ્યું: "તમારા કાકા જો તમને આશ્રય આપે, તો સુખેથી ત્યાં જ રહેજો. અને નહિ તો મને ખબર આપશો, તે પ્રમાણે હું બનતું કરીશ."

રસ્તામાં કંઇ પણ વિઘ્ન ન નડ્યું. દીલ્હી આવ્યું. હું કાકાને ઘેર ગઇ. તેઓ હીંચકાપર બેઠેલા. મને જોઇને તેની નવાઇનો પાર ન રહ્યો ! તુરત બોલી ઉઠયા: "અરે ! છોડી અહીં તું કેવી ? દોઢ બે વર્ષ સુધી તારો પત્તો જ ન લાગ્યો ! ક્યાં હતી ? જલદી વાત કર."

"પણ મારા ભાઇ ચુનીલાલને હવે કેમ છે ? તે માંદા હતા

ને ? હવે ક્યાં છે ?" મેં વચમાં જ અધિરાઈથી પૂછ્યું.

"તે તો સારો જ છે."

"ત્યારે તાર આવ્યો'તો તે ?"

"એ તો બનાવટી હતો. કોઈએ ખોટો તાર કરેલો. મેં તેને પૂછાવી જોયું, તો જવાબ આવ્યો કે: "અહીંથી કોઈએ તાર કર્યો નથી. મારી તબીયત મઝાની છે. બેનને આવવાની કશી જરૂર નથી. કોઈએ ખોટો તાર કર્યો હોય તો તમે સંભાળજો" તું રવાના થઈ તે પછી તેનો આટલો જવાબ આવ્યો. પણ તું ક્યાં યાત્રા કરવા ગઈ'તી ? પેલી દાસી ક્યાં છે ?"

"દાસી તો મને અંતરીયાળ મૂકીને ક્યાંક નાશી ગઈ'તી."

"શી વાત કરે છે ? એમ કેમ બને ? પછી તું ક્યાં રખડી આવી ?" પછીથી મેં મારી બધી વાત કાકાને કહી સંભળાવી. વાત સાંભળ્યા પછી એમને દયાળુ થવું જોઈએ, તેને બદલે તે તો વ્યગ્ર અને ઉગ્ર બની ગયા ! ઘૃણિત દૃષ્ટિથી મને જોઈ રહ્યા. ને બોલ્યા ! "હાય હાય, ભુંડી થઈ ! હવે મારે તને ક્યાં રાખવી ? મારૂં નાક કપાઈ ગયું. અહીં તને રાખું તો ન્યાત મને ન્યાત બહાર મૂકે ! ને તેમ થાય તો મારે બાળકોને કેમ કરીને ઠેકાણે પાડવાં ? તને વાવ કૂવો ન જડ્યો ? અહીં આવવાનું શું કામ હતું ? મલેચ્છનો સ્પર્શ કરીને આપણને સ્નાન કરવું પડે, તે જ મલેચ્છ સાથે તું ચાર મહિના સુધી રહી. ને હવે હું તને ઘરમાંયે શી રીતે પ્રવેશ કરવા દઉં ? ને અહીં શી રીતે તને રાખી શકુ ? તું મરી ગઈ હોત તો અમે ન્હાઈ નાંખત ! વિધવા દીકરી તો સૌ કોઈની મરજો ! અરર, હવે તને ક્યાં સંતાડવી ?"

"પણ ત્યારે હવે હું જાઉં ક્યાં ?"

"એ વિધવાશ્રમમાં પાછી જા."

"મારે ત્યાં નથી જવું. બળી ગયું એ આશ્રમ ! હું નથી જવાની."

"ત્યારે શું અમારી છાતી ઉપર રહેવું છે ? ને અમારી આબરૂ પર આગ મૂકવી છે ? તું તો હવે વટલી ગઇ છે ! હું શી રીતે રાખું ?"

"હું વટલી નથી. મારો ધર્મ મેં ભુખ વેઠીનેય સાચવ્યો છે !"

"ગમે તેમ. પણ લોકો શું કહેશે ? લોકાપવાદથી ડર્યા વગર મારો છૂટકો જ નથી. તારા ખાતર મારે મારૂં આખુંય ઘર વટલાવવું ?"

"તે હું ન જાણું. તમે મારી નાંખો ને ચાહે તો જીવાડો; પણ હું તો અહીં જ રહેવાનીછું. ત્યારે શામાટે તમે મને નોકરડીની સાથે મોકલાવી ? તમે એવું કર્યું ત્યારે આ પરિણામ આવ્યું ને ? તેમાં મારો કંઇ દોષ છે ? હવે મને ચાલી જવાનું કહેતાં તમને કંઇ વિચાર નથી આવતો ? મને કોણ રાખે ? તમને ન્યાતની બીક લાગે છે ખરી, પણ મને અન્યાય થાય છે તે બાબત કંઇ લાગણી થતી નથી ? મને જુદી ઓરડી લઇ આપો. હું પારકાં કામકાજ કરીશ ને રોટલો ખાઇશ. ને મારો ભાઈ મને મદદ આપશે."

"તારો ભાઈ ? તેને પણ ઉછેર્યો છે તો મેંજ કે બીજા કોઇએ ? મારી આજ્ઞા વિરૂદ્ધ થઇને તે તારો પક્ષ લે, તો તેનું ઝનાખું કાઢી નાખું ! જો તું પારકાં કામ કરીને અમારી સન્મુખ રહેતો તેનો અર્થ શો ? અમારી ઇજ્જતના કાંકરા કરવા એજ કે બીજું કંઇ ? બાઈ, એવું કંઈ પણ મારાથી બની શકશે નહિ. તારે જોઇએ તો પાંચ પચીસ રૂપીઆ આપી છુટું, પણ તું અમારૂં ને અમારી પ્રતિષ્ઠાનું સારૂં ઇચ્છતી હોય તો અહીંથી પાછી આશ્રમમાં ચાલીજા. અમે જાણીશું કે તું મરી ગઈ !"

મારા કાકા એકના બે ન થયા. તેને આબરૂની હાની ચોંટાવી રહી હતી. ને જ્ઞાતિ બહિષ્કૃતનો હાઉ ભડકાવી રહ્યો હતો. ને તેથી જ ગાય જેવી દીકરીનો પ્રતિકાર કરવામાં તેનો કોઇ ધર્મ, કે કોઇ દેવ આડો આવ્યો નહિ. મને અસ્પૃશ્યની જેમ ત્રણ દિવસ સુધી રાખી. દૂરથી ખાવાનું આપ્યું. ને ઘરની કોઈ પણ વસ્તુને અડકવા દીધી

નહિ. મને તો એવું થઈ ગયું કે પૃથ્વી માર્ગ આપે તો સમાઈ જાઉં ! મારા લાયક કોઈ પાત્ર સાથે મારો પુનર્વિવાહ કરી આપે, તો તો મારા કાકાની આબરૂનું દેવાળું નીકળી જાય ! ને આવી હાલતમાં મને અપનાવી લે, તો તેઓનાં પૂર્વજોની સાતે પેઢી નર્કમાં જઇ પડે ! હું જ્યાં ત્યાં રખડીશ, ને દુઃખી થઇશ, જેના તેના અનાદર સહીશ તેમાં તેની ઈજ્જતને આંચ નહિ આવે ! આ વિચિત્રતા ક્યાં જઈને ગાવી ? મારૂં જીવન ધૂળધાણી થઈ ગયું ! જન્મધર્યો ત્યારથી મેં સુખનો એક પણ દિવસ જોયો નથી. લ્હાવો લેવાની લ્હાયમાં કોણ જાણે કેટલી નાની ઉમરમાં પરણાવી દીધી હશે. તેમાંનું કંઈ પણ મને યાદ નથી. આ બધી મ્હોકાણમાં મારો શો દોષ ? મારા જેવી કમનસીબ બાઇઓ જેની તેની સાથે નાશી જાય છે. દુઃખી થાય છે, ને છેવટે નીચ ધંધામાં પડી ખુવાર થઈ જાય છે. તોપણ અમારા ધર્મચુસ્ત (?) હિન્દુસમાજના પેટમાં પાણીયે નથી હાલતું ! તેઓને પોતાની માની લીધેલી પામર ઇજ્જતનો રોગ લાગુ પડયો છે. તેનું ઓપરેશન થાય, તો જ સોનાના સુરજ ઉગે ! દુઃખમાં માણસ ઘડાય છે. હિંમતવાન થાય છે. હવે હું અગાઉના જેવી ભોળી નથી રહી. ને બીરૂ પણ નથી રહી. મારૂં નશીબ હવે જ્યાં લઈ જાય, ત્યાં જવાનો મેં સંકલ્પ કર્યો. અંત્યજના જેવો મારી સાથે વ્યવહાર રાખવામાં આવ્યો, તે મારાથી ન ખમાયું. કાકાની દયા માગવા માટે મેં ઘણા ઘણા કાલાવાલા કર્યા, પણ પથ્થર પર પાણી ! આખરે મારૂં અંજળ ઉપડયું. તે દિવસે મેં મારાં મૃત માતા પિતાની મરણ પોક મૂકી ! જેટલું રડી શકાય તેટલું રડી. કાકાનાં કુટુંબીઓનેય મારૂં સ્નાન કરી નાંખવાનું સુચવી, હું જગતની દયાપર જીવવા માટે હૈયા ફાટ રડતી ચાલી નીકળી. કેટલાંક અજાણ્યાં માણસોએ મારા કાકાને પૂછ્યું, ત્યારે તેણે કહ્યું કે: "આ છોડીને કોઇએ કંઈ કરી મૂક્યું છે, તેથી ગાંડી થઇ ગઈ છે. દેશમાં અમારાં દેવ છે, ત્યાં પગે લગાડવા માટે મોકલાવું છું. કોઈ દેવ દેવીની ઝડપમાં આવી ગઈ છે. જેવું

હશે તેવું અમારાં દેવનો ભૂવો દાણા જોઇને કહી દેશે, ને દોરો કરી આપશે, તે હાથે બાંધીશું કે તુરત સારૂં થઈ જશે."

લોકો આ કથન સાચું માનીને પોતાને કામે ચાલ્યાં જતાં. હું સ્ટેશનપર આવી ને વળી રેલ ગાડીનું શરણુ લીધું.

દુનિયામાં ખરેખરો પરદુઃખભંજન જો કોઇ પણ માણસ હોય તો તે પેલો સજ્જન–ગૃહસ્થ હતો. મારા સગાં સંબંધીજનોએ મારો આદર નથી કર્યો, તેટલો એ પરોપકારી સાધુએ કર્યો છે. અહીંથી મારે એમના જ આશ્રયે જવાનું હતું. પ્રભુ કૃપાએ નિર્વિઘ્ને હું તેઓને ત્યાં પહોંચી ગઇ. કાકા સમક્ષ થયેલી વાતચીત સવિસ્તર કહી સંભળાવી. ને તેઓ બોલ્યાઃ "બેન, મેં એ જ પરિણામની આશા રાખી હતી. ને બન્યું પણ તેમજ. જો તમને ત્યાં જવાની હું મનાઇ કરત, તો તમારા મનને વસવસો રહી જાત. હવે અનુભવ લઇ આવ્યાં, તો એક રીતે તે નિરાંત થઇ ગઇ. તેમાં નવાઈ પામવાનું નથી. રૂઢિની, ને ખોટી નમાલી આબરૂની અનન્ય ગુલામી પચાવી ગયેલા સમાજની એ ખાસીયત છે. તમે તમારો ધર્મ સાંચવ્યો છે. છતાંય તેઓની ચીકીત્સાખોર આંખમાં તમે પતિત થઈ ચુકયાં! ને પુરૂષ એકાદ નાયકાને ત્યાં દરરોજ પતિત થઇ આવતો હોય, યાતો એકાદ વારાંગનાને એમ જ ભાડુતી બૈરીરૂપે રાખશે, તો ત્યાં સમાજનો ધર્મ નહિ ડૂબે! ને તેઓનાં દેવની મૂર્તિઓનાં સિંહાસન ડોલાયમાન નહિ થાય! તમને આ ખુલ્લો દંભ અને આપખુદી લાગશે, પણ જુઓ તે ચાલ્યું જાય છે ને? નિભાવી લેવાને ટેવાયલાં ઘેટાંઓનાં ટોળાં કઇ વાંધો ઉઠાવે છે? ગુલામીની ખુબી ત્યાં જ રહેલી છે. સમાજના આપખુદ–કાળા કાયદાઓ-ધારા ધોરણોનો સવિનય ભંગ આજથી જ શરૂ થઇ જવો જોઇએ. તમારી જો ઇચ્છા હોય, તો હું તમને કોઈ સંસ્કારી યુવક સાથે પરણાવી દેવા રાજી છું. ને તેમાં તમારી સંમતિની જરૂર છે. કોઇ

સુરક્ષિત સ્થળે તમને સુખી જોઇને હું રાજી થઈ શકું. હિન્દુ સમાજતો હિન્દુ બાળાઓનો રક્ષક નથી પણ ભક્ષક છે."

"બાપુજી! પુનર્લગ્ન કરવાની તો મારી મરજી નથી. હવે પછીનું મારૂં જીવન કોઇ અનાથ, અપંગ અને દુઃખી ભાઇ બ્હેનોની સેવામાં વ્યતિત થાય એવું હું ઇચ્છું છું, ને આપ એવું કોઈ સેવાનું ક્ષેત્ર–સ્થળ શોધી આપો, તો મારે બીજાું કંઇ પણ જોઈતું નથી. મારે કોઇ પણ પુરૂષની ગુલામી આ જન્મમાં હવે નથી સ્વીકારવી. આપે મારી સહાયતા ન કરી હોત, તો મારી શી વલે થઈ હોત? એ વિચાર મને કમ્પાવે છે, રડાવે છે, ભડકાવે છે. આપ મારા ધર્મના પિતા છો. આપની પાસેથી હું સાત્વિક સેવા શીખી છું. આ જીવનની બાકી રહેલી આયુષ્ય દરમ્યાન, હુ કોઇ દુઃખીની સેવા કરીને આશીર્વાદ કમાઇ લઇશ, તો હવે પછીના જન્મે વધારે સુખ મેળવી શકીશ. કોઇ એવી સુપાત્ર સંસ્થા હોય, તો ત્યાં મને દાખલ કરાવી દો. પેલી સસ્થા તો સૂક્ષ્મ દષ્ટિએ હિંસાની હવેલી છે. ત્યાંતો મારે નથી જવું. હું ત્યાં રહી તેટલો વખત મજુરી કરીને રોટલો ખાધો'તો. તેઓનું મારાપર કંઇ ઋણ રહેતું નથી. હવે મને કોઇ બીજી સંસ્થા બતાવો. સંસ્થાઓનો અનુભવ લેવો એ પણ કામનો છે. હવે મારે માટે દુઃખની કંઇ નવાઇ નથી. ને દુઃખની બીક પણ મને લાગતી નથી. હું નિર્ભય છું. મારી જવાબદારીનું મને ભાન છે. બસ મને હવે અનુભવ લેવા દો, ને કોઇ અસહાયની સેવા કરવા દો. મારી અન્ય કોઇ ઇચ્છા નથી"
ત્યાર પછી પોતે સાથે આવીને મને એક અનાથાશ્રમ બતાવ્યું. અહીં માતા વિહોણાં બાળકોને આશ્રય આપવામાં આવે છે. સંસ્થાના સચાલકને પૂછ્યું, તો તેણે જણાવ્યું કે: 'નાનાં બચ્ચાંઓને દૂધ પાવા માટે, ને દરેક પ્રકારે એ બાળકોની માવજત કરવા માટે એક સ્વયંસેવિકા બ્હેનની અમને જરૂર છે. એમને કપડાં તથા ખોરાકી ખર્ચ અમારા તરફથી મળશે. ઉપરાંત દર મહિને પાંચ રૂપીઆ

હાથખર્ચી માટે પણ આપવામાં આવશે. જો આ બ્હેનને રહેવું હોય તો ભલે, અમે રાજી છીએ. સેવાવૃત્તિથી એમનું જીવન સુધરશે, ને સ્વાર્થ સાથે પરમાર્થ પણ સાધી શકાશે. અહીં તો સેવા કરવાની છે." અહીં રહેવાનું મને ગમ્યું. તેથી મારા શુભેચ્છક વડીલનેય આનંદ થયો. પોતે પોતાના ખરચે તે દિવસે બધાં અનાથ બાળનોને દૂધપાક પુરીનુ જમણુ આપ્યું, ને દરેકને એકેક રૂમાલ આપ્યો.

આજકાલ કરતાં આ સંસ્થામાં દાખલ થયાને બે વર્ષ થઈ ગયાં. અહીં મારૂં જીવન માનભરી રીતે પૂર્ણ સંતોષમાં પસાર થાય છે. કમનસીબ વિધવા બાઇઓનાં તરતનાં જન્મેલાં બાળકોની અહીં અજબ રીતે ભરતી થતી જાય છે. એ ત્યજાયલાં દુઃખી બાલુડાંઓની હું અતિ વત્સલતાથી સેવા કરૂં છું. અહીં કોઇ મારૂં અપમાન કરતું નથી. બચ્ચાંઓની માવજત ઉપરાંત કોઇ મજુરી કરવી પડતી નથી. ખોરાકમાં સારૂં અનાજ મળે છે હવે મારા દુઃખનો અંત આવી ગયો. બાળકોની સેવામાં હું મારૂં સ્વાર્થીપણું છેક વિસરી ગઇ છું મને સહાય કરનારનું પરમાત્મા સારૂં કરો, ને મને વિતાડનારને કુદરત વિતાડો."



# ૨૧: શાન્તાની જીવનસંધ્યા.



"બેન, આટલી કાંજી પીજા જોઉં ?"

"તમે કોણ છો ?" તે શંકાશીલ નજરે જોતી બોલી. "મને કાંજી કોણ પીવડાવે ? "ને વળી બેન કહીને ? પાણી વિના તો મારૂં ગળું યે સુકાઇ ગયું."

"હું છું. તારે માટે મેં કાંજી બનાવી છે. પાણી પીવું હોય તો આ રહ્યું." મેં કહ્યું.

"પણ તમે આમ શામાટે કરો છો ? તમે અમારા ગામનાં નથી. કયાંથી આવો છો ? તમે અમારા ઘરનાંને પુછીને આવ્યાં છો ?"

"હા, મેં પુછ્યું છે, તારે આ માંદગીમાંથી સારાં થવું છેને ? હું તને દવા આપું તે તારે પીવાની, ને હું ખાવાનું આપું તે તારે ખાવું. તેથી તને આરામ થઇ જશે. હું તારી સારવાર કરવા કયાંકથી આવી છું."

"પણ બાઇ, તમને ધરમ કરતાં ધાડ વળગશે હોં ? બાપુ, આ કંઇ દેવનાં ઘર નથી. તમે મારી દયા ખાશો તો મારાં સાસરીયાંનાં દુશ્મન થશો. ને તમારા માટે ગામનાં લોકો સારૂં નહિ બોલે, ઉલટાં આળ ઓઢાડશે."

"મને કોઇની દરકાર નથી. માત્ર મારી ફરજ બજાવવાની મને ગરજ છે. તું સાજી થઇ જાય ? ત્યારે માત્ર મને સંભારજે. હું અહીં રહેવાની નથી. હવે આ કાંજી ઠંડી પડી જાય છે. તે પીવા માંડ, પછી વાતો કરવાની. તને રોગ કઈ જાતનો છે, તે હું તારા જીવનની હકીકતપરથી જાણવા માગું છું. ને તે પ્રમાણે ચીકીત્સા કરી, તને નિરોગી બનાવવા ઇચ્છું છું. બાદ મારે અહીંથી ચાલ્યા જવાનું છે. હવે તું થોડો આરામ લઇ લે."

શાન્તા, એ બરડાઇ બ્રાહ્મણ કુળની એક બાળા છે. તે તેનાં સાસરાંને ઘેર બિમારીના બિછાને પડી છે. સંજોગોવશાત્ આ બરડા પ્રાંતનાં ગામડાંમાં મારે થોડા દિવસ રોકાવાનું થયું; ને મેં તેની વાત સાંભળી. તેનાં સાસરીયાંને હું મળી, ને થોડા દિવસ સારવાર કરવાનું માથે લીધું. બરડા બારાડી પ્રાંતમાં બિમાર વહુની દવા કરવાનો, કે તેની જીવલેણ માંદગીને માન આપવાનો ચાલ નથી. વહુઓની કીંમત ઠીકરાંનાં વાસણ બરોબર લેખાય છે. બિમાર પડે તો તેઓને કંઇ જ ન થાય. આવરદા ( આયુષ્ય ) હોય તો એમ જ લાંધી લોટીને બેઠો થાય, ને પાછી વૈતરે વળગે. તેને માટે દવા અને ખોરાક આદિના ઉપચાર હોય નહિ. તે કામકાજના ઢસરડા કરે, ત્યાંસુધી કામની, ને માંદી પડે, ત્યારે મરેલાં ઢોરની માફક કાઢી નાંખવાની ! શાન્તાયે આ ગામમાં વહુ થઇને આ-વી'તી. તે બીજી સુવાવડ પછી ૭ માસ થયાં બિમાર પડી છે. તેના સાસુ કોઇ જોતું નથી. ઢોર બાંધવાનું ને છાણાં ભરવાનું એક ઘર છે, તેમાં તેનો ખાટલો રાખ્યો છે. કુટુંબના બીજા બધા મેમ્બરો જોડેના ડેલીબંધ ઘરમાં વસવાટ કરે છે. ગામનું કોઇ માણસ જો વહુ તરફ લાગણી ધરાવે, તો જરૂર તેનાં સાસરીયાંનું દુશ્મન ગણાય. તેથી ગામડાંનાં લોકો નબળાંનો પક્ષ લેતાં ડરે છે. તેઓનાં જીવનમાં નૈતિક હિંમતનું નામ નિશાન નથી હોતું. સબળો પક્ષ ભલે અન્યાયી —ગોઝારો હોય તો પણ તેની હાયે હા, ભણુવામાં ગામડાંનાં બીરૂ લોકો પહેલે નંબર આવશે. મને આવી ખુશામત ન ગમી. હું દિવસનો

ઘણો ખરો સમય શાન્તા પાસે જ વિતાવતી. તેના ઘરનાં માણસો મારી પાછળ છુપી પોલીસની ગરજ સારતાં. આ બાળાને સુવા-રોગને લીધે ઝેરી તાવ લાગુ થયો હતો. તેનાં શરીરમાં માત્ર હાડકાં જ અવશેષ રહ્યાં હતાં. એ હાડકાંના માળામાં તેનો અમ્મર આત્મા પુરાયલો હતો.

"બાઇ, તમે ભલાં માણુસ છો હો ? આવું કરશો તો હું કાલ સાજી થઇ જઇશ" તે ઉપકૃત નજરે મારા સામું જોઇને બોલી.

"ને મારે પણ એટલું જ જોઇએ છીએ." મેં તેના પાણીવાળા હાથ, મ્હોં લૂછતાં લૂછતાં કહ્યું. પછી તેનું બિછાનું ઝાપટીને સ્વસ્થ રીતે સુવાડી. ને હુંયે ઘરનું બારણું બંધ કરીને તેની પાસે બેઠી. ઘરના મોભાર ઉપરનાં નળીયાં ખસેડી નાંખ્યાં, તેથી સૂર્યનો પ્રકાશ સારો આવતો'તો.

"ભાભી ! ઉઘાડો, કોણે ડંસાવી દીધું ? " કોઇએ રૂવા બથી બારણાંને ધક્કો માર્યો. પણ શાન્તાએ બારણું નહિ ખોલ-વાની ઇસારત કરી, તેથી મેં ધીમેથી જવાબ આપ્યોઃ "ચતુરાંબેન ! તેને કાંજી પીવડાવીને હમણાં જ સુવાડી મૂકી છે. ને હું બેઠી બેઠી વાંચુ છું. જો કંઇ અવાજ થશે, તો તેની ઉંઘ બગડશે. તમારે શું કામ છે ? થોડીવાર રહીને આવજો. તે વખતે ઉઘાડીશ." મારે જુઠું બોલવું પડયું. પણ એ તો જેવાં દેવ તેવાં ડાકલાં ! આવા સંજોગોમાં એક ગરીબ અબળા ખાતર, તેનાં શયતાન સાસરીયાં સામે જુઠું બોલવામાં મને જરાય ક્ષોભ ન થયો. આ બાઇને મારી નાખવા માટે તેઓ ઇન્તેજાર હતાં.

"અરર, આ વળી ભૂત કયાંથી ભરાયું ! મા ! આ મઢમને કોણે તેડાવ્યાં છે ? આપણા હુકમ વગર તે શા માટે આવે છે ? તેને કંઇ શરમ છે ? પારકા ઘરમાં ભરાઇ બેસવાનો તેને કોણે પરવાનો આપ્યો ? આપણી ઇચ્છા ઉપરવટ થઈ ને શા માટે તે આપણી વહુ પાસે પડી રહે છે? "

ચતુરાંએ સામેથી તેની માને બોલાવીને વાંધો ઉઠાવ્યો. તેઓને

કંઇ માવજત કરવી નહિ, ને કોઇ સેવાભાવથી કરે, તેને ઉતારી પાડવું ને ઉલટું ચોર ઠરાવીદેવાની તેનાં ઘરની રીત હતી. પણ એકેય કાયદા મારાથી અજાણ્યા નહોતા; તેથી તેઓનાં અયોગ્ય દ-બાણુનીયે મને કંઇ પરવા નહોતી. તેઓ મારૂં વાંકું બોલવા માટે, ને વહુને ભાંડવા માટે બે ત્રણ પાડોશણો સાથે ડેલીમાં ગયાં. શાન્તાએ મારો જમણો હાથ ઝાલીને પોતાની આંખે અડાડયો. ને સાસુ નણંદને કડકડીયાં ભુંસ્યાં. મેં કમાડ ન જ ખોલ્યું. શાન્તાને ઉંઘ ન્હોતી આવતી. તેને પોતાની દુઃખી કથા કહેવાનું મન હતું. તેથી મેં અનુકુળતા કરી આપી. કોઇ ન સાંભળે એવી રીતે વાર્તા ચાલી.

"શાંતુ ! આટલો બધો તારા માટે જાપ્તો ?" મેં શરૂઆત કરી.

"એ બધું નશીબનું ખાણું છે બેન ! મારાં દુઃખ દર્દની તેઓને લાગણી નથી. હું જલદી મરી જાઉં તે માટે તેઓએ મને ભુખી તરશી નાખી મુકી છે. મારા બાળક–પુત્રને મારી નજરે કરતાં નથી. તેને તેઓ કોણ જાણે કયાંય લઈ ગયા છે, ને કેવી રીતે તેને રાખે છે, તેય મને કોઇ કહેતું નથી. મારી માનસિક યાતના કંઇ ઓછી નથી. ને આ યાતનાઓ મારો જીવ કાઢી લેશે." તેણે શોક-પૂર્ણ લાગણીથી વાત આપવા માંડી.

"બાળકને શા સારૂ તેઓ સતાડે છે ? ને તારો આટલો બધો બહિષ્કાર શા માટે ? હું તો ચાર છ દિવસ રહીશ, પણ પછી આ લોકો તારી શી વલે કરશે ? આ કસાઇવાડે તને નાખી કોણે ? આ ઘર તે બ્રાહ્મણનું કે ચંડાળનું ? મને ખુબ ગુસ્સો આવે છે. તારો વર તારા માટે કંઇ કરી શકતો નથી ? તે હમણાં કયાં ગયો છે ? તેનામાં કંઇ રામ છે કે નહિ ?"

"એ વાત બધી બહુ લાંબી છે. તમે જશો ત્યારપછી હું આ-પઘાત જ કરીશ. હવે હું ચોમેરનાં દુઃખથી ત્રાસી ગઇ છુ. તેમાંથી હું છુટી જઇશ."

"હું તને મરવા તો નહિ દઉં, ને તું મરવાનીયે નથી. પણ એ બધી લાંબી વાત તું મને નહિ કહે ? મારે તે જરૂર જાણવી જોઈએ"

"કહું તોય તમે પરદેશી માણસ શું કરી શકો ?"

"જે થશે તે કરીશ. કઇ નહિ તો આ સીતમ હું જગતમાં જાહેર કરીશ."

"પણ એમ કરશો તો તમે સંકટમાં આવી પડશો."

"એવાં સંકટ મેં ઘોળીને પી લીધાં છે, ને પચાવીયે લીધાં છે. તું સુખેથી તારી આજદિન પર્યન્તની વાત, સાવ સાચી હોય તે કહી દે. હું તારી બેન છું. તારે કોઇપણ વાત મારાથી છૂપાવવી નહિ. આમ કરીશ તો રોગ મટી જશે. ને સૌ સારાં વાનાં થશે." મેં તેની જીજ્ઞાસાને ટેકો આપ્યો.

"પણ એ બધું કહેવા જેવું નથી."

"કારણ ?"

"બાયડીઓનાં જીવનનાં એ રોદડાં છે. તેમાં રસ નથી. રૂદન છે. તમે તે નહિ સમજી શકો. એ ગોટા ઉકેલ્યા ઉકલે એવા નથી. પ્રારબ્ધમાં હોય તે જ ભોગવીએને ?

"હું તો એ બધું ખાસ સમજી શકું. કારણ, મારૂંયે સ્ત્રીહૃદય છે. મારા સમક્ષ વાત કરવામાં તારે શરમાવાનું નથી. તારી થોડી પણ સાચી જુબાનીપરથી હું આખો કેસ ઘડી કાઢીશ. ને એ કેસનો ચુકાદો ન્યાયી જગત્ જરૂર આપશે. તારે જરાય ગભરાવાનું નથી.

"પણ મને કહેતાં આવડતું નથી."

"તું જેવું બોલીશ તેવું હું બરાબર સમજી શકીશ, ને ધ્યાનમાં રાખી લઇશ."

"મેં આજ દિનસુધી ક્યાંય દીલ ખોલ્યું નથી. ને ક્યાંય વાત કરવાની મને તક પણ મળી નથી. મને યાદ છે તે પ્રમાણે કહું છું." તેણે ઘરથી વાત કહેવા માંડી.

"બારાડી પ્રાંતના ખીડદર નામના ગામડાંમાં મારો જન્મ થએલો મારી માતા મને દોઢ વર્ષની, ને મારા એક ભાઇને ચાર વર્ષનાં મુકીને મરી ગઇ. બાપાએ બીજી સ્ત્રી કરી. તેઓ અમો ભાઇ બેન તરફની કંઇપણ ફરજ બજાવતાં નહિ. કુદરતની કૃપાથી અમે

બેનભાઇ મોટાં થયાં. અમો બન્ને ભાઇ બ્હેનને અરસપરસ સુખ-દુઃખની વાત કરવાનો સાંચરો હતો. એ મારો વહાલો ભાઇ હાલમાં ગાંડો થઇ ગયો છે, ને વટલી ગયો છે. હુ નવ વર્ષની થઈ તે વખતે મને શીતળા નીકળ્યાં. મારી અપર માતાએ મારી પાસે આવવાનીયે દયા ન દાખવી. શીતળા જોરમાં નીકળ્યા, પણ બારમે દિવસે નમ્યા. મારાં મ્હો ઉપર તેનાં ઉંડાં ચાઠાં–ધોબા રહી ગયા. ને મારૂં રૂડું રૂપાળું મુખ કદરૂપું થઇ ગયું. પણ એ મહાઘાતમાંથી પ્રભુએ મને જીવતી રાખી. હું ૧૦ વર્ષની થઈ ને મારો ભાઇ ૧૪ વર્ષનો થયો. હવે અમો બેનભાઇનાં સગપણ બાબત મારા બાપા વાતો કરવા લાગ્યા. અમારી જ્ઞાતિમાં દીકરીનાં દામ બહુ લેવાય છે. મારી અપરમાતાની શીખવણીથી મારા પિતાને મારાભાઇના વિવાહ માટે એક દમડી પણ, છોડવાની ઈચ્છા નહોતી. એટલે કે મારાં સાટાંમાં મારા ભાઇ માટે વહુ લાવવાની હતી. બે ચાર માસ પ્રયાસ કર્યા પછી આ ગામમાં ચોકઠું બેસી ગયુ. મારા ભાઇ સાથે મારી નણંદનું સગપણ થયું, ને નણંદના ભાઇ સાથે મારૂં નશીબ જોડાયું. આ રીતે સામ સામું સાટું કરવાથી બન્ને પક્ષમાંથી કોઇનેયે રૂપીઆની રકમ આપવી પડી નહિં. દીકરીનો જીવનસાથી લાયક છે કે નહિ, તે આમાં જોવાનું નહોતું. માત્ર એક જાતના માલનો બદલો હતો–વેપાર હતો. મારા ભાઇનું ને મારૂં લગ્ન એક જ માંડવે પતાવી લીધું. મારી નણંદ તે મારી ભાભી થઇ, ને હું તેની ભાભી થઇ. મારો વર હમણાં ઉપર ગામડે ગયો છે. તેની ચામડીનો રંગ ઉજળો છે. ને મારાં મ્હોંપર શીતળાનાં ચાઠાં છે, તેથી તે સુગાયછે. પણ બ્રાહ્મણનો અવતાર, તેથી તેની ગમે તેવી અવગણનાયે મારે તો જન્મારાભર સાંખવાની જ. તેમાં મીનમેખ ન થાય. પણ મારાં સાસરીયાંની થોડી વાત કહી દઉં. મારા સાસુ સસરો છે, તે મારા પતિનાં ખરાં માબાપ નથી. કાકા કાકી છે. મારા પતિ નાનપણમાં માબાપ વિહોણા થઇ પડયા, ને તેના કાકાને દીકરો નહોતો તેથી મારા પતિને ખોળે

બેસાડયા-દત્તક લીધા. પછી પોતાની દીકરી મારા ભાઈ સાથે પરણાવીને સાટામાં મને લઇ આવ્યા. મારી નણંદ-મારી ભાભી, ચાર મહિના સાસરે-મારા પિતાને ઘેર રહી, તે દરમ્યાન મારો ભાઇ જીવટાર-ગાંડો થઈ ગયો. તે ઉતરતી જ્ઞાતિનાં ઘરનું અન્ન ખાઈ લેતો, તેથી તે વટલી ગયો. ને મારાપિતાએ તેને કાઢી મૂક્યો. તે હાલ કીલેશ્વર મહાદેવની આજુબાજુમાં ફરે છે. ને જે તે ગામડાંમાંયે રખડે છે. તેનાં મગજનું ઠેકાણુ નથી. તેથી મારી નણંદ હંમેશને માટે પીયર-મારાં સાસરાંમાં આવીને રહી. ને મારોયે ચોલો ઉખેડી નાંખવા માટે તે મા દીકરીએ જબરાં કાવત્રાં કરવા માંડયાં. તે દરમ્યાન મારા સસરાજી ગુજરી ગયા. તોય તેઓનો, મારાપરનાં વૈરનો કીન્નો શમ્યો નહિ. મારો ભાઇ ગાંડો થઈ ગયો તેમાં જોકે મારો લેશ માત્ર દોષ નહોતો. પણ સાટાંમાં સગપણ થયેલું એટલે તેઓ મને ઉખેડી નાખવા માટે વૈરની તોપ તાકતાં. તેની દીકરીનું ઘર ભાંગ્યું, તો શું તેઓ મારૂં ઘર ચાલવા દે? ને મને સુખે ધાન ખાવા દે? મને ખાવા પીવામાં અંતરાય થાય. કપડાં બધાંય ફાટી જાય, ને ચીંથરેહાલ ફરૂં તોય મને કપડું લઇ આપે નહિ. વળી ગામનાં લોકોને દયા આવે તેથી તેઓ, બ્રાહ્મણની દીકરી જાણીને મને એકાદુ કપડું આપે, તેમાં હું મારૂં અંગ ઢાંકું. મારો વર તો મારી સાસુ નણંદનો વેચાણુ હતો. તે તેઓનો નચાવ્યો નાચતો, ને તેઓની ઉશ્કેરણીથી મારાં હાડકાં ભાંગતો. આ બધું મુંગે મોઢે મારે સહન કર્યા વગર છુટકો નહોતો. કારણ કે પીયરમાં મારી જગ્યા નહોતી. મારી સાવકી મા મને ઢોરની પેઠે ઢાબરતી, ને ખાવાયે ન દેતી. મારાપર અણછાજતાં આળ ચઢાવી, મારા પિતાજીની નજરમાં મને હલકી પાડી દેતી. તેથી આ સાસરાંના જુલમમાં સીઝાયા શિવાય મારો બીજો કોઇ રસ્તો જ નહોતો. જેવી રીતે એક ખુનના આરોપીને પોલીસ જાપ્તામાં રાખે, તેવી રીતે તેઓ મને જાપ્તામાં રાખવા લાગ્યાં. ક્ષણવાર પણ મને એકલી મુકતાં નહિ. આ ગામની નદી, ગામથી લગભગ દોઢ માઈલ દુર છે. ત્યાં પાણી

ભરવા જાઉં, ત્યારે મોટામાં મોટી હેલ. મારાં સાસુ મને ઉપાડવા માટે આપે. સાથે મારી દેખરેખ રાખવા માટે નણંદબાને મોકલાવે. પનઘટ પર કોઈ બાઈએ મને બોલાવે, કે હું તેઓને આવકાર આપું તો ઘેર આવીને તુરત જ મારી નણંદ હડહડતું જુઠું મારી સાસુને ભરાવે કેઃ "ભાભી તો ફલાણી સાથે ધીરેધીરે આપણા ઘરની વાત કરતી'તી." મારાં સાસુ પરબારૂં મારા પતિને ભરાવે, ને તે પાધરાક મારી ખબર લેવા આવે. "કમજાત ! મારી ઘોડીનું આ ચોકઠું જોયું છે ? વાંસો ફાડી નાંખીશ ! અમારા ઘરની વાત કરે છે ? રાંડ ભંગીના પેટની ! અહીં તારો બાપ આડા હાથ દેવા નહિ આવે. સમજી ! બિલાડીના પેટમાં ખીર ટકે તો તારાં પેટમાં વાત ટકે ! હવે પછી જો આ ફર્યાદ આવી, તો તારો જીવ જ લઈ લઇશ !" મારૂં સત્ય કથન અહીં કામ કરી શકતું નહિ. આ મારા પર ચોકખો અન્યાય થતો હતો, મારો કંઇપણ ગુન્હો નહોતો. છતાં હું વહુ થઇને રહી, તેથી આ ઘરમાં મારૂં સ્થાન અમુક આરોપી તરીકેનું હતું. મારા હક્ક એક સામટા, આ સાસારી જેલમાં જુંટવી લેવામાં આવ્યા. આવી અનેક વ્યાધીઓમાં હું ઘેરાઇ ગઈ. માથામાં ઘસવા માટે તેલનું ટીપુય ન મળે. ને માથું ધોવા માટે મહિના સુધીયે ઠેકાણું ન પડે. તેથી મારાં માથાંમાં જુઓનાં ઘણનાંઘણ થઈ પડયાં ! હું તેલ નાખ્યા વગરનું માથું ઓળી લઉં, તોય તેઓ મને અનેક રીતે હેરાન કરી નાંખે. મને વંઠેલ, છાકટી, વેશ્યાની જણી ! વગેરે ગાળો આપ્યાં કરે, ને માથું ન ઓળું તો લોકોને મોઢે કહેવા માંડેઃ "આ વાઘરણની દીકરીના આચારતો જુઓ ! કોઈ બે હાથનાં બોર પણ ન ખાય ! એનાં માથાંમાં તો ભમરીઓએ માળા ઘાલ્યા છે ! ને જુઓનીતો મુઠીઓ જ ભરી લ્યો ! એતો બાપુ અમે જ તેને રાખીએ, ને ઢોરમાંથીયે માણસ બનાવીએ. બાકી કોઇ બીજાં ઘરમાં પડી હોત, તો ત્રીજે દહાડે પૂંછડે પાલેળાં બાંધીને તગડી મુકત ! અમારા ઘર જેવાં સુખ સાધન તો અમારી ન્યાતમાં કયાંય પણ નથી બાપુ ! પણ તેને સુખ માણતાં આવડતું નથી." વગેરે. આ

લોકોને પરમેશ્વરનોય ડર લાગતો નથી. મારી સાસુ–કાકીજી આ ગામમાં બહુ જ્ઞાની–ભક્તાણી મનાય છે. તે યોગવાશિષ્ટ, રામાયણ, મહાભારત, કાવ્યદોહન વગેરે વાંચે, ને જે લોકો ઘેર બેસવા આવે, તેને જ્ઞાનની વાતો સંભળાવે. પ્રેમ ભક્તિના દાખલા આપે, ને લોકોના દેખતાં આંખો બંધ કરી, ભગવાનનું ધ્યાન ધરવાની મિષે યોગિની થઇને બેસે. ને વાતની વાતમાં "હરિ, હરિ હરિ." કહ્યાં કરે. મારો સસરો ગુજરી ગયા પછી તે લોકોને કહેતી ફરે છે કે, "હું માથામાં તેલ નાંખતી નથી, દિવસના એક જ વખત અલૂણું અન્ન ખાઉં છું. ખાટલે સુતી નથી. મુખવાસ લેતી નથી," વગેરે. પણ આ બધુંય ખોટુ છે. ભોળાં લોકોની શ્રદ્ધા બેસાડવા માટે, ને પોતે ભક્તાણી ગણાવા માટેના આ સંર્વ ઢોંગ છે. તેનાં ખૂની કારસ્તાન તમે હવે પછી સાંભળશો. વસ્તુતઃ ઘરમાં હું બાની રૂપે હતી, ને લોકોને તેઓ એવુ કહેતાં કેઃ "હુ તો ઘરની કંઈ પંચાત કરતી નથી. બધુંય વહુ છોકરાને સોંપી દીધુ છે. મારે તો ભગવાનનુ નામ વહાલું કરવું છે." વગેરે. આ સઘળું આધાધુમ ખોટું છે. તેની રજા વગર મારાથી પાણી સુદ્ધાં પીવાતું નહિ. મારી નણંદનો દોર તો મહા ભયંકર હતો. મને છાણુ લઈ આવવાનું, છાણાં વીણી લાવવાનું, ઢોર માટે સીમમાંથી ઘાસ લઇ આવવાનું, વાસીદાં, દળણું, પાણી અને વાસણ ઘસવાનું કામ સોંપતાં. રસોઇનું ને ગૃહવ્યવસ્થાનું કામ મને મળતું નહિ. એ કારભાર તો પોતે મા દીકરી જ કરે છે. ઘરમાં ગાય ભેસનું દુઝાણું છે, છતાં દૂધ દહીં કે ઘીનો છાંટો મારે હરામ છે! તેઓ બધાંને છુટ છે.

વનવગડામાંથી છાણાં ને ખડ લાવી લાવીને હું જંગલી જેવી થઇ ગઈ. ને તેઓએ મારો બહિષ્કાર કર્યો. મારાં સાસુએ મારા વરને હુકમ કર્યો કેઃ "જા, તેને તેના બાપને ઘેર મુકી આવ." તેણે હુકમ ઝીલ્યો, ને મને પડકાર કર્યો. મેં એટલુંજ કહ્યુંઃ "મારૂં મુડદું આ ગામ છોડી જશે, પણ મારૂં સજીવ ખોળીયું ગામ નહિ છોડે." પણ ત્યારપછી જુલમે નવું રૂપ લીધું. તેઓએ મને ઘોડી

બાંધવાની કોઢમાં જુદી રહેવાનું ફરમાવ્યું. ને મારી પાસે સખ્ત મજુરી કરાવીને ત્રણ રોટલાનો લોટ આપવાનું ઠરાવ્યું. હું એ લુખ્ખા ત્રણ રોટલામાં ૨૪ કલાક પુરા કરતી. પણ આટલું કર્યા પછીયે તેઓએ મારી કનડગત છોડી નહિ. મારાપર ખોટે ખોટા આરોપ મુકીને લોકોની નજરમાં મને સાવ ઘેલી ઠરાવી દેવાના પ્રયાસ કર્યા. તે માટે હું માત્ર એક જ પ્રસંગની ઘટના તમને કહી દઉં. ઘોડી બાંધવાની જે કોડમાં હું મારા ત્રણ રોટલા શેકી લેતી, ત્યાં જ મેં ઘંટી રાખેલી. કારણકે ઘરનું તેમજ કેટલુંક બહારનુંયે દળણું મારે દળવું પડતું. તેઓના ઘરમાં મને પગ મૂકવાનોયે અધિકાર નહોતો. એક દિવસ સારા ઘરનાં આઠ દશ બૈરાં મારી સાસુ પાસે બેસવા આવ્યાં. સમય સાંજના સાડાચારનો હશે. ઋતુ શિયાળાની હતી. સખ્ત ઠંડો વાયરો વાતો હતો. મારાં શરીરપર પુરા વસ્ત્રો નહોતાં, તેથી મને કેટલી ટાઢ વિંધી નાંખતી હશે, તેની તમે કલ્પના કરી લો. મેં કમખો પહેર્યો હતો તે ફાટેલો હતો. મારા પતિ સાંજે ઘોડીને નદી કાંઠે લઇ ગયા, તેથી હું ઘોડીનું વાસીદું વાળતી હતી. તે દરમ્યાન મારાં એક નાનાં નણંદ આવ્યાં ને ધીમેથી બોલ્યાં. "ભાભી! કોઇ અભ્યાગત ડેલીમા આવ્યો છે. દાણાની બે મુઠ્ઠી ભરીને ઝટ ઝટ આપી જાઓ. મારી માએ કહ્યું છે" કહી ધીમે પગલે ચાલ્યાં ગયાં. મેં વાસીદાં વાળા હાથ ધોઇ નાખ્યા, ને ઘંટીપર બાજરીની સુંડી પડેલી હતી, તેમાંથી બે મુઠ્ઠી ભરી. મારો ફાટેલો કમખો સાલ્લાના સોડીયામાં સંતાડતી, ઠંડીને લીધે મારા હાથની ચામડી ફાટી ગઈ હતી તેથી મુઠ્ઠી વાળેલા હાથ બુમટીમાં સંતાડતી હું ડેલીફળીઆમાં ગઈ. જોઉં છું તો કોઇ અભ્યાગત ત્યાં ન મળે. પણ ઓસરીમાં આઠ દશ બૈરાં બેઠેલાં જોયાં. હું ભોંઠી પડી રહી. ને બુમટી વાળી રાખી. "આમ બેવડાં કેમ વળી ગયાં, ટાઢ એકલાં તમને જ વાય છે કે બીજાં કોઇને વાતી હશે? આ બધા બેસવા આવ્યાં છે, તેની પાસે બેસો. પણ બુમટી ઉઘાડીને તમારા હાથ

બતાવો જોઇએ?" મારાં સાસુએ અવનવા પ્રશ્નો કર્યા. મેં ચુમટીમાંથી મારા બે હાથ—બાજરીની મુઠ્ઠી ભરેલા બહાર કાઢ્યા, ને ઉભી જ રહી. "જુઓ, જોયું તમે?" મારાં સાસુ પેલી સ્ત્રીઓ સામું જોઇને બોલ્યાં. "શું હું ખોટું કહું છું? મારે માથે મ્હોત નથી? આ ઘુંસ કાચો દાણોયે મારા ઘરમાં રહેવા દેતી નથી. ઘરનું દળાણું દળે, તેમાંથી અળધું તો કાચું જ ખાઈ જાય! અત્યારે પણ તે દાણો ખાતાં પોતાના જુદા ઘરમાં બેઠાં હશે. ને અહીં આવ્યાં તોય મુઠ્ઠીઓ ભરીને ચુમટીમાં સંતાડતાં આવ્યાં! હવે આને કોણ પહોંચે? બાપુ, મેં તો હાથ જેવડી જીભ કાઢી નાંખી છે! આવી ખાઉધરી બાયડી ઘરમાં ભુખ જ નોતરેને? જુઓ છો આના દીદાર? અમારા ઘરમાં કઇ વાતનો કમીનો છે, કે તે ભુખી રહેતી હશે? ભગવાનનું દીધેલું ઘરમાં હુઆણુંયેછે. પણ તે ક્યાં કેળવી જાણે છે? બાપુ, છોકરાને તો તે ગમતીયે નથી. આતો હું થાબડભાણું કરતી જાઉં છું. શું કરૂં, મારે તો બધાંયને સમજાવીને ઠેકાણે રાખવાનાંને? આવી ઉપાધીઓ મારાં ભજનમાંયે ભંગ પાડે છે."

"બાઇજી, તમે એવું ન બોલો, મને લાધીબાઇ કહી ગયાં કે ભીખારીને આપવા માટે દાણા લઇ આવો. તેથી જ હું આ મુઠ્ઠી ભરી આવી છું." મેં સત્ય ખુલાસો કર્યો, પણ મારાં સાસુ એકદમ ઘુરકીને બોલ્યાં: "અરેરે, મને ઘરડીને શું કામ બનાવે છે? મારી છોકરીઓ ખોટું બોલે જ નહિ. ગુન્હો સંતાડવા માટે પ્રપંચ તો તારા જ બાપનો! જુઓછોને? આ મને કેવા કેવા જવાબ આપે છે તે! બીજી કોઇ સાસુ સાંખી શકશે? મેં તો હારીને હથીયાર છોડી દીધાં છે બાપુ!" પેલી સ્ત્રીઓની સહાનુભૂતિ ખેંચવા માટે મારી સાસુએ ભળતું ભાષણ કરી દીધું. આ ભેદ હું કળી ગઇ, ને રોઉં રોઉં થઇ રહી. હું છેક નિર્દોષ હતી, છતાંય મારૂં બોલવું તે અદાલતમાં કામ આવે તેમ નહોતું. "જાઓ પધારો ત્યાંથી, એતો જોયાં તમને!" મારી નણંદનો તીક્ષ્ણ હુકમ છુટ્યો, ને હું મારી કોડમાં આવી, ડામચીયાપર મોઢું રાખી

ધ્રુસ્કે ધ્રુસ્કે રોઇ પડી. મારૂં અંતર કારમા નિઃસાસા બહાર કાઢતું હતું. ઘણીવાર સુધી રડી. મારી મૃત માતાને સંભારીને ખુબ રોઈ. મારાં આંસુ લુછવા માટે વિધાતાએ કોઇને મારા માટે પેદા કર્યું નથી. હું જન્મી ત્યારથી મારાપર દુઃખનાં જ મોઝાં ઉછળયાં છે. આમ કરવામાં મારી સાસુનો હેતુ એ હતો, કે હું કાચો દાણો મુઠ્ઠીઓ ભરી ભરીને ખાઇ જાઉં છું. એવું લોકોને બતાવવું, ને મારી છડેચોક ફજેતી કરવી. આવી તો સેંકડો ઘટનાઓ બની છે. જેનું વર્ણન કરતાં પાર જ ન આવે. ને તે બધું સાંભળીને તો તમે રોઈ જ પડો. હું મનમાંજ સમસમી રહેતી. આવો કરાપો તો હંમેશ ચાલ્યા જ કરતો.

"મારા સસરાજી મરી ગયા, ત્યારે પૈસો ટકો બધો મારાં સાસુને જ સોંપેલો. હવે આ પૈસાનાં જોરથી તે મારા પતિને ચઢાવે છે, ને કહે છે કે: "તને સાંજ પહેલાં બીજી બુલબુલ જેવી બાયડી પરણાવીશ, પણ તું આ વાઘરણને કાઢી મુક." આમ કરીને તેની દીકરીનું વેર વાળવાનું હતું. તેની મગજની ફાટેલી દીકરી આગેબારી માવતરે બેઠી છે, તેથી મનેયે કાઢી મુકીને મારા માવતરને ઘેર બેસાડવાનો તેનો ઇરાદો હતો. કારણકે હું તેની દીકરીના બદલામાં આવેલી હતી. તેથી કાઢી જ મુકેને? મારો વર ચઢયોને ચઢયો જ ચાલતો. "સાલી ચમારણ!" એમ કહીને જ તે મને સંબોધતો. તે જરાય ભણ્યો નથી. માત્ર હાથજોડ કરાવવા, અને સીધાં સરામણાંમાં જે ગોટાળા શ્લોકો બોલવાના હોય છે, તે બેચાર મોઢે કરી રાખેલા. બાકી તેને અક્ષર પણ આવડતો નથી. હા, તેનું મોઢું રૂપાળું છે એ ખરી વાત. તેનો નિત્યક્રમ આ પ્રમાણે છે. સવારના આઠ વાગે નાહ્યા ધોયા વગર, તાંબડી હાથમાં લઇને ગામમાં લોટ માંગવા નીકળે. ને "લક્ષ્મી પ્રસન્ન" અથવા તો "યજમાનનાં કલ્યાણ! વતિપાતની પરવણી વરતાણી." એવો શબ્દ ઘેર ઘેર નાખીને, જેના ઘરમાં રૂપાળી સ્ત્રી હોય, તેના ઘરમાં અળધો કલાક બેસે. ને આડી અવળી

વાતો કરી, કંઈક ઈશારત કરતો કરતો બીજે ઘેર જાય. ને ત્યાંયે બેસે. એમ દશ પંદર ઘેર ફરીને બપોરના બાર વાગે ઘેર આવે. પછી નદી પર નહાવા જાય. બાદ ઘંટડી વગાડીને ઠાકોરજીને જગાડે! ઠાકોરજીનાં મંદિરમાં આડાં અવળાં ડાફેરીયાં મારીને, રસ્તે જતી છોકરીઓની કંઇ કંઇ છેડ કરતો ઘેર આવે, ને બે વાગે ખાવા બેસે. ખાઇને જેના તેના ઓટલા ભાંગે. સાંજે ઘોડીને ફેરવવા માટે નદી કાંઠે જાય, ને પનઘટપર કોઇ રૂપાળી છોકરીઓ હોય, તો તેઓની સામે નફ્ટ થઇ અનેક નખરાં કરે. ગામનાં લોકો આ બધું જાણે છે. છતાં "બ્રાહ્મણનો દીકરો" જાણીને કોઇ કશું બોલતું નથી. આ બ્રાહ્મણના દીકરામાં કેમ જાણે બ્રહ્મ તેજ ફુટી નીકળતું હોય! ગામડાંનાં લોકો વહેમથી ભરેલાં, ને હૈયાંસુનાં છે. તેઓ કોઈપણ હિતકર પ્રવૃત્તિ કરી શકતાં જ નથી.

મને કાઢી મુકવા માટે ઘરના બધા મેમ્બરોએ બહુ બહુ પ્રયાસ કર્યો, પણ હું ખસી જ નહિ. ને પ્રભુએ મારી ધીરજની કદર કરી. મને સીમંત આવ્યું. પણ તેથી મારાં સાસુ નણંદની આંખોમાં વીજ પડી! કેમે કરતાં કસુવાવડ થઇ જાય, એવા ઇરાદાથી મારી પાસે સખ્ત મજુરી કરાવી. ઘણો બોજો ઉંચકાવ્યો. ને ખડ તેમજ છાણાં લેવા માટે દિવસના બે બે વખત મને સીમમાં રખડવા મોકલતાં. અને ઘણું દળણું દળાવતાં. હું શરીરનાં જોરનું બધું કામ કરતી, છતાંય પ્રભુએ મારી, ને મારાં બાળકની રક્ષા કરી. મારા પેટમાં ઘી દૂધની છાંટ સુદ્ધાં જવા ન દીધી. માત્ર લુખ્ખો રોટલો ને ચટણી એ જ મારો હંમેશનો ખોરાક, અને વૈતરૂં તો બળદના જેટલું! સમા મહિનાના બેચાર દિવસ બાકી હતા. હવે હું કામકાજ ઉકેલવામાં લાચાર થઈ ગઇ. પણ એમ મારી કોઈ દયા ખાય એવું નહોતું. દિવસો પુરા થયા. બાદ એક સાંજે મને ઝીણી ઝીણી પીડ થવા લાગી. આ વખતે નદીપર પાણી ભરવા જવાનું હતું. મારાથી ઉભું રહેવાતું નહોતું. તેથી મેં કરૂણ સ્વરે કહ્યું: "બાઈજી!

મારાથી પાણી ભરવા નહિ જવાય. મારાથી ઉભાતું નથી." "શું કહ્યું?" મારાં સાસુ બરાડયાં "એ તો જોઈ તું છોકરાં જણનારી.!" અમે નહિ જણ્યાં હોય? પેલોંઠાંને-પહેલી સુવાવડવાળાંને શું ખબર પડે? પીડ આવતી હોય તોય ખેડુતની બાયડીઓ ડાંગર વાઢે છે. તારે ઘેર તો કોઈ નવી નવાઈ છે બાઈ! જા, બે બેડાં પાણીનાં ભરી આવ. એવી પીડ તો ત્રણ દિવસ સુધી રહેશે ત્યારે છુટકો થશે. એમાં મરી નહિ જવાય. હાલચાલ કરવાથી તો છોકરૂં નાડે થાય." મારી કમ્મર ઉપડતી નહોતી. પીડ એવી આવતી હતી, કે હું બેવડી વળી જતી'તી. પણ આ દશામાંયે મારાં ભક્તિમતિ સાસુને દયા ન આવી. મારાં જીવન મરણનો પ્રશ્ન નજીક જ હતો. છતાંય હું રડતી રડતી, મહા મુશીબતે બેડું લઈને ચાલી નીકળી. નદી સુધી પ્રભુએ પહોંચાડી. ત્યાં થોડીવાર ગોટો વળીને પડી રહી. પછી ભરેલું બેડું માથાપર લીધું, તે વખતની વેદનાનું વર્ણન મારી જીભે થઈ શકતું નથી. દાંત ભીસીને જેમ તેમ ઘેર પહોંચી. બેડું ઓટલાપર મુકીને ધડાક લઈને હું ઘર વચ્ચે પછડાઈ પડી. એ વેળા બહુ વસમી હતી. મારી પીડાને તેઓએ પાખંડમાં ગણી કાઢી. સુયાણીને બોલાવી નહિ, ને મને ખાટલો પણ પાથરી આપ્યો નહિ. મારે માટે ખાટલો પાથરી લેવા જેટલી મારામાં શક્તિ નહોતી. બે ચાર વખત મેં મારાં સાસુને કહ્યું: "તમે મારી પાસે રહેજો. ને સુયાણીને બોલાવો." પણ વ્યર્થ. તેઓ બધાં ઘર બહાર ચાલ્યાં ગયાં. આ રીતે મારો ઘાત થઇ જાય એવી તેઓની ધારણા હતી. વાંસાની ઉભી પીડમાં મારા પ્રાણ વલોવાઈ જતા હતા. થોડીવાર બાદ, હું ઘર વચ્ચે પડી હતી ત્યાં જ બાળક-છોકરાનો જન્મ થયો! હું એકલી, બધા નાશી ગયાં. બાળક જમીનપર પડેલું હતું, તેણે બહુ ચીસો પાડી મુકી. પછી મારાં સાસુ નણંદ આવ્યાં. મારી નણદે સુયાણીનું કર્મ કર્યું. નાડ પોતાને હાથે જ વધારી નાખી. (શું આ બ્રાહ્મણનું કર્મ હોય!) છોકરાને ઠંડે પાણીએ નવડાવીને માંચીમાં નાંખી દીધો. ને

મને સડેલાં ગોદડાંના ગાભાઓમાં નાખી દીધી! બેન! આ વાતો બધી તમને જ કહેવાય હો? ને તે બધું બહુ ટુંકાણમાં જ કહું છું. એ વાતો વર્ણવી જાય તેમ નથી. ને આ મારી વાતો બીલકુલ ખોટી નથી. એક દીનાનાથ–પરમાત્મા જ ખરો સાક્ષી છે. મારાપર, ને મારા બાળકપર બેસુમાર જુલમ થયા. છતાં પ્રભુએ અમારૂં જતન કર્યું. મને સુવાવડમાં શું શું ખાવાનું મળ્યું. એ બધું હું તમને નહિ કહું. કારણકે તમે ઉશ્કેરાઇ જશો. ને કંઇક કરી બેસશો. ટુંકામાં એટલું જ કે હું સહીસલામત નાહી ધોઇને–સવા મહિને ઉઠી. મારો બાળક સૂર્યની કાંતિ જેવો પ્રભાવશાળી હતો. તેને જોઇને મારાં સાસુ નણંદનાં હૈયાં ધવાઇ જતાં. મારા પતિ હવે જરા મારા માટે ભલા થયા. મારા ભાગનું કામકાજ ઓછું કરાવ્યું. એટલું જ નહિ પણ મારી પાસે થોડી થોડી વાર બેસીને વાતો કરતા, ને છોકરાને જોતા. મારો પુત્ર સાત મહિનાનો થયો. પણ એવો સુંદર, કે હું ઝાઝીવાર જોઉ તો ખરેખર, મારીયે નજર લાગે! તે રાંકને ઘેર એક રત્ન પેદા થયું હતું. હું તેનાં મુખ સામું જોતાં ધરાતી જ નહિ. ને આનંદમાં ખાવા પીવાનુંય ભુલી જતી. મારા શત્રુઓ મ્હોં બગાડી જતા, એટલુંજ નહિ, પણ મારૂં સુખ લુંટી લેવા માટે કાવા-દાવા કરવા લાગ્યાં.

અખાત્રીજની એ સાંજ હતી. હું મારી કોડમાં રાંધતી'તી. કારણ, મારા પતિ હવે મારી રસોઈ જમતા હતા. બાળક બહુ રડવા મંડયો. મારા પતિ બહાર ગયેલા. મારાં સાસુ આવ્યાં, ને ડેલીવારા ઘરમાં છોકરાને લઇ ગયાં. મારા પતિ આવ્યા પછી અમો બન્ને જણાંએ જમી લીધું. એઠવાડ પણ કાઢી લીધો, ત્યાં સુધી તેઓ છોકરાને તેડીને પાછાં ન આવ્યાં. થોડીવાર પછી મેં મારા પતિને મોકલાવ્યા. તેને મારાં સાસુએ કહ્યું: "છોકરો તો રડી રડીને થાકી ગયો હતો, તેથી ઊંઘી ગયો છે. તારે તેડી જવો હોય તો તેડી જા." મારા પતિ છોકરાને ઊંઘતી હાલતમાં લઈ આવ્યા. મેં તેને ધોડી.

યાંમાં સુવાડયો, ને ધીમે ધીમે હીંચકા નાખ્યો. પણ પા, કલાક પછી તે તણાવા લાગ્યો. અમે બન્ને જોઇ રહ્યાં. મારા પતિએ મને કહ્યું કે: "છોકરાને ભારી લાગે એવું તેં કંઇક ખાધું હશે." પણ મેં તો સાચું જ કહી દીધું કે મેં એવું કંઇજ ખાધું નથી. મારા છોકરા કરતાં મને ખાવાનું વહાલું નથી. તે વધારે તણાવા લાગ્યો. મેં તેને મારા ખોળામાં લઇ લીધો. તુરત તેની આંખ ફરી ! ને મારૂં ગરીબનું ધન ખોવાઇ ગયું ! સવાર થયું. છોકરાને એકાએક શું થઈ ગયું, તે જાણવા માટે ગામનાં લોકો અમારે ઘેર આવવા લાગ્યાં. સવાર પડયે તેનું મુખ જોયું, તો તેના કંઠની નીચેનો ભાગ લીલો થઈ ગયેલો જણાયો. થવાનું હતું તે થઇ ગયું એમ માનીને વાત વધારે ચોળી નહિ. બાળકને દેન દઇ આવ્યા. મારી દશાની વાત ન પૂછો. હું સાવ ચિત્તભ્રમ–ઘેલી થઇ ગઇ. મારા હૃદયમાં થયેલા વજ્ર-ઘાતનું વર્ણન, બેન ! મારાથી થઇ શકતું નથી. મારી વાણીમાં એટલો જીવ નથી. પાછળથી ખબર પડી, કે આ કાવત્રું મારાં સાસુ અને નણંદે કરેલું હતું. મારી સાસુને દમનો વ્યાધી લાગુ થયો છે. તે રાતની વખતે જરા અફીણ ખાય તો જ નિરાંતે ઉંઘી શકે. તે રાત્રે મારા છોકરાને તે લઇ ગઇ, ને પોતાનાં બિછાનાંમાં પડેલી અફીણની ડબ્બીમાંથી થોડું અફીણ લઇને, ગોળ ચટાડાય, તેવી રીતે તેણે અ-ફીણ માત્ર ચટાડયું નહિ, પણ મ્હોંની અંદર–તાળવે ઘસી દીધું ! છોકરો ઘેનમાં પડયો. તેને મેં ઘોડીયાંમાં સુવાડી હીંચકો નાખ્યો, કે તુરત જ ઝેર કપાળે ચઢી ગયું. ને મારો દેવ જેવો દીકરો અખાત્રીજની રાત્રે જ ફાટી પડયો ! ગામનાં લોકોએ મારી ભક્તાણી સાસુનો વાંક ન જોયો. માત્ર હું જ ઢંગધડા વગરની છું, એવું તેઓએ માની લીધું. ચાર દિવસ પછી બધું શાંત પડયું. હજુય મારો વહાલો બાળક મારી નજરે તરે છે. સ્વપ્નાવસ્થામાં હું તેને જોઉં છું. ચુમી લઉં છું; ને જાણે તે મારા સામું જોઇને ખીલખીલાટ હસ્યાં કરે છે ! બેન ! છોકરો દેવ થઇ ગયા પછી છ મહિના સુધી મારા મગજનું ઠેકાણું ન રહ્યું. ને



" આ ખોડ્યું મરી જાય તો જલદી તને બીજી પરણાવું "

તેટલા વખતમાં મારાપર બેસુમાર જુલમ થયા છે, જે અત્યારે મને પુરેપુરા યાદ નથી. બીજી સ્ત્રી કરવા માટે વળી પાછા મારા પતિને ઉશ્કેર્યા, ને મારા પતિનું મન મારાપરથી ઉતારી નાંખ્યું. અગાઉની માફક તે પાછા છાકટા થઇ ગયા. આમ એક વર્ષ વિત્યું. ત્યાર પછી પ્રભુએ પાછો સારો દિવસ દેખાડ્યો. ને મારાં દુશ્મનોનાં પેટમાં તેલ રેડાયું! પુરા નવ મહિને પાછું પ્રભુએ મને પુત્રરત્ન આપ્યું! આ વખતે મારી કોઢમાં જ સુવાવડ કરી. મારી સાસુએ અબોલા લીધા હતા. તેથી ગામની એક અણઘડ સુયાણીને બોલાવવામાં આવેલી. આ બીજી સુવાવડ પછી હું સાજી નથી રહી. છ મહિના થયાં બિછાનું સેવું છું. મારા છોકરાને ઘરનાં માણસો સંભાળે છે. મારી નજરે કરતાં નથી. તેઓ એમ જાણે છે, કે છોકરાને નજરે કરશું તો તે ગાંડી થઇ જશે. બેન! આ મારી દુઃખદર્દ ભરી કમભાગી કથા છે. હાલ તો મારૂં મરણ નહિ ને જીવન પણ નહિ એવી દશા છે. મારાં સાસુ હંમેશાં મારા પતિને કહે છે કે: "આ ખોડચું મરી જાય, તો જલદી તને બીજી પરણાવું" તેઓ મારા મરણની રાહ જુએ છે. ને તેથી જ મારી સારવાર કરવાનું તેઓએ માંડી વાળ્યું છે. છતાંય મારૂં અભાગણીનું મ્હોત આવતું નથી. વધારે શું કહું?" તેને થાક લાગ્યો, તેથી પાસું બદલીને થોડીવાર પડી રહી. મેં તેને પાણી પાયું, ને કપાળપર હાથ ફેરવ્યો. તેના હાથ પંપાળ્યા, ને સરખી રીતે સુવાડી. તે ઘણી શાંત દેખાઇ.

"હવે ઉઘાડોને?" ચતુરાંએ કમાડમાં લાત મારીને મોટો ધડાકો કર્યો. શાન્તા એકદમ થડકી ઉઠી. "બેન, જરા ધીમેથી ઠેલો. ઉઘાડું છું. માંદાં માણસનું બિછાનું હોય, ત્યાં ધમાધમ ન કરાય." મેં ધીમેથી કહ્યું. પણ તે તો મારાપર ઉતરી પડયાં! "જાઓ, તમે તમારે ઘેર! મારી મા કહે છે, કે અમારે ઘેર તમારે આવવું નહિ. અમારી વહુને ભગવાન સાજી કરશે. તમે તમારે રસ્તે ને અમે અમારે રસ્તે. અમે તમને ઓળખતાં નથી, ને અમને કંઇ સંબંધ પણ નથી, અમારા

ઘરની કોઈ પંચાત કરે છે? તમને એટલો બધો દયાનો ઉભરો ક્યાંથી આવી જાય છે? અમારી વહુને તમે જે જે શીખવાડો છો, તે બધું મેં બહાર ઉભીને સાંભળ્યું છે. જો તમે સમજુ હો, તો હવેથી આવશો નહિ. તમારા કરતાં મારી મા વધારે ડાહ્યાં છે. અમને પરદેશી માણસોનો ભરોસો નથી. તમે જરૂર કોઇ સ્વાર્થ માટે આ બધું કરી રહ્યાં છો." "બેન! તમારી શંકા ખોટી છે. હું તો માત્ર સેવા ભાવે જ તેની માવજત કરૂં છું. ને મારે ચાર પાંચ દિવસ જ આ ગામમાં રહેવાનું છે. તેથી તમારા ઘરના ફોજદારી કાયદાનેય હું માન આપી શકીશ નહિ. મને કાયદાઓની બીક નથી. ને અજ્ઞાન લોકોના સારા નરસા અભિપ્રાયનીયે મને લેશ માત્ર પરવા નથી. તમારે ઘેર વહુ થઇને આવેલી આ રાંક અબળાને, મારા ગયા પછી તમે ભલે બાળીને ખાઈ જજો. પણ મારી હાજરી દરમ્યાન તમે તેને વિના કારણ સતાવી શકશો નહિ. તમે ના કહેશો તો પણ હું તેની સારવાર કરવા આવીશ. બોલો, તમે શું કરી શકશો?" મેં જરા ઉગ્ર થઇને સંભળાવી દીધું. ને તે જાણી ગઈ કે આ કોઈ મહા ભયંકર વ્યક્તિ છે.

"પણ અમારા ઘરની તમારે શી પંચાત?"

"હું મારા તારામાં કંઇ માનતી નથી."

"તમારે કોઈ સ્વાર્થ સાધવો છે, એમજ કહો ને?"

"તેનો સાક્ષી ઈશ્વર છે. જુઓ, અત્યારે સાંજ પડી છે, તેથી હું જાઉં છું. પણ મારી આ ગામમાં હાજરી છે, ત્યાં સુધી અહીં આવતી તમે મને અટકાવી શકશો નહિ! આ તમને કહી દીધું. જો તમે તેમ કરશો, તો તેનું પરિણામ ભારે વિષમ આવશે. એ યાદ રાખજો. શાંતુ! હું આવતી કાલે સવારમાં આવીશ હોં?" કહી હું મારે ઉતારે ગઈ. આ પ્રમાણે એક અઠવાડિયું એ બ્રાહ્મણ પુત્રીની સેવા કરી. તેને થોડોક આરામ થયો, એટલે હું મુંબઇ આવી.

× × × ×

મુંબઈ આવ્યા પછી મને દશમે દિવસે ખબર મળે છે, કે એ બિમાર દુઃખી બાઇએ, ભુખ, દુઃખ અને જુલમથી કંટાળીને ફુંખો ખાઇ આપઘાત કર્યો છે! છ માહનાના બાળક પુત્રની એ હેતાળ માતા આમ અકાળે ગોઝારા હિન્દુ સસારનો ત્યાગ કરીને મૃત્યુના માર્ગે પ્રયાણ કરી ગઈ છે. આ કથા એ કોઇ કલ્પના નથી, પણ ભયંકર સત્યપૂર્ણ ઘટના છે. વિરાટ હિન્દુ સંસારમાં સ્ત્રી બાળકોનાં આવાં ઘણાંય કરપીણ ખુન થઇ રહ્યાં છે. જેને ફોજદારી કાયદોયે આડો આવી શકતો નથી. હિન્દુ બાળાઓની સહનશીલતાનો જોટો બીજી દુનિયામાં નહિ જડે. હિન્દુ અબળાઓનાં આ પ્રમાણે ખુન પીવાશે, ત્યાં સુધી રામ અને ભરત જેવા પુત્રો ઉત્પન્ન થવાની, ને ગાર્ગી, સુલભા જેવી પુત્રીઓ પાકવાની સમાજે આશા ન રાખવી. આજના હિન્દુ સંસારમાં પશુતા, દ્વેષ, અને ઝેર ભરેલાં છે. તેઓનો અધઃપાત ભલે થાય. તેમ થવાની જરૂર છે, ને તે કુદરતનો કાયદો છે. હિન્દુ ગૃહમંદીરો સ્મશાનસમાં શાથી? ને હિન્દુ પ્રજાના મુખપર પ્રભાવશાળી નૂર કેમ નથી? કારણ ચોકખુ છે. સમાજમાં નિર્દોષ ગાયજેવી બાળાઓનાં ખુન થાય છે! તેઓના જીવન હક્ક ઝુંટવી લેવાય છે. તેઓનાં—હૈડાંના ઉલ્લાસની કતલ થાય છે. સમાજ ગોઝારી બને છે. ને વિનાશને પંથે વળે છે. નોકરશાહીની જેલોમાં જેટલો જુલમ નથી તેટલો હિન્દુશાહીની ગૃહગુફાઓમાં જુલમ ચાલી રહ્યો છે. મારા હાથે જે જે કથાઓ લખાય છે, તે બધા અનુભવના સત્ય કીસ્સાઓ છે. હિન્દુ સંસારનું કાળજી પૂર્વક અવલોકન કરનાર આવી કરૂણ ઘટનાઓ સેંકડોની સંખ્યામાં મેળવી શકશે. હિન્દુસમાજ આવા પાપનું પ્રાયશ્ચિત ક્યારે કરશે?



# ૨૨: રમાની રામકહાણી.

આ છું આછું યાદ છે. હું ૯ વર્ષની હતી. ગુજરાતી ત્રીજી ચોપડી ભણતી'તી. એ ત્રીજા ધોરણની પરીક્ષા આડા થોડા જ દિવસો હતા. હુ ભણવામાં મશ્ગુલ હતી. જ્ઞાતિનાં અમે વાણિયા. મારા બાપનું વતન જામનગર. મારે એક ભાઇ છે. જે મુંબઇમાં સારા સોલીસીટર છે.

ધનતેરસનો દિવસ હતો. તે દિવસે મારા બાપાના શેઠ, મુંબઈ પાસેનાં ગામ મુલુન્ડથી એકાએક આવ્યા. તે મારા બાપાના શેઠ તેમ જ મિત્ર પણ હતા. મુંબઈનાં ચોખા બજારમાં તે ચોખાના મોટા વેપારી ગણાતા. મારા બાપાની આર્થિક સ્થિતિ નબળી હોવાથી વારંવાર શેઠ પાસેથી અંગ ઉધાર પૈસા લેતા.

ધનતેરસને દિવસે જ શેઠને આવેલા જોઇ, મારા બાપા અજબ થયા. દીવાળીના દિવસોમાં મારી નિશાળ બધ હોવાથી હુ ઘેર જ હતી. શેઠ માટે મારી માએ શીરો બનાવ્યો. કારણ, શેઠના દાંતની બત્રિશીએ રાજીનામું આપી દીધેલું ! જમી લીધા પછી મારા બાપા સાથે તેઓ બેઠકમાં ગયા. થોડીવાર થઇ. બાદ શેઠે પાણી મંગાવ્યું. મારા બાપાએ મને હાંક મારી, ને હું લોટો લઈ બેઠકમાં આવી. પાણીનો

લોટો મારા બાપાના હાથમાં આપી હું તુરત પાછી વળી. બેઠક અને રેણુઘર આડું પાર્ટીશન હતું, તેથી બેઠકમાં જે વાત થતી, તે ઘરમાં સંભળાતી. બહુ જ ધીમેથી વાત થતી હોય તો ન સંભળાય. પાણી પીધું ને શેઠ બોલ્યાઃ—

" આ પાણીમાં સાકર નાંખી છે ? "

" નહિ રે ! સાકર ક્યાં છે ? મને તે ગળ્યું નથી લાગતું ! " મારા પિતાએ સરળ જવાબ આપ્યો.

" ત્યારે મને કેમ મીઠું સાકર જેવું લાગે છે ? " શેઠ ફરી પાછા બોલ્યા.

" તમારો એવો ભાવ છે, મહેરબાની છે. તેથી જ. " મારા બાપાએ પતાવ્યું.

' ને એ ભાવ હવે કાયમનો થવાનો છે. " શેઠે વાત વધારી.

" શી રીતે ? "

" એકાએક અહીં આવ્યો, એ રીતે ! "

" પણ તેનું કારણ ? "

" કારણ એ જ.–તારે એક અર્થ સારવાનો છે. ને આ બાર માસના બહુ મૂલ્ય દિવસે ધનસુખલાલ ! તારાથી એ માગણીની ના નહિં કહેવાય. તું જાણે છે ને ? તારા માટે હું કેટલું બધું કરતો આવું છું તે ? હવે હું તને અધિક લાભ આપવા ઇચ્છું છું. ને તારી પાસેથી એક જ વસ્તુ લેવા માગું છું. જેની ખોટ તું પુરી પાડી શકે તેમ છે." શેઠ મુખ્ય વિષયપર આવ્યા, ને સ્વાર્થની જબરી જાળ પાથરી !

" હું કંઈ સમજી શકતો નથી. મારી પાસે એવી કોઇ પણ વસ્તુ નથી. "

"છે, ધનસુખ ! છે. એ ખોટની વસ્તુ તે તારી રમા ! એ રમાની જ હું આજ માગણી કરવા આવ્યો છું. તું જાણે જ છે, કે આજ ધનતેરસને દિવસે કોઈ પણ વેપારી પરગામ ન જાય. એ દિવસે તો

ધનનો પૂજાવિધિ ચાલતો હોય. છતાં એ બધું પડતું રાખીને હું આજ આ કારણથી તારે ઘેર–સંબંધ ધાડો કરવા આવ્યો છું. મારી માગણીનો અસ્વીકાર તું નજ કરી શકે! તારી પાસે મારા લેણા રૂ. ૨૫૦૦) છે, તે મારે નથી જોઇતા. હું ખાતું ફાડી નાખીશ!

ઉપરાંત તને રૂ. ૧૫૦૦૦)નો આ ડ્રાફ્ટ આપું છું! તારી રમાના નામે રૂ. ૩૦૦૦૦) બેંકમાં અનામત મુકવા માટે પણ આપું છું!

હવે કંઇ વધારે જોઇએ! તું વિના સંકોચે હા, કહી દે." શેઠે આભ ફાડ્યો!

"પણ શેઠ, આમ કરવાનું શું કારણ? તમારે જુવાન છોકરો છે, છોકરાની વહુ છે, ને આબરૂ તેમજ પૈસો પણ છે. તો પછી..."

"એ બધુંય ખરૂં. છતાં મને અસંતોષ છે. મને અંગનાં માણસની જરૂર છે. એક વટને ખાતર આ કરૂં છું. મારો વટ ન જાય. દશેરાને દિવસે લીધેલી એ પ્રતિજ્ઞા છે."

"એ પ્રતિજ્ઞા કેમ કરવી પડી?"

"એ બધું મને પૂછવું છે? તું એકવાર હા, કહે તો બધી વાત કરૂં."

મારા બાપા વિચારમાં પડયા. એક બાજુ પૈસાની રેલમ છેલ! ને બીજી બાજુ હું! કોનું આકર્ષણ વધારે? પાંચ મિનિટમાં આ પ્રમાણે વિચાર કરી લીધો: 'છોકરીના નામે ૩૦૦૦૦)ની રકમ મુકાય છે, પછી શો વાંધો? તે ભુખી દુઃખી તો નહિ જ રહે. એક શ્રીમંતના ઘરમાં જશે, તો સર્વ સુખ માણશે. શેઠ હજુ શરીરે મજબુત છે. ૧૫ વર્ષ સુધી લથડે એવા દેખાતા નથી. દરમ્યાન એકાદ મીઠું 'વીઆ'(બાળક) મુકતા જશે, તો છોકરી અધ લાખની સ્વામિની થઈ સુખચેનમાં જીવન પુરૂં કરશે. દીકરી તો ઉકરડો છે. એક બે વર્ષમાં જુવાન થઇ રહેશે. શ્રીમંતોના ઘરમાં ખાનપાન પણ કેવાં ઉમદા! વળી મને રૂ. ૧૫૦૦૦નો લાટ મળે છે! તેથી મારાંયે સોનાનાં ન-

ળીયાં થઇ જશે ! આવો લાભ જતો કરીને મારે ક્યાં રહેવું ? દુનિયામાં થતું આવે છે. નાણાં કોને વશ નથી કરતાં ? હું ના પાડીશ, તો તે નવાજુની કરશે, ને તેના લેણા રૂ. ૨૫૦૦ ) વસુલ કરવા માટે તુરત મારા ઘરપર ટાંચ લાવશે ! એ રકમ હું ક્યાંથી કાઢીશ ! દીકરી તો પારકું ધન છે. જ્યાં ત્યાં તેને નાંખવી તો છે જ ને ? તો પછી આ શું ખોટું છે ? તેના નશીબમાં લખ્યું હશે તે થશે. લખ્યા લેખ કોઇ ટાળી શકવાનું છે ?" આખરે વસુનો વિજય ! મારા પિતા રૂપા નાણાંપર રાચ્યા ! ને બોલ્યાઃ "શેઠ મારી ક્યાં ના છે ! મેં ક્યારે તમારૂં વચન પાછું ઠેલ્યું છે જે ? મારે તો તમારો બોલ તે કાયદો ! હવે કારણ જણાવો." જેવા શેઠ તેવા વાણોતર !

"લે. હવે આ રહ્યું કારણ. છોકરાની વહુ જરા ફાટેલ મગજની છે ! દશેરાને દિવસે તેણે મારા સામે મિજાસ કર્યો ! તે જ ક્ષણે મેં પ્રતિજ્ઞા લીધી કેઃ હવે પછી તેના હાથે પકાવેલું ખાવું મારે હરામ છે ! મારી કુલ મિલ્કત મારા કબજામાં છે. વહુ છોકરાને એક દમડી પણ પરખાવવાનો નથી ! તેઓને દીવાળી પછી જુદાં કાઢીશ ને બંગલામાં અમે સ્વતંત્રપણે રહેવાનાં. નોકરચાકરની મારે ખોટ નથી. મોટર ગાડી પણ મારે ત્યાં મોજુદ છે. મારી બધી મિલ્કત હું રમાના નામ પર ચઢાવીશ ને તને મારા જેવો જ શ્રીમંત બનાવીશ ! લગ્ન પ્રસંગ બે દિવસમાં જ પતાવીને, બેસતા વર્ષને દિવસે તો મારે ઘેર પહોંચી જવું જોઇએ. હવે કપડાં—દાગીનાનું લીસ્ટ ઉતરાવો ! દાગીના તો તૈયાર જ લેવા પડશે." શેઠની પ્રતિજ્ઞા સાંભળીને મારા પિતાનો હર્ષ હદ વટાવી ગયો ! તે ઘરમાં આવ્યા. મારી માને બધી વાતથી વાકેફ કરી ને બધું ચોક્કસ થઇ ગયું. મારી બુદ્ધિશકિતનો કંઇ વિકાસ નહોતો થયો, મને સંસારનો પવન વાયો નહોતો. મારી દુનિયા ને મારૂં મનોરાજ્ય એ બધું મારી ભણતરમાં જ હતું. આ શેઠ અવારનવાર કામ પ્રસંગે આવતા,

એટલું હું જાણુતી. મારા પિતાને તે નાણાં ધીરતા ને કંઇ કંઈ હિસાબનું કામ સોંપતા.

ધનતેરસની સાંજનો સમય હતો. મારા પિતા મીઠાઇની એક ટોપલી સાથે થાળી ભરીને રૂપીઆ લાવ્યા। મને કહ્યું: "રમી! લે, આમાંથી રૂપીઆનો ખોબો ભરી લે! કેટલા ખોબા ભરીશ? આ મીઠાઇ તારા માટે છે તે તું ખાજે, ને તારી બેનપણીઓનેય આપજે! તું ઢગલાબંધ રૂપીઆ માગીશ, તો પણ તને મળશે! તારે જોઈએ તેટલા વાપરજે." હું તાજુબ થઇ ગઈ! મારા પિતાના ઘરમાં આટલા રૂપીઆ મેં કદીય જોયા નહોતા! મારી મા મને એક પૈસો પણ વાપરવા આપતી નહિ, ને આજે આ પૂર ક્યાંથી આવ્યું! મેં ખોબો ન ભર્યો. રૂપીઆની થાળી એમ જ રહેવા દઇ, મેં મીઠાઇ લીધી. એકાદ કલાક પછી ચળકાટ મારતા કેટલાક દાગીના ને રંગબેરંગી કપડાંનો મારા સન્મુખ ઢગલો થયો! મને ચાંલ્લો કરી, દાગીના પહેરાવવામાં આવ્યા! આજ મારૂં માન વધી પડ્યું તેથી મારી અજાયબીનો પાર ન રહ્યો! શેઠ સાથે સેટલમેન્ટ થયાની વાત છેવટ સુધી મને જણાવવામાં આવેલી નહિ.

દીવાળીની અર્ધ રાત્રે વિવાહ સંસ્કારનો ગોટો પણ એક ભાડુતી બ્રાહ્મણને બોલાવીને વાળી લીધો. મુહૂર્ત જોવડાવવાનું ને વાજાં વગડાવવાનું કામ નહોતું. આ બધી બાબત ઓચિંતી પસાર થઇ જવાથી હું કંઇ પણ બોલી શકી નહિ. મારાપર જે જે સંસ્કાર થયા, તે મેં થવા દીધા.

બેસતા વર્ષના મળસ્કે મારી માતાએ મને ઘડચોરૂં પહેરાવ્યું! કપાળમાં પીંયળ કાઢી. ખોળામાં બે મુઠ્ઠી મગ, પાંચ સોપારી, પાંચ ખારેક, અને એક નાળિયર એટલું આપ્યું, ને મને શીખામણ આપતાં કહ્યું: "બેટા રમી! ડાહી થઇને રહેજે. તું તો મારી સમજુડી દીકરી છે! હવે તો તું જાણે છે કે આપણા ભોગીલાલ શેઠ

તે તારા વર થયા ! તે તને સોનાને કોળીયે જમાડશે! તેને ત્યાં પૈસા, બંગલા, નોકરચાકર, અને મોટર ગાડીઓની ખોટ નથી. દીકરી ! તું તો અમારોય આધાર થઈ પડી ! બધાં તારો પડતો બોલ ઝીલશે. તારે તો સોનાના ઝુલે હીંચકવાનું છે ! તું તો મોટાં નશીબવાળી છો ! કોઇ ભુખ સાસરૂં મળ્યું હોત, તો સારૂં અનાજ પણ ન પામત ને કામકાજનાં વૈતરાં કરીને તૂટી જાત ! તારે ઘેર તો રાજાઓના જેવો વૈભવ છે ! તેમાં તું રૂતીખૂતી રહેજે. "

હવે હું બધું સમજી શકી. પણ આવડા ડોસા સાથે જતાં મારૂં કાળજું ધ્રૂજવા લાગ્યું. તેથી મેં મારી માને કહી જોયું: "પણ મા, હું આની સાથે ન જાઉં તો ? મારી પરીક્ષા આવશે તે ? આ મને ક્યાં લઈ જશે ને હું પાછી ક્યારે આવીશ ?"

"બેન, ગયા વગર ચાલે ? તું તો ત્યાં જઇશ એટલે પાછું આવવાનું મન જ નહિ થાય. ત્યાં તો લીલા લહેર છે. પરીક્ષા હવે ન અપાય તો જરૂર નથી. તારે કંઇ નોકરી કરવાની છે ? તારા બાપા ત્રણ ચાર દિવસમાં તને તેડવા આવશે. " મારી માએ માતૃધર્મ બજાવ્યો ! પણ હું તો રડી પડી ! કોણ જાણે કેમ, પણ મને હર્ષ નહોતો થતો પણ પેટમાં બળતું હતું. મને માત્ર પૈસામાં જ સર્વ સુખ ન ભાસ્યું, પણ શું કરૂં ? દીકરી પરાધીન જીવવા માટે જ સરજાઇ છે. એટલે મારૂં શું ચાલે ? માબાપની ઇચ્છાને વશ થઇ, હું મારા પિતાનાયે દાદા થવા લાયક શેઠ જોડે ચાલી નીકળી. શેઠ તો આનંદથી ફુલી જતા હતા.

સ્ટેશન ઉપર આવીને અમે ગાડીમાં બેઠાં, મારાં માબાપ મને વળાવીને ભીંની આંખે પાછાં વળ્યાં. મારાં લગ્નમાં કોઈ સગાં સંબંધી જનો આવેલાં નહિ. કારણ કે, મારૂં આ લગ્ન નહોતું પણ વેચાણ હતું ! સગાંઓને સામેલ કરવાનો સમય નહોતો. ધનતેરસને દિને ધનની નાદર રકમ આવી, તેનો મારા પિતા અનાદર શી રીતે

કરી શકે? જીવનભર કમાઈ કમાઇને શરીરના બંધ ઢીલા પડી જાય, તો પણ આટલી રકમ ભેગી થઇ શકે નહિ. તો આતો સહેજે આવી મળી, ત્યાં પછી દીકરીનું ભવિષ્ય જોવાય કે?

હિન્દુ માબાપને એક વાકય અણીશુદ્ધ આવડે છે. "દીકરીનાં નશીબમાં હતું તે મળ્યું!" આમાં બિચારાં નશીબપર શામાટે આરોપ મુકાતો હશે? શું સ્વાર્થનો અંધાપો તેઓને લાચાર કરી મુકતો હશે? "નશીબ" નું લાકડું આડું ધરવાનું કંઈ કારણ?

મારૂં કંઇ ન ચાલ્યું. ગાડી ઉપડી ને હું રડવા લાગી. હવે પછીની વાત મને બરોબર સાંભરે છે. શેઠ સાથે હું મુલુન્ડ આવી. શેઠનો છોકરો અને વહુ તાજુબ થઈ ગયાં! ઘરમાં બધું સુમસામ! મને કોઇએ બોલાવી નહિ. એક દિવસ તો ભયંકર સુનકારમાં ગયો. બીજે દિવસે શેઠે છોકરાને કહ્યું: "રમણ! તારી વહુને લઇને તારે હવે જુદું રહેવાનું છેઃ તારી કમાણીપર તારે જીવવાનું છે. આ બધી મારી કમાણી તમે ભોગવો છો."

"પણ તેનું કંઇ કારણ? તમારો વારસદારતો હું છું. ને આ તમે કોને તેડી લાવ્યા?"

"તે તેડી લાવ્યો મારાં દુઃખમાં ભાગ લેનારને! તારી વહુને મારી તાબેદારી ઉપાડવી ભારે પડે છેને? તેથી આ લઇ આવ્યો તારી નવી માને! તમે મને શું સમજો છો? તારી બાયડી મિજાસ તો ત્રણ ધરતીનો રાખે છે! એ ન ચાલે. મારૂ ઘર ખાલી કરો. જાઓ, તમે ઘર વસાવ્યું હોય ત્યાં! મારો વારસો લેવાનો હક્ક કોનો છે, તે હું વીલમાં લખી ચુકયો છું તે જ હવે મારી મહિસાજે ચાકરી કરશે."

શેઠે બધી મિલ્કત મારા નામપર ચઢાવી, દીકરાને હાથ ઘસતો કરી મુકયો! રમણ નવા વિચારનો હતો. વાત બહાર આવી, ત્યારે ઓળખીતા વર્ગમાં ખળભળાટ થયો! પણ શેઠે કોઈનું માન્યું નહિ. રમણ બીજે જ દિવસે જુદો થયો. પરેલમાં રહેવા ગયો. શેઠે

પુત્રવધુ તરફથી મળેલાં અપમાનનો કીન્નો લીધો ! આવા ક્લેશમાં મને ભવિષ્યનું સુખ ન ભાસ્યું. શેઠની ઇચ્છા તૃષ્ણાનો પાર નહોતો. પોતે જાણે અમ્મર રહેવાના છે, એમ માનીને ન ખેડવાનું ખેડયું. રમણને આ દગો વસમો લાગ્યો. તે કહેતો કેઃ "ડોસાનું મ્હોત ભમે છે! તે મારો બાપ નથી પણ શત્રુ છે. હું તેની ખબર લીધા વગર નહિ છોડું."

પછી બગલામાં હું અને શેઠ, એમ બે જણ જ રહ્યાં. બગલાનાં કમ્પાઉન્ડમાં ફુલબાગ હતો. તેની સંભાળ માટે એક માળી રાખેલો. રસોઇ કરનાર ભટ હતો. ઘરનું રાચરચીલું ઝાકઝમાળ ! બધો વૈભવ હતો, પણ ખોટ એ હતી, કે શેઠ જુવાન થઇ શકતા નહોતા. ખોરાક પુષ્ટીકારક અને ઉત્તેજીત ખાતા. ઘરમાં પુંજી ઠીક હતી. તેથી વેપાર રોજગાર સંકેલી લીધો. ક્યારેક શેર બજારમાં જતા, ને શેરોના સટ્ટા કરતા.

હું તો સાવ ભોળું પંખી ! સંસારના રાગની મને ખબર ન પડે. સંસારી ભોગની ઇચ્છા થાય એટલી મારી ઉમ્મર પણ નહોતી. વૈભવ–વિલાસ હતો, પણ કોણ જાણે શાથી મારૂં મન ખીલતું નહિ. મને તેમાં આનંદ જડતો નહિ. આવું શાથી થતું હશે ? અંતરમાં ઝીણી ઝીણી ચિન્તા થયા કરતી. તેનો ખુલાસો મારાથી થતો નહિ. શેઠ બધું ભોગવી ચુકેલા, રીઢા થયેલા તેથી મને જીતી લેવા માટે તે ઘણું ઘણું કરતા. મને શૃંગારરસનાં નાટક જોવા લઇ જતા. સિનેમા જોવાયે લઇ જતા. બિભત્સ નવલકથાઓ મને વાચવા આપતા. આ બધું હતું પણ ચિન્તાનો કીડો મારા હૃદયને ફોલી ખાતો હતો, તેની દવા દુનિયાભરમાં નહોતી.

તે મારો હાથ ઝાલે, તો મને કમ્પારી છૂટે ! મને અડકે તો હું કાયર કાયર થઈ જાઉં ! તે નખરાં કરતા, પણ બહુ ભુંડા લાગતા ! મને તેના સહવાસમાં સુખ મળતું નહિ. તે ક્યારેક ક્રૂર થાય, તો

હું ગાયની માફક દયા માગું ! હું ખાતી પીતી તે કંઇ ઉગતું નહિ. તેના ને મારા અંતરાત્માની સંધી થતી નહિ—મન મળતું નહિ. મને પ્રેમનો ઉમળકો આવતો નહિ, રમવાનું ગમતું નહિ. હું બહુ શરમાતી, ને ડરતી. તે હસે, પણ મને હસવુંયે ન આવે. મને આમ કેમ થાય છે, તે હું સમજી શકતી નહિ. તે મને દાગીના ને કપડાં જેટલાં જોઇએ તેટલાં આપતા, રૂપાની થાળીમાં જમવાનું મળતું; તોપણ મારૂં હૃદય ઉપકૃત વૃત્તિથી નમી પડતું નહિ. મને તેનાપર પૂજ્યભાવ પેદા ન થતો. મારા અંતરની આ ગુંચો હું અંતરમાં જ અણઉકેલી રાખતી. તેની સાથે હું મીઠી મધુરી વાતો ન કરતી. સંગીત પણ ન ગાતી. કારણ હું બહુ શરમાતી. સરખે સરખાં હૃદય નહિ—પાત્ર નહિ ત્યાં સ્નેહ કે લાગણી શાનાં હોય ?

એક દિવસ શેઠમાં પરિવર્તન થયું, તે વિહ્વળ થઈ ગયા ! મારા પર આક્રમણ કર્યું ! મારી નામરજીને ઠોકરે મારી મને હિસ્ટિરિયા થઇ ગયો ! તુરત ડૉક્ટરને તેડાવ્યો ! તેણે કહ્યું:" ચિન્તા જેવું નથી. તેનું હૃદય નબળું છે ને તેમાં આઘાત પહોંચ્યો છે, તેનું આ પરિણામ છે. કાલ સારૂં થઈ જશે " એમ કહી દવાની એક પડીકી આપીને ડૉક્ટર ચાલ્યો ગયો. ત્યારપછી હું શેઠને મારો દુશ્મન સમજતી ! આ વૈભવમાં ઝેર ભરેલું હુ જોતી ! મારી માનસિક ચિન્તા વધતી ગઈ, હું માંદી પડી. એક મહિને ઠીક થયું. પણ શેઠ મને મારા પિતાને ઘેર જવા માટે એક દિવસની પણ રજા આપતા નહિ.

રમણ ખાનગી રીતે પઠાણોને આશ્રય આપતો ને શેઠનો શત્રુ થઇને ફરતો. તેણે ધાડપાડુઓની ટોળી ઉભી કરી.

ફાગણ સુદ ચોથની રાતના સાડાબાર વાગેલા. શેઠ ઘોરતા હતા. મને ઉંઘ નહોતી આવી. કમ્પાઉન્ડનો માળીય પડી રહેલો. તે દરમ્યાન ધાડપાડુઓએ કમ્પાઉન્ડનો ઝાંપો ભાંગ્યો ! માળીને ચકચકતો છરો બતાવી, મારી નાખવાની ધમકી આપીને પોતાના કબ-

જામાં લઈ લીધા પછી બંગલાનું બારણું ખેડવી, ત્રણ પઠાણો ઉપર આવ્યા. શેઠને ઘેરી લીધા. એક જણે પિસ્તોલ તાકી ને બીજાએ છરીથી ઝખમ કર્યા ! મેં તેઓને હાથ જોડયા, ને કહ્યું કે: “ તમે તેને મારો નહિ, જે જોઇએ તે લઇ જાઓ !” પણ તેઓએ બીજા ત્રણ ચાર ઝખમ કર્યા ને બાકીના ચાર જણાઓએ તો કબાટો તોડીને દશ મિનિટની અંદર ઘરમાં જે હતું તે ચટ કરી લીધું ! પછી કોઇએ સીસોટી મારી, ને બધો મુદ્દામાલ ઉપાડી બંગલો છોડી ગયા. ઘરમાંથી કપડાં, દાગીના, રોકડ નાણું, કિમ્મતી વાસણો વગેરે બધું ઉપાડી ગયા. શેઠ બેશુદ્ધ પડેલા. બદમાશો ચાલ્યા ગયા ત્યાર-પછી બાજુના બંગલામાંથી બે દયાળુ પડોશીઓ આવ્યા, તે શેઠને હાસ્પિતાલમાં લઈ ગયા. હું તેમની સાથે જ ગઇ. ધાડપાડુઓને પકડવા માટે પોલીસ તપાસ કરવા લાગી. પણ એક મહિના સુધી પુરેપુરો પત્તો લાગ્યો નહિ. શેઠને આરામ થયો એટલે પાછાં અમે બંગલે આવ્યાં. બધું ખાલી ખમ જેવું લાગ્યું. કાચનાં કબાટો તોડી નાંખેલા, જોઇ શેઠનું હૈયું ભાંગી પડયું. પોતે વૃદ્ધ, હવે આ પુંજી પાછી કયાંથી મળે ? તે મહા ચિન્તામાં પડયા. પણ તેમ કર્યે શું વળવાનું ? વળી પાછો કંઈ ધંધો ધાપો કરવાનો વિચાર કર્યો.

એક દિવસ રૂના બજારમાં રંગ જોયો, ને રૂનો સટ્ટો કર્યો. કાંતો મહાતબર થઈ જવાય ને કાંતો સાવ ભીખારી ! પણ પરિણામ ભુંડું જ આવ્યું ! જબરી ખોટ ગઇ ! બંગલો ગીરવી મૂકાયો ! શેઠ માંદા પડયા, પંદર દિવસની માંદગીમાં પ્રાણ ખોઈ નાંખ્યા ! ઘરમાં કંઇ ન રહ્યું. શેઠ ગત્ થયા પછી આઠમે દિવસે લેણદારોએ બંગલો હરરાજ કર્યો ! મારા અંગ ઉપરના દાગીના હતા તેનો વિક્રય કરી શેઠની પાછળનાં પ્રેતભોજનમાં બધું વિસર્જન કર્યું ! હું ભીખારણ થઇ ગઈ ! માત્ર એક જ વર્ષમાં માંડી ને રાંડીયે ખરી ! સંસારનો ખેલ પુરો થયો ! સંસારમાં કેવું સુખ હશે તે મેં જોયું નથી. મારાં

હૃદયમાંનું પ્રણયી સિંહાસન ખાલી જ છે. તે સ્થાન કોઇએ લીધું જ નથી—અંતરની સંધી થઈ નથી. હું પરણી તોય કુંવારી જ છું. હવે હું પ્રથમના કરતાં વધારે સમજું છું. દુઃખ એટલું થાય છે, કે તે બીજાંને ન કહેવાય. મારૂં જ હૃદય જાણે છે. પણ હવે શો ઉપાય ? હું તો થઈ વિધવા! સમાજ મને "ગંગાસ્વરૂપનો" ખિતાબ જલદીથી અર્પણ કરશે ને મારાપર પારાવાર મુશ્કેલીઓ આવી પડશે.

મને વિરૂપા કરવામાં આવી. હાથપર ચડેલા શણગાર ઉતર્યા ! મુલાયમ સાડીને બદલે અપશકનીયો કાળો મધરો પહેરવા મળ્યો ! હું સાચું જ કહું છું, કે શેઠ મરી ગયા તેથી મારા હૃદયને કંઇ પણ ઘા લાગ્યો નથી, તેમ મારા હૃદયમંદિરમાંથી કંઇ ખોવાઈ ગયું હોય એવું પણ મને નથી લાગતું. એક રખેવાડ હતો તે ગયો. બસ, વિશેષ કલ્પાંત મેં તો ન કર્યો. હું એટલું તો જાણું છું કે મારાં માબાપે મારૂં આ હાડમાંસનું શરીર દશગણા દામ લઇને વેચ્યું છે, તે કંઇ મારૂં જીવન આદર્શ બનાવવા માટે નહિ, પણ મારી બ્યાજબી ઇચ્છાઓનું લીલાંઉં કરવા માટે જ હતું હું લાચાર હતી. આટલી નાની વયમા માબાપ સામાં ઉઠીને માગથી કેમ બોલાય ? તેઓએ તો પોતાનો સંકલ્પ સાધ્યો ! દીકરી પડે ઉંડા ધરામાં ! "નશીબનો વાંક" એ જ હિન્દુ માબાપનો મહાભારત બચાવ ! આ બુઢ્ઢો કંઇ મારો પ્રાણપતિ નહોતો ! મારા અંતરનો આરામ નહોતો ! મને સ્વર્ગનો ધોરી રસ્તો બતાવનાર તે નહોતો ! છતાં મારે અનિચ્છાએ તેની પાછળ વિધવાપણું વેઠવું પડશે ! સમાજનો આવો અન્યાય કેમ ખમાય ? હું તો કહું છું કે સમાજનો આ નાગો દંભ છે ! મારા જેવી બીનઅનુભવી અને બીનકેળવાયલી બાળાઓ બળાત્કારે પવિત્રતા શી રીતે જાળવી શકશે ? કોઇ સ્મૃતિઓનાં પ્રમાણો આપશેઃ હું તો કહીશ કે સ્મૃતિકારોના સમાજ કરતાં આજનો સમાજ જુદો છે. વર્તમાન સમાજમાં વ્યભિચારની માત્રા વધતી જાય છે. વાતાવરણ અપવિત્ર છે. બાળહત્યા મોટા પ્રમા-

ણમાં થાય છે. આ કમનસીબ પરંપરાનું કારણ બાળવિધવાઓની અધિકતા જ છે. વાણિયાં બ્રાહ્મણની જ્ઞાતિમાં પુનર્લગ્નનો ચાલ નથી, તેથી અધિક પાપ થાય છે. "વિધવાપણાંનો" આદર્શ ભલે ઉંચો રખાય પણ પ્રકૃત્તિનો નિયમ કોણ ફેરવી શકશે? સમાજમાં દેવ-દેવીઓ બહુ ઓછા પ્રમાણમાં જોવામાં આવશે. સૌ કોઇ પ્રકૃત્તિને આધિન છે. મારો ડોસો ગયો ને જેમ સમાજની આંખે હું વિધવા થઈ, તે રીતે જે બાઇઓને અન્યાય થયો હશે, તેઓ બધી એવી નહિ હોય કે જેઓને પુનર્લગ્નની જરૂર નહોય. રાગી સંસારમાં વસવું ને ત્યાગી રહેવાનો દંભ કરવો એ વિચિત્રતા છે. હું માની શકું છું કે પુનર્લગ્ન એ આદર્શ લગ્ન નથી. છતાં પરાણે વૈધવ્ય ધર્મ પળાવવાથી જે ખરાબીઓને લીધે વાતાવરણ દૂષિત થાય છે, તેવું પુનર્લગ્નથી નહિ થાય. હિન્દુ સ્ત્રીજાતિને બધી બાજુથી અન્યાય કેમ થાય છે? શું તેઓએ હિન્દુ જેવી નિર્દય સમાજમાં જન્મ લીધો તે માટે? હજારો વર્ષથી ઘડાયલા સમાજના કાયદા ફેરવવાની શું હવે જરૂર નથી? એક પત્નીની એહ બળતી હોય તે જ વખતે પુરૂષને ચાંલ્લો થાય! નવી પત્ની પરણવાનો તુરત પરવાનો મળે! ને સ્ત્રી જાત માટે એથી ઉલટો હડહડતો અન્યાય! આવા ઘાતકી કાયદા ઘડનારાઓ સ્ત્રીસમાજના શત્રુ નથી શું? સ્ત્રીઓને માટે સંયમ ખરો, તો પુરૂષોને માટે કેમ નહિ? એકને ગોળ ને બીજાને ખોળ!

મારો શેઠ મરી ગયો, ત્યારપછી બારમે દિવસે મારા પિતાનો દેહાન્ત થયો! મારા નામે બેંકમાં મુકેલા રૂપીઆનું શું થયું, તે હું જાણતી નથી. મને તેમાંથી એક પાઇ પણ મળી નથી.

મારો વસવાટ હવે પીયરમાં છે. મારી સુંદરતા ને મોહકતા હરાઇ ગયાં! મારી માતા પાસે હું એક વર્ષ રહી. બાદ મેં આગળ ભણવાનો વિચાર કરીને મારી માતાને કહ્યું: "મા! હું વિધવાશ્રમમાં ભણવા જાઉં તો? ત્યાં વિધવાઓને મફત રાખે છે

ને ભણાવે છે. મને ક્યાંય ગમતું નથી. માટે અભ્યાસમાં મન લગાડવા દો. હું ઝાઝેરૂં ભણીશ તો મારા જીવને શાંતિ થશે." પણ મારી માને તે ન ગમ્યું. તે બોલ્યાં: "તેમ કરીને ઘરની આબરૂપર પાણી ન ફેરવાય! રાંડેલી દીકરીને વળી બહાર કેવું નીકળવું! ધર્માદાનું ખાવાનું ગમે છે, ને ઘરમાં નથી ગમતું? "અજવાળી તોય રાત!" તું ભણી ગણીને હોશીયાર થા, તો પણ વિધવા! દીકરી તે રાંધ્યું ધાન! તેને બગડી જતાં વાર શી! હુ તને કોઇને ત્યાં કેમ મુકી શકું? મને તેઓનો વિશ્વાસ કેમ આવે? તારે ઘણું ભણીને ક્યાં જવાનું છે? ઘર આગળ ધરમનાં પુસ્તકો વાંચો." થયું. ત્યાંયે "નશીબનો દોષ" ફરી વળ્યો! હું ગીતા વાંચતી, ત્યારે અમારૂં મરઝાદી કુટુંબ ખળભળી ઉઠતું. તેઓ મને કહેતાં: "અરર! બાઈમાણસથી ગીતા વંચાય? ગીતા હાથમાં લેતાં જ પાપ લાગે! બસોબાવન વૈષ્ણવની વાર્તા" અને પુષ્ટિમાર્ગનાં બીજાં પુસ્તકો વાંચવાનાં ક્યાં થોડાં છે? શ્રી મહાપ્રભુજીનું જીવનવૃતાન્ત હંમેશ વાંચવું જોઈએ. સલાયા ગામમાં એક માણસ ગીતાનો પાઠ કરતો કરતો તલવાર હાથમાં લઇને નીકળી પડયો'તો! આપણે મરઝાદી થઇને ગીતા વાંચીએ?" મને આવું વાતાવરણ ને આવા પ્રતિબંધો મુદ્દલ ગમતા નહિ. અજ્ઞાન જનસમુહમાં રહીને આત્મશાંતિયે ક્યાંથી મળી શકે?

મારે એક જ ભાઈ છે. તે ત્રણ વર્ષ થયાં મુંબઈમાં સોલીસીટરની લાઈનપર છે. તે મારા ભાઈ ત્રણ વખત પરણ્યા, ને ત્રણે સ્ત્રીઓ મરી ગઇ. હમણાં ચોથીવાર લગ્ન કર્યું છે! વહુ ૧૧ વર્ષની છે. તેને ઘરમાં એકલી ન રખાય, તેથી તેની રખેવાળી કરવા માટે મારા ભાઇ મને મુંબઇ લઇ ગયા. ઘરમાં રસોઇ, કપડાં ધોવાનું ને પાણી ભરવાનું કામ હું કરતી. મારા ભાઇ ઘરમાં હોય ત્યાં સુધી વહુને અળગી ન કરે. ચોથીવારનું લગ્ન છે, તેથી તેને લાડ લડાવવામાં ઉણપ આવવા દેતા નથી. તે કોર્ટમાં જાય, પછી વહુ મારી

પાસે આવે. તેઓ નાટક–સીનેમા જોવા જાય, ત્યારે હું ઘરમાં જ પડી રહું. કારણ, વિધવા બાઇથી એ મોજશોખમાં ભાગ ન લેવાય ! તેઓનાં વિલાસી જીવન જોડે મારે સંન્યાસીનિને રહેવાનું ! તેઓનો વૈભવ ક્યારેક મારા મનને ચળાવતો. મને વાંચતાં લખતાં આવડતું, તેથી શ્રી મહાપ્રભુજીનું જીવન ચરિત્ર વાંચતીઃ પણ મનનું સમાધાન થતું નહિ. હિન્દુ સમાજમાં વિધવાઓ તનમનથી પવિત્ર રહે, એવું દેવતાઇ વાતાવરણ નથી. મારા ભાઇ અને નવી વહુનો રંગરાગ હું વર્ણવી શકું નહિ. તેઓ મારી નજરે અવિનયથી વર્તતાં શરમાતાં નહિ. મારાં જીવનનું કષ્ટ તેઓ જાણતાં નહિ. મારૂં મન બહુ વ્યગ્ર રહેતું. તેથી પડોશની ભાટી (ભાટીયાણી) બાઇઓ સાથે હું દેવદર્શને જવા લાગી. મારી ભાભી આવતી નહિ. મારા પડોશની બાઇઓ હંમેશ ગોસ્વામી મહારાજનો ચર્ણસ્પર્શ કરતી ને કંઇ કંઈ ભેટ ધ-રતી. એક દિવસ બહુ ભીડ નહોતી. થોડીક બાઇઓએ ભેટ ધરીને ચર્ણસ્પર્શ કર્યા. છેલ્લે હું ખાલી હાથે ચર્ણસ્પર્શ કરવા લાગી, ત્યારે મહારાજે પોતાનો પગ ખેંચી લીધો ને ચર્ણસ્પર્શ કર-વાની ના કહી. મને બહુ લાગી આવ્યું. હૃદયમાં દુઃખની આગ ધી-ખતી હતી તેમાં વધારો થયો. તે દિવસથી ચર્ણસ્પર્શ કરવાનું મેં છોડી દીધું. ઘણીયે વિધવાઓ ભેટ ધરીને ચર્ણસ્પર્શ કરે છે. પણ હું મફતનો ચર્ણ સ્પર્શ કરતી, તે તેઓને ન ગમ્યું ! જેઓ ભેટ ધરે તેઓને રાજીખુશીથી સ્પર્શ કરવા દે છે ! ખેર મને સર્વત્ર દુઃખ જ ભાસતું. પછી તો હું મંદિરમાં–ઠાકોરજીનાં દર્શન કરીને જ ચાલી આવતી.

બે મહિના આ ક્રમ ચાલુ રહ્યો. મંદિરમાં એક પુરૂષ હંમેશ મારા સામું જોયા કરતો. તે એક આબરૂદાર ગ્રહસ્થ જેવો લાગતો હતો. એક દિવસ તેણે મારી સાથે બોલવાની છુટ લીધી. પછી પરિચય વધ્યો. તેનો ને મારો મેળાપ મંદિરમાં દર્શન વખતે થતો. ત્યાંથી દર્શન કરીને નીકળ્યા પછી પાંજરાપોળની ગલીમાં એક ડો-

શીને ત્યાં મળવાનું રાખ્યું. પ્રતિદિન મમતા ને અધિરાઈ વધી! એક દિવસ તે પુરૂષે મને કહ્યું: “આમ મળવાનું મને નથી ગમતું. શા માટે આપણ બન્ને સાથે ન રહી શકીએ? મુંબઈ છોડી જઈએ એટલે ખલાસ! આખું જગત્ જખ મારે છે! તારે મારૂં કહ્યું માનવું જ પડશે!” તેની આ માગણી મને વસમી લાગી. મેં કહ્યું: “તે મારાથી ન બને! મારા ભાઈ સોલીસીટર છે: તેની લાજ જાય અને મારા કુળનું નાક કપાઇ જાય! આમ મળીએ એ જ ઠીક છે.” પણ મારૂં બોલવું સાંભળીને તે માણસ તપી ગયો, ને ગુસ્સામાં આવી, મારી ડોકમાંથી સોનાની કંઠી કાઢી લઇને બોલ્યો: “મારા કહેવા પ્રમાણે આવતી કાલે મારી સાથે નાશી છુટીશ, તો જ આ કંઠી પાછી મળશે નહિ તો કંઠીનું નહાઇ નાંખજે! તારો ભાઇ સોલીસીટર હોય, તો ભલે તેનાથી થાય તે કરી લે!” કંઠી માટે હું ઘણું કરગરી, રડી, પણ તે પાછી ન મળી. મંદિરોમાંયે સમાજના આવા ગુંડાઓ ખાનદાનીનો બુરખો ઓઢીને વિધવાઓને ફસાવવા માટે ફરતા હશે, તેની મને ખબર નહોતી. હું કંઠી ગુમાવીને ઘેર ગઇ. મારાં ભાઇ ભોજાઇ ન જાણી શકે, તે માટે ડોક ઢાંકી રાખીને આઠ દિવસ સુધી કંઠીની વાત ગુપ્ત રાખી. પણ હવે કંઈ ઉપાય કરવો જોઇએ. લાંબો વખત વાત છુપાવી શકાય તેમ નહોતું. તે બદમાશ હવે મારી કંઠી પાછી આપવાનો નહોતો, મેં તેને મળવાનું છોડી દીધું. આખરે એક પ્રપંચ સુઝયો.

જેઠ સુદ છઠના દિને મોટાં મંદિરમાં છપ્પનભોગનો ઉત્સવ હતો. છપ્પનભોગનાં દર્શન વખતે કેટલી ભીડાભીડ ને ધક્કાધક્કી થઈ હતી, તે મુંબઇનો ભૂલેશ્વર વૉર્ડ ખાસ કરીને જાણે છે. હું એકલી છપ્પનભોગનાં દર્શન કરવા ગઈ. આ નિમિત્તે મારા કંઠીવાળા ગુન્હાનો બચાવ કરવાનું મને સુઝયું. ઘેર આવીને મેં મારી ભાભીને કહ્યું: “છપ્પનભોગનાં દર્શનમાં પાર વગરની ભીડ હતી. એ ભીડાભીડમાં કોઇએ મારી કંઠી કાઢી લીધી! અરે, એકલી કંઠી

જ નહિ, પણ બે રૂપીઆ બાંધીને પેલો જાંબળી રંગનો રૂમાલ કેડે ખોસેલો હતો, તે પણ કોઈ કાઢી ગયું ! હવે શું થાય ! તેનો પત્તો કોણ મેળવશે ? ઘણી બાઇઓના દાગીના ચોરાઇ ગયા છે ! બહુ ભીડમાં કેટલીક બાઇઓ અને બાળકો તો બેશુદ્ધ થઇને પડી ગયાં !"

તુરત મારી ભાભી મારા ભાઇ પાસે ગઇ ને બધી વાત કરી. મારા ભાઇએ મોઢું કટાણું કર્યું. આખરે મંદિરમાં જવાનું બંધ કરાવ્યું. એટલું જ નહિ, પણ ભાઇની પરવાનગી વગર ઘરની બહાર પગ ન મૂકવો એવો બંદોબસ્ત થયો ! ત્રણ ચાર મહિના થયા, કંઠીની વાત વિસારે પડી. મારૂં અમુક આરોપી તરીકેનું જીવન એમ જ ચાલ્યું જતું. બહાર જવાનો પ્રતિબંધ થયો, તેથી મને બહુ અકળામણ થતી. અમારા ઘર સામેનો એક ઝવેરી હંમેશ મારી આ દશાનું નિરિક્ષણ કરતો. તે જ્ઞાતિનો તો વાણિયો છે પણ ઝવેરાતની દલાલી કરે છે. તેને બધાં "ઝવેરી" કહીને બોલાવતાં. એક દિવસ તેની સાથે મને પ્રસંગ પડયો. તેણે કોણ જાણે કેવી ચતુરાઇથી વાત કરી, પણ તે મારે ગળે ઉતરી. તે લગભગ ત્રણ વર્ષથી અમારી સામી લેનમાં રહેતો હતો. તેથી હું તેને સારી રીતે ઓળખતી. તેની વહુ બે વર્ષ પર મરી ગયેલી, તેથી એકલો જ હતો.

મારા ભાઇને ત્યાં મને સુખના શીરા મળતા નહોતા. તેઓનો ગોલાપો કરીને હું ધાન ખાતી. હું રસોઇ કરીને જમવા બોલાવું, ત્યારે એ બન્ને માણસ જોડાજોડ જમવા બેસતાં શરમાતાં નહિ. મારા ભાઇ આગ્રહ કરીને તેની વહુને જમાડે. વહુનું માથું દુઃખે તો પોતે ઉભે પગે તેની સેવામાં રહે ! મારાથી આ બધું જોયું ન જતું. વિધવા દીકરી કે બ્હેન ઘરમાં હોય, તો આવું વર્તન તેની નજરે રાખવું એ શું વ્યાજબી છે ? ઘરનું વાતાવરણ આવું જ રાખવું હોય, તો પછી શા માટે બાળવિધવા દીકરીના ગળામાં પરાણે વૈધવ્યનો ફાંસલો નાંખો છો ? તેઓનું યોગ્ય પાત્ર સાથે પુનર્લગ્ન કરી આપ-

વાથી હિન્દુઓનો કયો દેવ કોપાયમાન થઇ જવાનો હતો ! ને એવી કઇ જરી પુરાણી પામર આબરૂનું દેવાળું નીકળી જવાનું હતું? સમાજે વિધવાઓને પવિત્રતા જાળવવા દેવી નથી, છતાં શા માટે તેઓને એ કઠણવ્રત પાળવાની ફરજ પાડે છે? તેઓનો આમાં દોષ શો છે?

મારાં ભાઈ ભોજાઇનો અવિવેક મને વ્યગ્ર બનાવતો.વિધવાઓને આવી રીતે રાખીને કોણ સાર કાઢશે? હું માની શકું છું કે વિધવા બાઇઓ દર્શન લાયક–દેવી સ્વરૂપ થઈ શકે. પણ તે ક્યારે, કે ઘરનું વાતાવરણ પવિત્ર હોય તેનાપર અખુટ વિશ્વાસ મુકવામાં આવતો હોય, ઘરમાં તેને જ મોટું માણસ ગણી માન આપવામાં આવતું હોય, તેના સમક્ષ ઘરમાં અસભ્ય વર્તાવ ન થતો હોય, હંમેશ સત્સંગ, ભજન કીર્તન થતાં હોય ને તેનાં ખાનપાન માટે સાત્વિક ખોરાક અપાતો હોયઃ ત્યારે જ. આમ કરવાથી તેનું મન ચાળત નહિ થાય, તેઓ બીનવફાદાર પણ નહિ નીવડે.

અમારા હિન્દુ સમાજે તો વિધવા બાઇઓને રાખવી ખાસડાંને તોલે–આખો જન્મારો તેઓની અવગણના કરવી, ને વાંકમાં આવે તો સખ્ત સજા કરવી; પણ તેની મુશ્કેલીઓને માન આપી, પુનર્વિવાહ કરી આપવાનો સમયધર્મ વિચારવો નહિ. એમ મનુષ્ય સ્વભાવથી ઉલટો પ્રતિબંધ રાખતાં પરિણામ ઇચ્છવા યોગ્ય ન જ આવે. એ તો દેખીતું જ છે.

અહીં મારૂં જીવન કંટાળામય, અને અનાદરના આકરા નમુનારૂપ હતું. તેથી કહેવાતી લાજ આબરૂ અને સમાજના ગોઝારા નિયમોને ચોપાટીના દરિયામાં પધરાવી મેં સાહસ કર્યું ! માણસ ચોતરફની અન્યાયી યંત્રણામાં ઘેરાઈ જાય એટલે પછી શું કરે? તેમાંથી છુટવાનો જ પ્રયાસ કરે ને? મેં પેલા ઝવેરીનું કહ્યું માન્યું ને તેની સાથે હું એક સાંજે નાશી છૂટી ! અયોગ્ય પ્રતિબંધો આવું શીખવે છે. તેમાં મારો વાંક નથી.

ઝવેરી સાથે હું ઉમરગામ આવી. તેને રાંધી ખવડાવનારની ખોટ હતી, તેથી મને માનથી આશ્રય આપ્યો. તે મારામાં બહુ વિશ્વાસ રાખે છે. તેણે મને સૌભાગ્યના શણગાર પહેરાવ્યા! આખા ઘરનો વહીવટ મને સોંપી દીધો. મારા ભાઇએ ખાસ કંઈ મારી શોધ કરી નહિ. વિધવા બ્હેનની તેને શી ઉપજ હતી કે તે જીગર જાનથી શોધ કરાવે? વાત દાબી દીધી. કોઇ મારા ખબર પૂછે, ત્યારે કહે કે: "એતો હવે દેશમાં ડોશીમા સાથે રહે છે." ધીમે ધીમે વાત ભુલાઈ ગઇ. ઉમરગામમાં અમે ત્રણ વર્ષ રહ્યાં. બાદ મુંબઇમાં આવી, પાલાગલીમાં એક સારૂ ઘર ભાડે રાખ્યું. મને આશ્રય આપનાર ઝવેરીને ઝવેરાતની દલાલીમાં સારૂં મળે છે. તેણે મારા વાસ્તે કિમ્મતી દાગીના કરાવ્યા, ઢગલાબંધ કપડાં લઇ આપ્યાં. અત્યારે લોકોની નજરમાં હું સૌથી સરસ થઇને મહાલું છું. દેવદર્શને જવાની મને છૂટ છે. ખોટું દબાણ નથી.

આ પ્રમાણે હમણાં તો સારૂં ચાલે છે. ભવિષ્યમાં શું થશે, તે તો ભગવાન જાણે. ઘણી સ્ત્રીઓ મુસ્લીમ ગુંડાઓના હાથમાં ફસાઇ જાય છે, વટલી જાય છે. એટલું જ નહિ પણ નષ્ટભ્રષ્ટ થઇ જાય છે, તેના કરતાં મેં કંઈ બહુ ખરાબ નથી કર્યું એમ હું માનું છું. આટલુંયે મેં કર્યું છે, તે માટે જ્ઞાતિ અને સમાજના કઢંગા કાયદાઓ જ જવાબદાર છે. ગેલા બુઢ્ઢાના હાથમાં મને વેચી, એ શું મારૂં શાસ્ત્રીય લગ્ન હતું? બીલકુલ નહિ. એ તો વેપાર હતો. હવે એવો વેપાર કરીને ડોસો મરી ગયો, તેની પાછળ મને "વિધવા" તરીકેના સખ્ત કાયદા લાગુ પાડવા એ શું યોગ્ય છે? લગ્ન સપ્તપદીનું મહાત્મ્ય હું સમજી નથી. ને મને કોઇએ સમજાવ્યું પણ નથી. એ પ્રમાણે મારૂં લગ્ન થયું નથી. તો પછી સમાજ શા માટે મને કષ્ટકારક જીવન જીવવાની ફરજ પાડે છે? એ આદેશ અયોગ્ય છે, માટે જ મારે તેનું ઉલ્લંઘન કરવું પડયુ!—પરાણે ઉલ્લંઘન થયું. સમાજ પોતાના જમાનાનાજૂના કાયદા આ વીસમીસદીમાંયે નહિ ફેરવે,

અન્યાયી શાસન ચાલુ રાખશે, તો તેનું પરિણામ કડવું જ આવવાનું. બાળક બે વર્ષનું હોય, તે વખતે જે ઝભલું પહેરે, તે જ ઝભલું બાળક દશ વર્ષનું થાય ત્યારે પહેરી શકે કે? પહેરવા જાય તો ઝભલું ફાટી જ પડે ને? તેમ યુગો વિત્તી ગયા, તે વખતના સામાજિક કાયદા શું આજ પણ એકધારા ચાલી શકે? તે કાયદા ચલાવવાની કોશેશ ચાલુ રહેશે, તો જમાનો એવો આવે છે, કે તે કાયદાઓનો પરાણે ભંગ થશે. જેમ ઉમર વધે તેમ કપડું મોટું જોઇએ, તેમ કાળ વિત્યે કાયદાઓમાયે ફેરફાર થવો જોઇએ. દેશકાળ વિચારીને સમાજ પોતાના નિયમો ન ફેરવે, તો તેનો સવિનય ભંગ જ થાય! બીજું શું પરિણામ આવવાનું? પછી સમાજના એ કાયદાઓનો મોભો કયાં રહ્યો? સારી વાત એ છે કે જમાનો વિચારીને સમાજના કાયદાઓમાં સુધારો કરો. વિધવા બાઇઓને પવિત્ર વાતાવરણમાં રાખો ને લગ્નની પ્રથા ખાસ સુધારો. લગ્નસંસ્કારને વિકૃત દશામાં ફેરવી નાખવાથી જ ચોમેર બુરી હાય લાગી રહી છે. આ અનુભવના ઉભરા વાંચો, વિચારો ને સમાજને સમજાવો. અને આટલું કરી, સ્ત્રી સમાજને અન્યાય થતો અટકાવો."



# ૨૩: સુમતિનો સંકલ્પ.

"સુમતિ! હું–તારી ફઇ ઉઠીને તને વારંવાર કહું, એ શું સારું કહેવાય? વહેવાર બાંધ્યા વગર કોઇનો છૂટકો થયો છે? તને ભણાવી–ગણાવી તેનું શું આ ફળ? ભણીને દીકરીઓ માવતર સામું બોલે, ને તેઓનું કહ્યું માને નહિ, તો પછી તેને ભણાવવાનું કોને મન થાય? તું તો હવે સમજે છે. તારી મા બોલી શકતી નથી, તેને તો તારી વ્યાધિ થાય છે. આ હઠ શું સારો છે?" મારાં ફઇબાએ વિષ્ટિ કરવા માંડી.

"વહેવાર બાંધ્યા વગર છૂટકો ન થતો હોય, તો તે મારે કરવો જ છે! તમે મારાં ફઈ થઇને "ફેરા ફરી લેવાનું" ફરમાવો તો તમને પાપ લાગે! સુશિક્ષિત દીકરીના વ્યાજબી મતને ટેકો આપવો, એ શું માવતરની ફરજ નથી? વિદ્યા કદી પણ બુરા વિચારો આપે જ નહિ. ભણવાથી કોઈ બગડી જતું નથી. મારી માતાની ચિન્તા ખોટી છે. એથી મારે એમ જ માનવું કે તેઓને મારામાં વિશ્વાસ નથી. મારા વિચારો બ્રહ્મા પણ નહિ ફેરવી શકે!"

"એમ તો શું હોય, પણ તું જાણે છે–ને કે કોઇ કુંવારું રહી શકયું છે? એમ કદી રહેવાય જ નહિ."

"પણ એ૫રથી એમ સાબિત નથી થતું કે કૌમારવ્રત ન જ જાળવી શકાય, ને નામરજી હોવા છતાં પણ ફરજ્યાત પરણવું જ પડે. આપણા સમાજમાં આટલી બધી બ્હેનો પરણીને પોતાનાં કર્તવ્યનો ફાળો આપી રહી છે, એ શું ઓછું છે? હું એક તેમાં ફાળો નહિ આપું, તેથી શું સમાજનું નખ્ખોદ જવાનું છે? મારે કેમ જીવવું, કેમ મરવું ને કેમ તરવું એ હું બરોબર જાણી શકું છું. સંસારમાં શા માટે પરણવું, ને શા માટે ન પરણવું તે પણ મને જ્ઞાત છે. બધાય જીવ કંઇ એક જ કોટીના હોય છે? તમે એક નબળા માણસને માથે મણ બે મણનો બોજો મૂકશો, તો તે નહિ ઉપાડી શકે; પણ સશક્ત માણસ ખુશીથી તે બોજો ઉપાડી જશે. તેમ જેને માત્ર સંસારના રાગના જ સંસ્કાર પડ્યા છે, તે ભલે પરણે ને વસ્તારી થાય. મારી મનોદશા એથી સાવ અલગ છે. તો શા માટે મને પરાણે સંસારમાં જોડવાનું પાપ કરો છો? હું નહિ પરણવામાં સલામતી જોઉં છું. તેથી મારી શક્તિનો સંચય થશે, એટલું જ નહિ, પણ હું એકલી વધારે કામ કરી શકીશ. શું પહેલાંના વખતમાં છોકરીઓ કુંવારી નહોતી રહેતી?"

"એ વખત જુદો હતો, ને આ વખત પણ જુદો છે દીકરી! જીદ છોડી દે, પછી વસમું લાગશે."

"એ ખરૂં, પણ તેથી કોઇ પણ વસ્તુ અસાધ્ય છે, એમ હું માની શકતી નથી. પરણવાની લેશ માત્ર ઇચ્છા નથી, તો પછી તમે બધાં મને શી રીતે પરણાવી શકશો? શું કોઇને મારીને મુસલમાન બનાવી શકાય?"

"તને ન પુગાય બાઈ! તારી પાસે ઉત્તર ઝાઝા! અમે તો હવે હાર્યાં. આવી દીકરીઓ નહોતી જોઇ. માવતરનું માને નહિ તે દીકરી શા કામની? "સોનાની કટારી કેડમાં ખોસવાની હોય, કંઇ પેટમાં મારવાની ન હોય." દીકરી ડાહી હોય તો સારો કોળીઓ ખવડાવીએ, પણ કહ્યું ન માને તો તો ખબર પાડી દઇએ!"

"હું મારાં માવિત્રોનું બધુંય કહ્યું માનું છું ને માનતી રહીશ. પણ તેઓ મારી મનોવાચ્છના વિરૂદ્ધની આજ્ઞા કરે, તે હું ન જ માની શકું. હું તેઓની ઇચ્છાને માન આપું છું, તો શું તેઓ મારી ઇચ્છાને ઠોકરે મારી શકે? હું નહિ પરણીને કંઈ બગડી જવાની નથી, પણ ઉત્કૃષ્ટ કાર્ય કરીને મરવાની છું."

"પણ તારૂં જોઇને બીજી છોકરીઓ શું શીખશે?"

"જે શીખે તે! તેથી શું મારે મારા સત્ય સંકલ્પપર પુડો મૂકવો? મારૂં અનુકરણ કોઇ બળવાન આત્મા કરે, તો ભલે કરે. શું બધીય છોકરીઓ એમ કરી શકવાની છે? બિચારીઓ કેવળ "માંડવા રાંડવાને જ" સરજાયલી હિન્દુ ભગિનીઓ ઓછું જ કંઇ એટલું બધું નૈતિક બળ કેળવી શકવાની છે? અને કેળવે તો તો વળી કેટલું બધું રૂડું?"

"દીકરી!" મારાં મામી બોલ્યાં: "સ્ત્રીનો ધર્મ તો તેના પતિની સેવામાં જ સમાયલો છે, પતિને જ પ્રભુ માનવો એમ આપણાં ધર્મપુસ્તકોમાં પણ કહે છે: શું તે ખોટું છે?"

"તે ખરૂં હશે, હું તે માની શકું છું, પણ આ જમાનાના વાતાવરણમાં એ ભાવના સિદ્ધ થવી મુશ્કેલ છે. હાલ તો તે માત્ર એક બહાનું જ થઈ પડયું છે. આજના યુગમાં પતિની મૂર્તિમાં સાક્ષાત સચ્ચિદાનંદનાં દર્શન કરતી હોય, એવી એકાત્મરાગી કેટલી સ્ત્રીઓ છે? ને પોતાની સ્ત્રીની માનવ આકૃતિમાં પ્રત્યક્ષ જગત્-શક્તિની ઝાંખી કરે એવા કેટલા પુરૂષો છે, તે તમે બતાવી શકશો? આવી આત્મિય એકતા આજે ક્યાંય નથી. જેમ તમે કહો છો, કે આ કૌમારવ્રત પાળવાનો જમાનો નથી, તેમ હું કહું છું કે, અખંડાનંદ પ્રાપ્તિની માત્રા બનાવી શકાય એવાં આદર્શ લગ્નનોય આ જમાનો નથી એવાં બનવા માટેનું હાલનું સસ્કારી વાતાવરણ નથી, કેળવણી નથી, ધર્મપ્રાણ રાજ્યશાસન નથી, ધર્મનો મર્મ સમજવાના અભાવે હિન્દુ જનતા મૃત્યુનો ભય છોડી શકી નથી. સમાજમાં છૂ-

ચોક હડહડતા વ્યભિચાર ચાલે છે. સાત કે દશ વર્ષની બાળકીઓપર ક્રૂર બળાત્કાર થાય છે, સ્ત્રીઓનાં અપહરણો થાય છે, તેઓના વિક્રય થાય છે; તેમ જ બળાત્કારે પરધર્મમાં વટલાવવાની માત્રા પણ વધતી જાય છે. બાળવિધવાઓ સમય જતાં ભ્રષ્ટ થઇ બાળહત્યાઓ અને આત્મહત્યાઓ કર્યાં જાય છે. જ્યાં ત્યાં કાળો કેર પ્રવર્તે છે. કુસંપ, કલેશ, ચોરી, સ્વાર્થતા અને દુષ્ટતાની આગ સળગી રહી છે. આવા દુષિત યુગમાં પરણીને પાપનો વધારો કરવો એ મારાથી નહિ બની શકે."

આખરે મારાં મામી અને ફઇબા કંટાળીને પોતાને ઘેર ગયાં, ને હું મારા લખવાના કામમાં ગુંથાઇ. મારી ઉમ્મર ૧૮ વર્ષની હશે. મારા પિતાજી નવા વિચારના છે, તેઓ આર્ય સમાજીસ્ટ છે તેથી જ મને આટલી વય સુધી ભણવાની ઉત્તમ તક મળી. એક સંસ્થામાં જરૂરજોગો અભ્યાસ કરીને હું ચાલુ સાલમાં જ મારા પિતાને ઘેર આવી છું. પણ હવે મને ઠેકાણે પાડવા માટે કુટુંબના વડા મેમ્બરોના માથામાં કીડા પડયા! "મારે નથી પરણવું" એમ હું કહું છું, એટલે તેઓ માને છે, કે 'છોકરી કહ્યું માનતી નથી માટે હળહળતો કળજુગ આવ્યો ! મામી ગયાં કે તુરત જ માશીબા આવ્યાં. બોલવામાં એમની જીભ વધારે છૂટી છે. આવતાંવેત તેણે ચલાવ્યું: "દીકરી! તું તો આવી ઘેલી જ રહી? શું કામ જીંદગી બાળી નાખે છે? સંસારમાં શું સુખ છે, તેની હમણાં તને કયાંથી ખબર પડે? તું ઓઢયા પહેર્યા જેવડી છે ને આમ ઉખરડી (દાગીના પહેર્યા વગરની) રહે છે, તેથી અમારૂં તો કાળજું બળી જાય છે! તેં આપણાં સાસતર (શાસ્ત્ર) તો વાંચ્યાં છે તેમાં શું કહે છે? એમ કહે છે કે સોળ વર્ષ પછી દીકરી કુવારી ફરે, તો ડગલે ડગલે ધરતી ભારે મરે। જરાક વિચાર કર ને કહ્યું માન।"

"એમાંનું કંઇ પણ મારા મગજમાં ઉતરતું નથી. તમે કહો છો, એવું વેદશાસ્ત્રમાં કયાંય પણ લખ્યું નથી ને એવું લખ્યું હોય

તો તે શાસ્ત્રને પણ હું માનવાને તૈયાર નથી, એટલું જ નહિ પણ "બ્રહ્મચર્ય ન પાળવું, કે હિંસા કરવી" આવી અયુક્ત આજ્ઞા જો ઇશ્વિર કરતો હોય તો તે ઇશ્વરનેય હું ન માનું! કારણ, તેમાં ઉન્નતિ નથી પણ અધોગતિ છે. તેમ અંતરના પ્રામાણિક અવાજથી તે ઉલટું જ છે. મારા વિચારો લાખ વાતે પણ નહિ ફરે, માટે મને સતાવવાનું છોડી દો." માશીબા, પરાજિત થઇ ચાલ્યાં ગયાં. મારા પિતા તરફનું મને એટલું દબાણ નહોતું. માત્ર કુટુંબસંસ્થા જ મારૂં માથું ખાઈ જાય છે. તેઓ જાણે છે, કે આ નહિ પરણીને કરશે શું? પણ તેઓને ઓછી જ ખબર છે, કે આજ દુઃખ દર્દથી ઘેરાયલા દેશમાં કેટલું બધું કામ પડયું છે તે? કામ કરનારાઓનો જ દુષ્કાળ છે. તેઓ મારા સંકલ્પને "જીદ"–"હઠ" ગણી કાઢે છે, પણ આ હઠ—આ પ્રતિજ્ઞા મેં કેમ અને કયારે લીધી છે તે જણાવી દેવાની પણ જરૂર જોઉં છું. આજથી દોઢ વર્ષપર મુંબઈમાં મેં એક એવું દશ્ય જોયું, કે જેણે મારા હૃદયપર કાતીલ ઝખમ કર્યો! તે દશ્ય આ હતું: ૧૪-૧૫ દુઝણી ગાયોને એક કુપાત્ર માણસ તથા એક સારો દેખાતો માણસ ઘાતકી રીતે બાંધીને લઇ જતો હતો. ગાયોના ગળામાં રસી એવી તો સજ્જડ રીતે બાંધેલી હતી, કે તેઓને જરૂર ડુંપો આવતો હશે. તેઓ મુંગી મુંગી, અટવાતી, સીઝાતી, આંસુ સારતી ચાલી જતી હતી. તેઓ ભાંભરી શકતી નહોતી. ગળું દબાયલું હતું. એ ટોળું પસાર થઈ ગયું, ત્યારબાદ પાસેની દુકાનવાળા એક વહોરાજીને મેં પૂછ્યું: "આ લોકો આમ શા માટે ગાયોને લઇ જાય છે?" જવાબમાં વહોરાજીએ કહ્યું: "એ ગાયો તો જાય છે વાંદરાના મોક્ષમંદિરમાં! ને એ લઈ જવામાં મદદ કરતો હતો, એ જ તમારા હિન્દુ દલાલે કસાઈ માટે ગાયોની ખરીદી કરેલી છે, ને કતલખાનામાં એ માલ સોંપવા જાય છે!" આ બધું જોઇ–જાણીને મારી મનોદશા કેવી થઈ ગઇ, તે કહેવું મુશ્કેલ છે! એ સવત્સી ગાય માતાઓના ગળે છરીના ઘા પડશે ત્યારે તેને કેટલું દુઃખ થશે! તેઓના નિર્દોષ પ્રાણ કેવું કકળાણ

કરી મૂકશે ! અરે, આ નિરપરાધી પ્રાણી છે, અત્યંત પરોપકારી છે, તેને શામાટે હલાલ કરવામાં આવે ? એ પાપ કોને માથે ? અમારો ધર્મપ્રાણ હિન્દુસમાજ કેમ ત્રાસી ઉઠતો નથી ? તેઓનાં હૃદય કેમ બુઠ્ઠાં થઇ ગયાં છે ? આવી કલ્પનાથી મને કમકમાં આવ્યાં ! ને તે જ ક્ષણે મને લાગી ગયું કે: જે સમાજના ભણેલા, ડાહ્યા અને ડીગ્રીધર ગણાતા હિન્દુઓ ગાયની રક્ષા કરી શકતા નથી, જે ધર્મગુરૂઓ ગાયોની કતલ પહેલાં પોતાની જાતની જ કતલ કરાવી નાખતા નથી, તે હિન્દુસમાજમાં અને તે ધર્મના ઇજારદારોમાં કંઇજ ફુંકી બુકડો ભરવા જેવું નથી. ધર્મ જેવી વસ્તુ હિન્દુઓમાં રહી જ નથી. બહાર દેખાડવાનો ધર્મ માત્ર અનીતિનો જ પોષક છે. આ સમયે જ મેં પ્રતિજ્ઞા કરી કે: સંસારનું સુખ મારે ન જોઇએ. આજન્મ કૌમારવ્રત સેવી, ગાયો કેમ બચે તે માટે ચળવળ કરીશ, પુસ્તકો લખીશ, છાપાંઓ પ્રગટ કરીશ, ને મારા શબ્દરૂપી ચાબુક વડે હિન્દુઓની આંખ ઉઘાડીશ ! અરે વિચાર કર, હિન્દુસમાજ ! તારા પ્રતાપી પૂર્વજોએ ગાયની રક્ષા માટે કેટકેટલું કર્યું છે ! તેઓએ પોતાની જીંદગી વહાલી નહોતી કરી ! તેઓ ધર્મને ખાતર મરી જાણતા હતા, પણ આજે તેનો અલ્પાંશ તારાથી સચવાયો નથી, એ જ તારો કારમો મૃત્યુઘંટ !

બાશીબા ગયા પછી મજકુર વિષયપર હું કંઇક લખવા બેઠી, ત્યાં તો બે ચાર કહેવાતા સાહિત્યરસીક ભાઇઓ પધાર્યા. મારી પ્રતિજ્ઞાની ગુપ્ત રીતે વાતો સાંભળીને તેઓએ એ વિષયપર જ ચર્ચા ચલાવી. સફેદ ખાદીમાં મઢાયલા એક ભાઇએ આ પ્રમાણે પહેલ કરી.

" સુમતિ બેન ! તમારો આ આગ્રહ અસ્થાને છે ! મારે આ બાબત ક્રોનિકલમાં ચર્ચા કરવી પડશે. એતો નિર્વિવાદ છે, કે ગમે તે સંજોગોમા પણ સ્ત્રીને પુરૂષ વગર ચાલવાનું નથી જ ! અને એક વિચારવા જેવી વાત એ પણ છે, કે એક અવિવાહિત રહેલી બાઈ પત્ની તરીકેના અને માતા તરીકેના મનોભાવ ખોઇ બેસે છે. એટલે કે તેનામાંથી આ લાગણીઓ જતી રહેતાં તેની પ્રકૃતિ સ્ત્રીયો-

માંથી પણ અસર ઉડી જાય છે! કારણ, તેને અનુભવ નથી! વળી હું તો એ ખાસ માનનારો છું, કે એક બે સંસ્કારી બાળકોને મૂકી મરી જવું એ જ સ્ત્રીના કર્તવ્યનો મહાભારત ફાળો! બહારનાં કામ કરવા માટે ઘણાય પુરૂષો છે. શું સ્ત્રી કદી પુરૂષ થઇ શકશે ?"

"સ્ત્રી પુરૂષ થઈ શકે છે, એ વાતની હું હિમાયત નથી કરતી, પણ સંજોગો પછી તેને સખ્ત તો બનાવે જ. તેથી કેટલીકવાર પુરૂષના કરતાંય સ્ત્રીની હિંમત ચઢી જાય છે, એવા દાખલા તમે નથી જોયા? એ હૃદય, પછી સાધારણ સ્ત્રીહૃદય જેવું ભોળું, ભીરૂ, નબળું અને વિશ્વાસુ તો નથી જ રહેતું. મારો આગ્રહ અસ્થાને છે એવું મને લેશમાત્ર લાગતું નથી. તો પછી મારે લોકોનું માનવું, કે મારા અંતરાત્માનું? હું લોકોનું માનવાને તૈયાર નથી. જેટલું બળ અને જેટલી મદદ આત્મામાંથી મળે છે, તેટલી મદદ બહારના લોક સમુદાયમાંથી નથી મળતી. રાગદ્વેષમાં સડી રહેલાં માનવ પ્રાણીઓ કયું દિવ્ય બળ આપી શકે? પેપરોમાં ચર્ચા કરવાના પોકળ લવારાથી હું વિરૂદ્ધ છું. એમા સમય બરબાદ કરવાનું કંઈ કારણ? 'પુરૂષની મદદ વગર સ્ત્રીને ન ચાલે' તેમાં તથ્યાંશ હશે તો જરૂર પડયે મારા કાર્યક્રમમાં મદદ કરવા માટે હું મારા સહોદરની સહાય લઇ શકું છું. સ્ત્રીસુલ્લભ વાત્સલ્યભાવનો લોપ થવાનું હું માની શકતી નથી. સાંસારિક અનુભવોનાં મારાં લખાણો વાંચો, ને તેમાં શી ખામી રહે છે તે મને બતાવો. હું તેમાં કયાંય પણ અટકી પડતી નથી. કારણ, તે કંઈ ખાસ બુદ્ધિનો ગહન વિષય નથી. તેમાં હું મારા જે ભાવો જણાવી શકું છું તે તમારી દલીલને ખોટી પાડે છે. 'સ્ત્રી પોતાની પાછળ એકચાર ધર્માત્મા–સતાનો મૂકીને મરણ પામે તે જ તેનાં જીવનની સફળતા.' આ સિદ્ધાન્તને હું વધાવું છું. પણ આજની શોચનીય દશા જોઇને હું તેટલી જ નિરાશ થાઉં છું. આપણી ભગિનીઓના સુષુપ્ત આત્માને જગાડી, આ ભાવ-

નાનું ભાન કરાવવા માટે આપણે સંન્યાસવ્રત લેવું જોઇએ-ઉપદેશક થવું જોઇએ અને આપણું ચારિત્ર્ય મુંગો ઉપદેશ આપે તે માટે ખાસ વિશુદ્ધ રહેવું જોઇએ. આ સમાજમાં માત્ર એક હુંજ માતા તરીકેનો ફાળો નહિ આપુ તો કંઇ જબરી ખોટ જાય એવું હું માની શકતી નથી. પ્રાચીન કાળમાં શું આવા અપવાદ નહોતા ? હું તો ઇચ્છું છું, કે આ યુગમાં મારી અનેક હિન્દુ ભગિનીઓ બ્રહ્મચારિણી, બ્રહ્મવાદીની-જગઉદ્ધારિણી થાય."

"પણ એકલવાયું માણસ જગતમાં કંઈ કામનું છે ?" એક બેઠી હાઠીના ભાઇ બોલ્યા ! "તે ક્યારે હતાશ થઈ હેઠે પડશે તેનો ભરોસો નહિ. તમે એકલા જોરથી કામ કરવા ધારો છો તેના કરતાં ડબ્બલ જોરથી કામમાં ઝુકાવો તો શું ખોટું ? એ તો કુદરતનો નિયમ જ છે. તમે તો જે ધારો તે કરી શકો છો ! વળી એક આદર્શ દંપતિરૂપે પણ તમે અમ્મર થઈ શકો. અને હું તો એ પણ ચોકખું કહી દઉં, કે દાખલા તરીકે મોટી વય સુધી હું વાંઢો રહ્યો હોઉં, ને ભલે હું સાવ પવિત્ર હોઉં, તોપણ "વાંઢો છું" માટે લોકો મને શંકાની નજરે જોશે ! તેમ તમે ગમે તેટલાં ચોક્કસ હશો, તોપણ "પરણ્યાં નથી" તેથી લોકો તમારામાં કંઇને કંઇ કારણ જોયાં કરશે ને તેમ રહેવું બની જ ન શકે !"

"તમારી આ દલીલો સાવ પાંગળી છે. માણસ એકલવાયું જ જન્મે છે ને ? શું એ વેળા કોઇ ડબ્બલને સાથે લાવે છે ? આત્મા પોતે સ્વતંત્ર છે ને જો તે પોતાનું સ્વરૂપ વિચારે તો દુનિયાને આંટી વળે એટલું તેનામાં બળ ભરેલુ છે, તે સર્વશક્તિમાન છે. મને ડબ્બલ જોરવાળું હૃદય મળવું મુસ્કેલ, અને થોડાક અપવાદો બાદ કરતાં, મને પુરૂષોનાં ચારિત્ર્યમાં વિશ્વાસ જ નથી ! કેટલા પુરૂષો રામચંદ્રજીના આદર્શ પ્રમાણે એક જ પત્નીવ્રત પાળે છે ? પ્રતિજ્ઞાથી પરણી લાવેલ સ્ત્રી ઘરમાં હોવા છતાં પુરૂષો અન્ય સ્ત્રીમાં પ્રેમ રાખનારા નથી હોતા ? એમ બે ત્રણને સ્નેહ અર્પી રહેલી હજારો

પુરૂષ વ્યક્તિઓને મેં જોઈ છે. હંમેશની–જુની ચીજ–સ્ત્રી ઉપરથી મન ઉતરી જતાં, અન્ય સ્ત્રીના પરિચયમાં આવતા, અને તેની દયા ખાવાનો દાવો કરતા દંભી પુરૂષો મોટા ભાગના છે. શું તેઓ રામની પેઠે તેલની ધાર જેવો અવિચ્છિન્ન પ્રેમ સ્વપત્નીમાં જીવતાં સુધી રાખે છે? આ યુગ નવલકથાઓનો છે, નવલકથામાં જે ક્ષણિક પ્રેમ વર્ણવાય છે, તે જ પ્રેમ અમારાં તરૂણ હિન્દુયુગલમાં જોવાય છે. એ પ્રેમ શું વિકારી નથી? હવે આવા ક્ષણિક–દેહી પ્રેમમાંથી સાત્વિક જોર કયાંથી મળી શકે? વળી સંસારની કેટલીક વાસનાઓ પણ ક્ષણિક જ છે. ધારો કે એવી વહાલી વસ્તુ મળી, પણ તેની જ ખોટ પડી જતાં, જીવન કેવું અકારૂં થઈ જાય? એ માની લીધેલી પ્રિય વસ્તુ કયારે ખોવાઈ જશે, તેનો કંઈ ભરોસો છે? સંસારની આવી ડામાડોળ લીલા છેઃ તેને જે જીતી શકે છે તે જ અભય–અમર થઈ શકે છે. બધું અનિત્ય છે, એટલે પછી મોહી પડવાનું પ્રયોજન શું? "લોકો વાતો કરશે, ને શંકાથી જોશે" આ બીક તો એક પ્રકારની માનસિક નિર્બળતા છે. સત્ય છુપું રહેવાનું નથી. લોકોને બુરી આદત પડી હોય તે એકદમ કોણ ટાળી શકે? વળી જો પોતાના હૃદયમાં પાપ નહોય, તો પછી બીક શાની? તમે દંપતિસુખનો મહિમા ગાયો, પણ એ બધુ પરિમિત છે. હાલનાં દાંપત્યજીવનમાં મને દિવ્યતા નથી જણાતી."

"હું અજબ થાઉં છું, કે આટઆટલું કહેવા છતાં તમારૂં મન નરમ પડતું નથી!" એક શાન્ત ચહેરાના ભાઈ સાવધ થઇ બોલી ઉઠયા.

"પણ એટલું તો સત્ય જ છે, કે આદર્શથી દુનિયા આગળ વધે છે. માણસ જોઇને જેટલું શીખે છે, તેટલું કહેવાથી નથી શીખી શકતું. એક આદર્શ ઘરસંસારની રીતભાત જોઇને અસંસ્કારી પડોશીઓ સુધરવાના દાખલા પણ મેં જોયા છે; ને તેમાં હું વિશેષ માનું છું."

"તમે કહો છો તેમાં સત્યાભાસ છે, પણ એથીય ઉત્તમ

આકર્ષણ અસ્તિત્વમાં હોવાનું હું માની શકું છું. હિન્દુસંસારમાં ઘેર ઘેર ગ્રહસ્થાશ્રમ જ છેને? એ બધા આદર્શ શું ઓછા છે? પુરૂષોમાં અનેક વ્યસન, અનિચ્છનિય ઇચ્છાઓ, અને અયોગ્ય પ્રેમની ધર્મવિહોણી મનોવૃત્તિ પ્રવર્તે છે, તે સામે મારો સખ્ત અણગમો છે. તેઓ બધા સુધરે તો સમાજનાં ભવિષ્યનાં દિવ્ય દ્વાર ખરેખર ખુલે! અમારા નારી સમાજની દશાનું અવલોકન કરી, યોગ્ય દિશામાં પ્રવૃત્તિ કરવા માટે પણ મારા જેવા સ્વતંત્ર પ્રતિનિધિઓની જરૂર છે. જે દેશમા દૂધ ભરી–સવત્સી ગાયો કપાય છે, ને જે દેશમાં વિધર્મીઓ આર્ય મહીલાઓની આબરૂ લુટે છે, તે સમાજનો આદર્શમાં રમનારો વર્ગ ડહાપણ ડોળવા નીકળે છે, તેઓમાં હું જરાય સત્વ જોઇ શકતી નથી. આવી ઘટનાઓથી મારૂં લોહી જેટલું ઉકળી જાય છે, તેટલું મારા ભાઇઓનું ઉકળતું હશે કે નહિ તે હું કહી શકતી નથી. આવા સમયે આદર્શનાં સ્વપ્નાં જોવાં નિરર્થક છે. અને પરણવાનો વાયુ વધારવામાં પાપ છે. એક પણ ગાયને ગળે છુરી ફેરવાય, તે પહેલાં આખા હિન્દુજનસમુહે પોતાના ગળે છૂરી ફેરવાવી મરણશરણ થવું જોઇએ! ધર્મને ખાતર પ્રાણ આપવા તૈયાર ઉભેલી પ્રજાનો કદી પરાજય સાંભળ્યો છે? હિન્દુઓના દેવસમી ગાયો વિદેશીઓનો ખોરાક બનવા માટે વિદેશ જવા જ કેમ દઇએ? આજે આ સમાજમાં સંઘબળ નથી, ઐક્ય નથી, ને તેનો કોઈ સિદ્ધાન્ત જ નથી રહ્યો. ધર્મનો માત્ર ખાલી દંભ છે. સ્ત્રી જાત પણ કેટલા બધા અન્યાયની ચક્કીમા પીસાઇ રહી છે, તેનાં દસ્યો કંપાવે છે. મારી આ મનોદશા છે. સાહિત્યરસિકોના લેપરા શબ્દવિલાસોમાં પણ સત્વ નથી. જ્યાં વીરતા નથી, ધર્મનું ઝનુન નથી ત્યાં બધું નકામું. બસ અધર્મને અટકાવવો, અને જરૂર પડે તો તેમાં પ્રાણની આહુતિ આપી દેવી, તેને હું આ સમયે ઇશ્વરનું ભજન સમજું છું. અમારા ભાઇઓ સ્ત્રીછોકરાંમાં જ વિંટાઇ–ગુંચવાઇ રહ્યા છે, એ શોચનિય બીના છે. અતિશય સ્વાર્થતા એ પણ દુષ્ટતા નથી શુ? અને પાપમયી દુનિયામાં લાગણીશુન્ય–ગમાર થઇ પડયા રહેવા કરતાં એ પાપની અટ-

કાયતના યજ્ઞમાં ખપી જવું, તે અમરતાની ઉજ્વળ સીડી નથી શું? આવી વીરતાનો આવિર્ભાવ કરવા માટે ખાસ બ્રહ્મચર્યવ્રત સાથે ધાર્મિક જ્ઞાનની જરૂર છે. દેહ અને દેહિનો વિભક્ત સબંધ પારખવાની અગત્ય છે. હિન્દુમહાસભાને આ દરિદ્રતાનું ભાન થયુ છે, ને તેથી જ પંડિત માલવીયાજીએ ગીતાના બીજા અધ્યાયનું મનન કરવાની હિન્દુઓને ભલામણ કરી છે; એટલું જ નહિ પણ હિન્દુ મહાસભાના ખરચે તેવું જરૂરી વાંચન હિન્દુ જનતાને પૂરૂં પાડવાનો પ્રબંધ કર્યો છે! આપ જેવા સુશિક્ષિત ભાઇઓએ તો મને મારાં મંતવ્યમાં ઉત્તેજન આપવું જોઇએ. આપણા સમાજે ભણવા કરતાંય પરણવાની વાતને પ્રાધાન્યતા આપી છે, ને અપક્વ વયે પરણાવવાના રોગથી પ્રજા કેટલી પ્રભાવશાળી પેદા થાય છે, તે તો જમાનો જાહેર કરી ચુકયો છે. તેમાં અત્યાચારોની અવધિ છે! લંડનના વ્હાઇટ હોલમાં વિરાજતા બર્કનહેડ જેવાઓ પણ હિન્દુજાતિની બુદ્ધિશક્તિપર કટાક્ષ કરે છે એ હિન્દુઓનું નિર્વિર્યપણું નિહાળીને જ"

ચર્ચા બે ત્રણ કલાક ચાલ્યાબાદ એ કહેવાતા સાહિત્યરસિક, અને સિદ્ધાન્તના માત્ર વાદ કરનારા ભાઇઓ ઉઠયા, ને હું મારા કામમાં ગુંથાઇ.

\+ + + +

લાગતાંવળગતાં બધાંએ મારૂં પાણી માપી જોયું, આખરે તલમાં તેલ ન જણાતાં તેઓએ આગ્રહ છોડી દીધો, ને મારા હાથ ધરેલા કાર્યમાં હું એકાગ્ર થઈ.

જ્યાં સુધી આપણો પ્રાચીન–પવિત્ર કાવ્યમય, આદર્શ સમય ન આવે, ને ધર્મપ્રાણ રાજ્યશાસન ન સ્થપાય, ત્યાં સુધી હું પરણવામાં સુખ કે સલામતી જોઇ શકતી નથી. આ મારો સંકલ્પ છે. પ્રભુ! તું અમારી આર્ય જનતાનો ઉદ્ધાર કર ને તારા આદેશ પ્રમાણે ગાયની રક્ષા, અને નારી સમાજની ઉન્નતિ માટે કર્મ કરવાનું તરૂણ ભાઇબ્હેનોને બળ આપ"

સમાપ્ત.



તમારા સંસારમાં રસઝરણુ વહાવવાં હોય,
મોંઘા માનવજીવનને સફળ કરવું
હોય, અને સંસારમાં સ્વર્ગ
ઉતારવું હોય તો
અવશ્ય ગ્રાહક થાઓ.
દર માસે
હૃદયંગમ ટુંકી
વારતા, તથા
સાંસારિક, અનુભવ
પૂર્ણ લેખો, મનનીય
નોંધ, ઉપરાંત ચાર
રૂપિયાના લવાજમનો
ખંગ તો તમને એક
ચાલુ વાર્તાજ વાળી
આપશે.
સુંદરીસંઘના
અતિ અટપટા
પ્રશ્નોનો ઉકેલ
કરી, સર્વ સામાજિક
પ્રશ્નોની સ્વતંત્રપણે
ચર્ચા કરનાર આઠ આઠ
વર્ષ થયા પ્રગટ થતું
સમાજજીવન
આ એકજ
માસિક છે.
તંત્રીઓ:
નારાયણજી ગો. ડાસાણી
બ્હેન લક્ષ્મીબાઈ ગો. ડાસાણી.
વાર્ષિક લવાજમ રૂ. ૪-૦-૦
લખો: વ્યવસ્થાપક: સમાજજીવન.
૧૨૩, ગુલાલવાડી, મુંબઈ ૪.

વાંચનાર! તમને જો હિન્દુસમાજના ઉદ્ધારની ચાવી જોઈતી હોય,
સંસારમાં સ્વર્ગ ઉતારવું હોય, તો તમારે સ્ત્રીપુરૂષ
સર્વને ઉપયોગી

# સેવાસમિતિ પુસ્તકાલય,

તરફથી બહાર પડેલી રસપૂર્ણ સામાજિક નવલકથાઓ અવશ્ય વાંચવી જોઈએ.

# લોહીનો વેપાર.

## ( સચિત્ર સામાજિક નવલકથા. )

ગુજરાતી ભાષામાં આજ સુધી કદિ બહાર ન પડેલી એવી, હિંદુ સમાજના પ્રત્યેક પ્રશ્નની તદ્દન સ્વતંત્ર અને નિર્ભયપણે ચર્ચા કરનારી આ એકજ સ્વતંત્ર નવલકથા છે. તમે ભલભલી વારતાઓ વાંચી હશે પણ આનંદમાં ગરકાવ કરી દેવા સાથે ગુજરાતના હિન્દુ-સમાજના ઉદ્ધારની ચાવી તો તમને આ નવલકથા જ બતાવશે.

**તમે ‘ લોહીનો વેપાર ’ જોયો તો હશે પણ એ વેપાર નીચે કેવો ભયંકર જ્વાળામુખી ધગધગી રહ્યો છે તે જાણો છો ? તમે કદિ હિન્દુબાલિકાને લગ્ન મંડપમાં મંગળ ફેરા ફરવાનો ઇનકાર કરતી જોઈ છે ? રિવાજ પ્રમાણે પતિ થઇ બેઠેલા પત્થરને લોખંડના ચણા ચવાડનાર દ્રૌપદી કદિ નજરે નિહાળી છે ? લગ્ન મંડપમાં ઘોડેસવાર થઇ આવેલા વરરાજાને ભર્યા મહાજનમાં ‘ઘાડ’ કહી પુકારનારી સિંહણ સમી આર્યપુત્રી જોઈ છે ? બબ્બેવાર તોરણેથી વર પાછો વાળનારી કુસુમકળીની અજબ સ્વતંત્રતાનો પ્રભાવ કદિ તમે અનુભવ્યો છે ? આ બધા ચમત્કારો તમને ‘લોહીનો વેપાર’ બતાવશે !**

પૃથ્વીના પટપર આજસુધી કદિ ન જન્મેલ જયા અને કુસુમ જેવી આર્ય રમણીઓના પ્રખર પરાક્રમો તમારે જાણવાં હોય તો આજેજ ‘ લોહીનો વેપાર ’ તમારી લાયબ્રેરી માટે વસાવી લો.

તેમાં સામાજિક ખંડ છે, નવું સમાજમંદિર રચવા માટેનાં વિધાન છે, દમ્ભી સમાજ સુધારકો ને દમ્ભી ધર્મના પોકળના પ્રકાશ છે, ને બીજું કંઇ એવું એવું છે કે જે તમે આજદીન સુધી ન જોયું હોય: આઠ આઠ મનોમુગ્ધકાર ચિત્રો, અપ–ટુ–ડેટ બાઇન્ડીગ: એન્ટીક પેપરપર કળામય છપાઇ: આ દળદાર ગ્રંથની કિંમ્મત ફક્ત રૂ. સાડાચાર.

## અનેક અભિપ્રાયોમાંના થોડાકનો ટુંક સાર.

( સાહિત્ય: ડીસેમ્બર ૧૯૨૪ )

**લોહીનો વેપાર:** હમણાં બહાર પડેલી કોઇપણ નવલકથા કરતાં 'લોહીનો વેપાર' સહેજે ચડી જાય તેમ છે. આપણા સાહિત્યમાં એ તદન નવા પ્રકારની છે ને જ્યાં સુધી એ સાહિત્ય જીવશે ત્યાં સુધી આ નવલકથા સૌ હોંસે હોંસે વાંચશે......સંસારમાં ખરૂં સ્વર્ગ એકદમ ખડું કરે છે.

આની અંદર પુરૂષનાં બીજી વારનાં લગ્ન, હાલના સંમતિ વગરનાં લગ્ન, સ્ત્રીઓની પરતંત્રતા, વૈષ્ણવ મંદિરોની અપવિત્રતા, દીકરીઓનું વેચાણ–તેમના લોહીના વેપાર વગેરે દુષ્ટ રિવાજોની ઠીક ઝાટકણી કાઢી છે......વગેરે.

( સાંજ વર્તમાન: તા. ૩–૧–૨૫ )

**લોહીનો વેપાર:** મી. ડોસાણીએ આ પુસ્તક બહાર પાડી હિંદુસમાજનું એક એવું તો દિલ ઉશ્કેરનારૂં ચિત્ર રજુ કર્યું છે કે જે હિંદુ કોમના નેતાઓને ખરેખર મનન કરવા જોગ છે. એટલુંજ નહિ પણ હિંદુસમાજનું બંધન કેટલે દરજ્જે સડી ગયું છે, સમાજની દુર્દશા કેટલી હદે જઇ પુગી છે અને સમાજમાં રૂઢીનું અધમ જોર કેટલે દરજ્જે હિંદુ સંસારનું નખોદ વાળી રહ્યું છે તે માટે આ ચિત્ર આંખો ઉઘાડવાને બસ છે. લોહીનો વેપારજ જાણે હિંદુ સમાજમાં ચાલી રહ્યો છે તેનું હૃદયદ્રાવક બ્યાન આ નવલકથા કરાવે છે......

મી. ડોસાણીએ [illegible]

ઉમેરો કર્યો છે......આ વારતા માત્ર નવલકથાના શોખીનોનેજ નહિ પણ સાહિત્યના રસિકોને પણ વાંચવાની અમે ભલામણ કરીએ છીએ.

( ગુજરાતી પંચ: તા. ૧૦-૧૧-૧૯૨૪ )

**લોહીનો વેપાર:** સામાજિક પુનર્વિધાન કઈ રીતે કરવું એ ઉદ્દેશ લક્ષમાં રાખીને આ નવલકથાની ગુંથણી કરવામાં આવી છે. લેખકનું હૃદય સામાજિક કુચારાઓ અને દુષ્ટ રૂઢીઓથી દાઝી ગયું છે એવું આ નવલકથામાંથી સ્પષ્ટ જણાય છે. એમાં પાત્રોની યોજના કરવામાં સામાજિક કુધારાઓ સામે બંડ કરવાનો માર્ગ તેમણે બતાવ્યો છે......વિધવાઓના છુપા વ્યભિચારનાં પોગળ લેખકે લલિતાનાં પાત્રદ્વારા રજુ કરીને સમાજને ચેતવણી આપી છે કે તેમને ફરીથી પરણાવો. કેટલાક વિદ્વાનોમાં ખપતા પણ અંદરખાનેથી અનાચારવૃત્તિ સેવતા દંભીઓના ચરિત્રો પણ લેખકે આ પુસ્તકમાં સમાવ્યાં છે. એકંદરે આ નવલકથા આપણા હિંદુ સમાજનું સિહા ચિત્ર બતાવે છે.

( **પ્રજાબંધુ:** તા. ૧૨-૪-૧૯૨૫ )

**લોહીનો વેપાર:** આ એક સામાજિક નવલકથા છે. હિંદુ સમાજમાં રૂઢી વિવશતાથી જે ઘોર અત્યાચાર થાય છે તેનું આબેહુબ ચિત્ર આલેખવામાં લેખકે સારી નિપુણતા દર્શાવી છે .....જયા અને કુસુમ જેવી સંસ્કારી બાળાઓ સામાજિક અત્યાચારો સામે બંડ ઊઠાવે અને લલિતા જેવી અર્ધદગ્ધ વિધવાઓ રામશંકર સમાધાની જેવા ધર્મઢગોના ફંદમા ફસાઈને વેશ્યાવાડે વેચાય તેમાં હાલની હિંદુસમાજની સ્થિતિ જોતા કાંઈ આશ્ચર્ય જેવું નથી. અને જયાંસુધી આપણી ન્યાતો તથા સમાજ જાગૃત નહિ થાય ત્યાંસુધી સમય જતાં અનર્થોની સંખ્યા વધતી જવાનો સંભવ છે. સ્થળે સ્થળે લેખકે ખોટી રૂઢીઓપર પ્રહાર કરવામાં ખામી રાખી નથી.

( **રંગુન સમાચાર:** તા. ૧૩-૧-૨૫ )

**લોહીનો વેપાર:** આ વારતાને સ્વ. ગોવર્ધનરામની કૃતિ પછીની તેમના જેવી સચોટ અસર કરતી બીજી વારતા તરીકે ઓળખવામા

આવી છે જેમાં કોઇ પણ અતિશયોક્તિ ભરયુ નથી......વારતાનાં રેક પાત્રો એવાં તો સચોટપણે આલેખવામા આવ્યાં છે કે વાચતી વખતે નાટક સામેજ ભજવાઇ રહ્યો હોયની એવો ખ્યાલ આવી જાય છે. અમે આ વારતા દરેક ગુર્જર ભાઇબ્હેનોને વાંચવા ખાસ ભલામણ કરીએ છીએ.

(ગુજરાતી કેસરી: તા. ૨૨-૧-૨૫)

**લોહીનો વેપાર:** આધુનિક સમયમાં આપણી સમાજ બાળ લગ્ન, ફરજીયાત વૈધવ્ય, ખોટાં બંધન, ધર્મના ઢોંગ વગેરે અનેક અત્યાચાર અને અનાચારોનો ભોગ થઈ પડયો છે જેનાં ભયંકર ચિત્રોનું વર્ણન......આપણી અવદશાનું ભાન થઇ શકે તે રીતે આ પુસ્તકમાં વિવિધ પ્રસંગો ગુંથીને આબેહુબ ચિત્રો દોરવામાં આવ્યાં છે. સમાજનો ઉદય ઇચ્છનાર દરેક માણસે આ પુસ્તક અવશ્ય વાંચવાની ભલામણ છે.

( હિંદુસ્થાન: તા. ૨૮-૧૨-૨૪ )

**લોહીનો વેપાર:** સમાજ રચનાનું પુનરવિધાન એ આ નવલકથાનો હેતુ છે......આ વાત કથાકારે ગુજરાત સમક્ષ નવલકથાના રૂપમા મૂકી છે અને સમાજને એ રીતે જાગૃત કરવાને પ્રયાસ કર્યો છે તે આવકારપાત્ર છે.

( કર્મભૂમિ: તા. ૨૬-૨-૨૫ )

**લોહીનો વેપાર:** આપણા સામાજિક સડાની ઘણીય છોળો નીચે હિંદુ પ્રજાનું સમાજમંદિર ડુબી રહ્યું છે, આ છોળો અનેક રૂપની છે. કથા આલેખવાની શ્રી. સાકરલાલ કાપડિયાની શૈલી આકર્ષક છે. 'લોહીના વેપાર'મા તેમની 'બળવાખોર' વૃત્તિ તરી આવે છે. સમાજમાની રૂઢી રાક્ષસીઓ સામે અથવા તો સડેલાં સામાજિક બંધનો સામે 'બળવો' ઉઠાવવામા પાપ નથી. સમાજના સુધારક સામે 'લોહીનો વેપાર' નવનવી વિચારમૂર્તિઓ ખડી કરી શકે છે. શ્રી. ડોસાણીએ આ પુસ્તક પ્રકાશનથી નવલકથાના સાહિત્યમાં સરસ ઉમેરો કર્યો છે.

રસનો ભંડાર ! — સ્ત્રીઉપયોગી

# વનિતાની વાતો.

સંસારના સંતાપમાં સળગી રહેલી સુન્દરીઓની આ કરૂણાજનક કહાણીઓ તમારી આંખ આગળ રૂઢીને નામે ચાલતા દંભ તથા પ્રપંચ ખુલ્લા કરી તમારા હૈયાને હચમચાવી મૂકશે. જુઓ:

**વાર્તા ૧ લી**—બાળલગ્નની બદી સામે પોકાર કરી **જીંદગીના વમળમાં** પડેલી બે સ્ત્રીઓ કમકમાટી ઉપજાવે તેવી પોતાની જીવનકથાઓ રજુ કરે છે અને તેમાં ગરીબ સંસારની હાડમારીઓ, બાળમરણનાં ભયંકર કારણો અને ધર્મનીતિ વિનાની કેળવણી લઇ ફૅશનમાં ફસાઇ પડેલી એક સુધરેલીનો ઇતિહાસ એવી અસરકારક ભાષામાં ગુંથવામાં આવ્યો છે કે જે વાંચતાં તમારૂં દિલ કંપી ઉઠશે.

**વાર્તા ૨જી**—સ્ત્રીઓમાં રમાતા જુગારથી કેવું માઠું પરિણામ આવે છે અને સંસારની કેવી દુર્દશા થાય છે તે એક વણિક કોમની સ્ત્રીને મોઢેથી તેનાં **અવળાંકર્મની કહાણી** જાણી તમે આશ્ચર્યચકિત થઇ જશો.

**વાર્તા ૩જી**—આ દેશમાં સાધુ બાવાઓ ભોળી ભામાઓને ભમાવી કેવી પાપલીલાઓ કરે છે, બ્રહ્મ, ઈશ્વર અને ભક્તિને નામે જુવાન વિધવાઓમાં કેવો અનાચાર ફેલાવે છે, ભગવી ચીંદરી ધરનારાઓ-સાધુના રૂપમાં શયતાનો સમાજની આંખમાં ધોળે દહાડે ધૂળ નાંખી સ્ત્રીઓનાં આશામય ઉજ્વળ જીવન **નરકની નીકમાં** કેવી રીતે ઘસડી જાય છે, તે વાંચતાં આ એક જ વાર્તા તમને આખા પુસ્તકનું મૂલ્ય વસુલ કરાવી દેશે.

**વાર્તા ૪થી**—રૂઢીના જુલમ તળે કચડાએલી એક પ્રેમયોગિની રૂઢીના અનેક ત્રાસો સહન કરીને છેવટે પોતાના જીવનને **પ્રકાશને પગલે** શી રીતે વાળી શકે છે, તેનો ચિતાર:

**વાર્તા ૫મી**—એક દીનહીન શિક્ષકની સ્ત્રી પોતાના માંદા પતિને લઇ મુંબઇમાં જતાં ત્યાં કેવી અવદશા ભોગવે છે અને આ-

ખરે **આપઘાત** કરીને જીવનનો કેવી રીતે અંત આણે છે, તે વાંચી શહેરના સડેલાજીવન ઉપર તમને જરૂર તિરસ્કાર આવશે.

**વાર્તા ૬ઠી**—ગરાસીઆની કોમમાં દત્તક લેવાના નિંદ્ય રિવાજથી એક સ્ત્રીનું બીજી સ્ત્રી સાથે લગ્ન થયાની કમકમાટી ભરેલી વાર્તા વાંચીને એ કરૂણ પ્રસંગ ઉપર તમારા હૃદયમાં પ્રશ્ન ઉઠશે કે આ તે **કુમારિકા કે વિધવા ?**

**વાર્તા ૭મી**—રૂઢીના જુલમથી ત્રાસ પામી હિન્દુ સ્ત્રીઓ ખ્રિસ્તીધર્મમાં કેવી રીતે ઘસડાઈ જાય છે, તેનો ત્રણ સ્ત્રીઓને મોઢેથી રજુ થએલો 'હેવાલ આ **સ્મરણ અને સંતાપ** નામક વાર્તામાં જોઈ શકશો.

**વાર્તા ૮મી**—હિન્દુ અવિભક્ત કુટુંબોમાં ધર્મ, રૂઢી અને રિવાજને નામે કેવા દંભ તથા ગોટાળા ચાલે છે અને તેને પરિણામે જુવાન વિધવાઓનાં જીવન **અંધકારને શરણે** કેવી રીતે પડી જાય છે, તે વાંચી ભૂલનો ભોગ થઇ પડેલી વિધવાને સમાજમાં સ્થાન નહિ મળવાથી આવતાં માઠાં પરિણામ તરફ તમને જરૂર દયાની લાગણી થઈ આવશે.

**વાર્તા ૯મી**—ઇતિહાસનાં પાનાં અમર બનાવનારી રાજપૂત કોમનો અત્યારે કેવો અને કેટલો **અંધઃપાત** થયો છે, એ વાંચીને એની કરૂણ દશા ઉપર તમારી આંખમાં આંસુ આવશે.

**વાર્તા ૧૦મી**—તીર્થસ્થાનોમાં થતી બાળહત્યાઓ અને અત્યાચારોનો ભયંકર ચિતાર રજુ કરતી એક **સેવાશ્રમની નોંધપોથામાં** અનાથ વિધવાઓને માટે આશ્રમોની કેટલી જરૂર છે તે સિદ્ધ કરે છે. આ વાર્તામાં ત્રણ સ્ત્રીઓનાં જીવનની નોંધ છે અને દરેક નોંધમાં સમાજના સડાનું તાદૃશ ચિત્ર છે.

ગુજરાતી નવલકથાના ક્ષેત્રમાં આજ સુધી આવું પુસ્તક કદી બહાર પડ્યું નથી, વ્હાલા–વ્હાલીના ટાયલાથી તદ્દન નિરાળું અને સંસારના સડાઓ સામે ભયંકર પોકાર ઉઠાવી તે દૂર કરવાના ઇલાજો સૂચવનારૂં આ સચિત્ર પુસ્તક દરેક જણે વાંચવુંજ જોઇએ. ઉંચા એંટિક પેપરો, નયનરંજક ચિત્રો, સુન્દર છપાઇ અને સોનેરી નામનું મજબુત પુંઠું છતાં કિમ્મત માત્ર રૂ. ૩–૦–૦.

## અભિપ્રાયોમાંના થોડાક

( હિંદુસ્થાન: તા. ૨-૩-૧૯૨૫ )

**વનિતાની વાતો**: હિંદુ સંસારના કેટલાક ત્રાસદાયક જુલમો અને કુરિવાજોથી કોણ અજાણ છે. તેની જીંદગીના ચિત્રો સહેલી અને વેગવાળી ભાષામાં લખવા માટે લેખક જાણીતા છે. તેમણે આ સંગ્રહમાં પણ એજ જીવનનાં ચિત્રો દસ વાર્તાઓમાં આપ્યાં છે. દરેક વાર્તા સમાજજીવનનો જુદો જુદો પ્રશ્ન છેડતો હોઇને ઉપયોગી તથા વાંચવા લાયક છે.

( ગુજરાતી કેસરી: તા, ૫-૩-૧૯૨૫ )

**વનિતાની વાતો;**—આ પુસ્તક ૧૦ સામાજીક ટુંકી વાર્તાઓનો સમુહ છે. સામાજીક બદીઓ દુર કરવાના વ્રતધારી જેવા સમાજજીવનના માસિકના તંત્રી શ્રી. નારાયણજી ગોકળદાસ ડોસાણીના આ શ્રમ માટે તેમને ધન્યવાદ ઘટે છે. હિંદુ સંસારના અનેક કરુણા રસિક પ્રસંગોનાં ચિત્રો ઠીક રીતે રજુ કરવામાં આવ્યાં છે.

( ગુજરાતી પંચ તા, ૨૬-૪-૧૯૪૫ )

**વનિતાની વાતો**:—આમા ૧૦ ટુકી વાર્તાઓ જુદી જુદી સ્ત્રીઓદ્વારા આપવિતિ કહેવરાવી છે. જેમાથી હિંદુઓની સામાજીક કુરૂઢીઓની ભયંકરતાનો ખ્યાલ આવે છે. દરિદ્રતા, સાસારિક બંધન, હિંદુ સંસારમાં કેટલીક અવિચારી જણાતી રીત રિવાજની રુચો-વગેરેને લીધે હિંદુ સંસારમાં સ્ત્રીજાતિને કેવી અધોગતિમા રખડવું પડે છે એનો ખ્યાલ અશ્રુમય લોચને અને કંપિત હૃદયે આ પુસ્તકની વાતો વાચતાં આવી શકે છે. કહેવું જોઇએ કે પુરૂષવર્ગ જો હિંદુસમાજની સ્ત્રીવર્ગની દુખદ અને ભયંકર સ્થિતિ નિવારવા યત્નો નહિ કરે, તો આ પુસ્તકમાંની ભયંકર વાતો કરતાં પણ વધુ ભયંકર હાલત હિંદુ સમાજની થઈ જશે.

અમે આ પુસ્તકને આપણા પુરૂષ વર્ગના આંખો ખોલનારૂં અને તેને બારીક મનનનો ખોરાક પુરો પાડનારૂં પુસ્તક ગણીએ છીએ.

અમે ઇચ્છીએ છીએ કે-હિંદુ કહેવરાવતો દરેક પુરૂષ આ પુસ્તક બારીકાઇથી વાંચીને તેમાંના રહસ્યો ઉપર મનન કરશે.

# અબળાની આત્મકથાઓ.

**સ્ત્રી**જાતિ ઉપર હિન્દુસમાજ કેટલી હદ સુધી 'ડાયરીઝમ' ચલાવે છે? ત્રાસ, જુલ્મ અને આપખુદી સહન કરતી આર્ય-બાળાઓનાં જીવન કેવાં અધમ થઇ જાય છે તેનો હૃદયભેદક ચિતાર આ પુસ્તક વાંચતા આંખ સામે ખડા થાય છે. ૧૬ સંપૂર્ણ વાર્તાઓ છે. તેમાં થોડીક જુઓઃ—

**૧ લી વાર્તાઃ** કન્યાવિક્રયી માબાપોનાં દુષ્કૃત્યથી દીકરીઓનો સંસાર કેવો સડેલો થઇ જાય છે; તે આ એક જૈન કુમારિકાની કરૂણ કથની વાંચતાં સમજાશે.

**૨ જી વાર્તાઃ** સાસુ નણંદના જુલમથી ત્રાસેલી રડવા કૂટવાના દુષ્ટ રિવાજે રામશરણ થનારી આ બ્રાહ્મણ કુમારિકાની આત્મકથા તમારી આંખમાં આંસુઓ લાવશે.

**૩ જી વાર્તાઃ** પરદેશ ગયેલા પતિની પત્ની યમુના પર કેવા કેવા કારમા કેર વર્તાય છે. તેનો ભરકોર્ટમાં ચાલેલો કેસ, અને મેજીસ્ટ્રેટ સમક્ષ તેણે કહેલી જીવનકથા વાંચતાં સડી ગયેલા હિન્દુસંસારનું તમને ભાન થશે.

**૪ થી વાર્તાઃ** વ્યભિચારી પતિના પનારે પડેલી, સાસુ નણંદના જુલમ સહતી શોક્યના સાલથી દુઃખી થતી આ ઔદિચ્ય બ્રાહ્મણકન્યા ઉષાની આત્મકથા રૂઢીની ભીષણતા અને સ્ત્રીવર્ગની પરાધિનતાનું ભાન કરાવશે.

**૫ મી વાર્તાઃ** હિન્દુસ્થાનમાં વેશ્યાઓ કેમ વધે છે? તે આ નાગર જાતિની મોઢે ચઢાવેલી કન્યા વિમળાકુમારીની જીવનકથાથી તમે જાણી શકશો.

**૬ ઠી વાર્તાઃ** કણબીની ન્યાતની આશાબાઇની આત્મકથા તમને કેળવણીખાતાના ઇન્સ્પેક્ટરો મહેતીજીઓને કેવી રીતે શીશામાં ઉતારે છે તે સમજાવશે.

**૭ મી વાર્તાઃ** શ્યામાની આ આત્મકથા હિન્દુસંસારમાં કજોડાંથી થતી પાયમાલીનાં દર્શન કરાવશે.

**૮ મી વાર્તા:** પુરોહિતની દીકરી ઇન્દિરા વેશ્યા બનવા જેટલી સ્થિતિએ કેવી રીતે પહોંચી તેનું બ્યાન તમારા હૃદયને કમકમાવી નાખશે.

**૯ મી વાર્તા:** વિનોદિનીની આત્મકથા તમને આર્ય અબળાની અજબ સહનશક્તિ તથા ઉચ્ચ આત્મભોગનો ખ્યાલ આપશે.

**૧૦ મી વાર્તા:** નણંદના કુકર્મે ભાભી રૂપાળીને ભોગવવી પડેલી અસહ્ય યંત્રણા તો તમે રૂપાળીનું વૃત્તાંત વાંચીને જાણી શકશો.

**૧૧ મી વાર્તા:** એક કચ્છી બાઇની આ આત્મકથા તમને હિન્દુ શિક્ષિકાઓમાં, ધર્મમંદિરો, ધર્મગુરૂઓ, તથા સંસ્થાઓમાં ચાલતા ભવાડાઓનો ભેદ ખુલ્લો પાડશે.

**૧૨ મી વાર્તા:** લોહાણાનીપુત્રી સુશીલા કેવી રીતે દુઃશીલા બને છે તેનો ઉલ્લેખ શબ્દોમાં કરી શકાય તેમ નથી.

**૧૩ મી વાર્તા:** કોકીલાની આ કર્મકથા તમને હિન્દુ સમાજની નીચતા—નઠોરતાનું અનુમાન કરાવશે.

આથી પણ હિંદુ સંસારની નીષ્ઠુરતાનું વધુ દર્શન તો તમને ૧૪–૧૫–૧૬ મી વાર્તા કરાવશે, આમાંની એકજ વાર્તા વાંચવાથી તમારા ખરચેલાં નાણાં વસુલ થઈ જશે.

જલદી મંગાવી લો. પાકું પૂઠું, સોનેરી નામ કિંમત **રૂ. ૨–૮–૦**

---

## ત્રણ આના સિરીઝ.

**૨. હરામી હરિકથાવાળો ને બીજી વાતો. ૧. બાઇડીઓની વાતમાં તમે શું જાણો ?**

અમારી આ ત્રણ આના સિરીઝ તો તમને સ્નેહ સરિતામાં સ્નાન કરાવશે. દરેકની **કિમ્મત ત્રણ આના.**

આ સિરીઝ સામટી સસ્તે ભાવે વેચી નાખવાની છે. ખરીદનારે તુરતજ લખવું.

# અંધકાર પર પ્રકાશ.

( શ્રી ઉપયોગી સચિત્ર નવલકથા. )

હિન્દુ સમાજની પુનર્રચના કરી સંસારમાં સ્વર્ગ ઉતારવાને માટે સતત પ્રયાસ કરતા **તનમન** અને **લલિત**–નાયક નાયિકાનાં અજબ પ્રેમાકર્ષણનો પ્રભાવ તમે જાણો નહિ તો જીવનનો એક મોંઘો લ્હાવો ગુમાવી દેશો.

એમાં સામાજિક બંડ નથી પણ બંડખોરો કેમ પેદા થાય છે તેની એક કરૂણ અને રમ્ય કથા છેઃ પ્રેમ એટલે સંપૂર્ણ સ્વાર્પણ, પ્રેમ એટલે ઢીંગલા ઢીંગલીના ખેલથી કોઈ તદન જ જુદી પડતી સ્વર્ગીય વસ્તુ–આ વ્યાખ્યાપર **લોહીના વેપારના** જ લેખકે પોતાની ભાવ ભરી ભાષામાં **તનમન** અને **લલિતના** સંસારની સ્વર્ગીય સૃષ્ટિ ખડી કરી છે. તે ઉપરાંત હિંદુ સમાજના બળતા પ્રશ્નોઃ વિધવાવિવાહ, પતિતોદ્ધાર, બાળલગ્ન, વૃદ્ધલગ્ન, વર્ણાશ્રમ ધર્મ વગેરેનો રસિક રીતે ઉકેલ કર્યો છે.

જીવનને દીવ્ય વીણાના સંગીત જેવું બનાવવું હોય તો આ પુસ્તક તમારે મંગાવ્યે છુટકો છે. નયનરંજક ચિત્રો. પાકું પૂઠું સોનેરી નામ. કિમ્મત રૂ ૨–૮–૦.

---

# વિશ્વલીલા.

( અતિ રસિક નવલકથા. )

એક શ્રીમંત કુટુમ્બના ઘરમાં ચાલતાં વિચિત્ર ગોટાળાનું ભેદભર્યું ચિત્રઃ વિધવા ચંચળાને મુનીમ **ભોગીલાલ** કેવી રીતે પ્રપંચ રમી ફસાવે છે, અને આખરે તે અનીતિનાં આચરનાર બન્નેનો કેવો અંજામ આવે છે તે જાણવું હોય તો આ પુસ્તક સત્વર મંગાવી લો:

લો | હા | ણા | ર | ત્ન | મા | ળા

